નર

# સુખ-સાગર.

લેખક—ડી. એન. પટેલ.
જી. બી. વી. સી.



"The benefit which is derived from literature will depend not so much upon the literature itself, as upon the skill with which it is studied."

Buckle's Civilization.
1247 (1868)

આવૃતી પહેલી
પ્રગટ થઈ.
જાનેવારી-૧૯૨૫

કીમત રૂ૦ ૨-૮-૦

મુંબઈ.

" I expect to pass through this world but once. If therefore there be any kindness I can show, or any good thing I can do to any fellow-Human Being, let me do it NOW: for I shall not pass this way again."

OMAR KHAYAM.



Printed at the Fort Printing Press, No. 1, Parsi Bazar St., Fort, Bombay by Hosang T. Ankesaria, Published and Edited by Dr. D. N. Patel, G.B.V.C., at Edward Building, Lamington Road, Post Grant Road, Bombay.

# THE SEXUAL LIFE OF MAN

લેખક—ડી. એન. પટેલ
ઝ. બી. પી. સી.

આવૃતી પહેલી
પ્રગટ થઇ.
જાનેવારી-૧૯૨૫

---

કીમત રૂ૦-૨-૮-૦

---

મુંબઈ.

" The benefit which is derived from literature will depend not so much upon the literature itself, as upon the silk with which it is studied."

Bnokle's Civilization
1247 (1858)

ઉપકાર તારા બેહન

આ હૃદયમાં સમતા નથી-

સ્મરન તારાં મીઠડાં

આ દીલથી ખસતાં નથી.

દિન દિન વહિ શતા જશે,

પણ યાદ તુજ જાશે નહિ

કહે સપનમાં આવીને.

મળશે મિનાઈમાં કે નહીં.

## દુખી યાદમાં

તેં ઘણાં દુખ ખમ્યાં, અને અંતે તું સદાના સુખમાં જઈ સુતી, પણ મેહન, મારાં દુખનો તેં કંઈ પણ વિચાર કીધો નહી. આ દુખી જીગરની દાદ અને સંભાળ લેનાર તું વગર હવે મારૂં કોઈ રહ્યું નથી. જેવી તે સાહેબની મરજી!

વાર ભેરપત,

તા૦ ૨૫મી ડીસેમ્બર ૧૯૨૪

રોજ રશ્ને રાસ્ત યજદ

માહ તેસ્તર તીર યજદ.

શાહેનશાહી સને ૧૨૯૪ યજદેઝરદી.

*What God, in the might of His*
*wisdom and the greatness of his love*
*has created, no man or woman*
*need be ashamed to read, talk of,*
*learn and know.*

*For it can not be that He has*
*so ordered it that knowledge so essential*
*to the well-being of mankind can be*
*destructive to moral purity.*

# દીબાચો

સ્ત્રી શાસ્ત્ર લખ્યા પછી, સેવકે પુરૂષ શાસ્ત્રવાળું પુસ્તક ઇ. સ. ૧૯૧૮ માં છપાવી પ્રગટ કીધું હતું. તે વખતે આ અહના લેખકે નર સુખ સાગર નામનું એક પુસ્તક લખવું શરૂ કીધું હતું, કેમકે ઘણીક અગત્યની જાણવા જોગ બાબદો પુરૂષ શાસ્ત્રમાં પ્રગટ કરવા જેટલી જગ્યા તેમજ અવકાશ મલ્યો નહી હતો. પણ આદમી ધારે છે શું, અને પેદા કરનાર કરે છે શું! તેમ હું મારી ધારેલી યોજનામાં નિષ્ફળ નિવડયો, અને અનેક દુ:ખભરી સંસારી જંજાળોના વંટોલીઆની જાળમાં ચિટલાઇ જવાને લીધે, આ પુસ્તક અસુરેથી પ્રગટ કરી શકાયુ છે. અતરે આ ખુલાસો કરવાની ફરજ એટલાંજ માટે કરવી પડી છે કે, આ Semi-Medical Series ના વાંચકો તરફથી, અનેક વખત "નર સુખ સાગર" માટે પુછપરછ થતી રેહવાને લીધે, સઘળાંને જોઇતો ખુલાસો થઇ શકયો નથી.

આ સેમી મેડીકલ સીરીઝના સઘળાં મળી છ પુસ્તકો પ્રગટ થઇ ચુક્યાં છે, અને આ નર સુખ સાગર એ પુસ્તકની હાર માળામાં સાતમું ઉમેરાયું છે. એ સઘળાં પુસ્તકો નિચલે નામે ઓળખાયાં છે. એ માહેલા કેટલાંક અનેકવાર છપાયા છે.

૧, સ્ત્રીનો સાચો સલાહકાર (ચાર વખત છપાઇ.)

૨, સ્ત્રી-ભવ સાગર (બે વખત છપાઇ.)

૩, સ્ત્રી-દર્પણ.

૪, જીવન શાસ્ત્ર.

૫, સ્ત્રી-શાસ્ત્ર. (બે વખત છપાઇ.)

૬, પુરૂષ શાસ્ત્ર, અને

૭, નર સુખ સાગર.

એ પ્રમાણે આ પુસ્તકોની હાર માળા સાત પુસ્તકોની બની છે. કેહવાની ખાસ જરૂર એ છે કે એ સઘળાં પુસ્તકોની એકબી નકલ આજે મળી શકતી નથી. અમો પોતે અમારી અનેક રોકાણ અને અગવડોને લીધે એ પુસ્તકો ફરી છપાવવાની જંજાલ માથે ખેંચી લેવા રાજી થતા નથી. હાલ તુરત જયાં સુધી અમો ધાર્યે છિયે ત્યાં સુધી, આ નર સુખ સાગર આ "સેમી મેડીકલ સીરીઝ"ની હાર માળા માહેલું છેલ્લું પુસ્તક છે. પણ માણસજાતને માટે જે કાંઇ જાણવાનું, અને શીખવાનુ છે, તે કાંઇ એ સાત પુસ્તકોમા સમાઇ જતું નથી, એમ અમો ભાર મુકી કહીયે છિયે. વિધા હુંનરના ચાલુ થએલા આ જમાનામાં, વૈદક શાસ્ત્રને લગતી નવી નવી શોધ ખોળ અને અવલોકન કરવામા પશ્ચીમ તરફના વિદ-વાનો ચાલુ મશગુલ રેહા છે, અને હરરોજ નવી નવાઇવાલી શોધ દુનિયાની રૂબરૂ તેઓ રજુ કરતા રેહા છે. તે સઘળું સાહિત્ય આપણ સઘલાંને વાંચવાની તેમજ જાણવાની ખાસ જરૂર છે. અગર જો કોઇ સહાસિક પુસ્તક પ્રગટ કરનારાઓ, યા એવાં સાહિત્યના કોઇ શોખીન છાપનારાઓને એવા લેખ જોઇતા હશે, તો કાંઇક ગોઠવણ કરવે, આ અદના લેખક તેવા લેખ તમને પુરા પાડી શકશે.

ડા॰ દુવાગીર

# નર સુખ-સાગર.

## સાંકળિયું

પત્ર ૧૪ મું:-માનસજાતના મર્મસ્થાંનના ભેદ.

**Esoteric Anthropology.**

( વૈદકશાસ્ત્રને આધારે. )

**Disorders Affecting the Semen.**

સમાપ્ત.

# નર સુખ—સાગર.



## પત્ર ૧ લું.

### આપણા છોકરાઓ.

**OUR BOYS.**



મેહેરબાન મિત્ર—

આપણા છોકરાઓ ?

એ સવાલ વિશે આપે શું ધાર્યું ? દરેક કોમની કિર્તી, અને ધર્મની ઉનતી તથા દેશનો બચાવ, તેની કોમના દીકરાઓને આધારે હોય છે, એમ કેહવું શું ખોટું છે ? જે કોમના બાળ-પુરૂષ (બેટાઓ) નબળા, દુબળા, અને દુરાચારી હોય, તો તે કોમનાં ખરેજ હિનભાગ્ય સમજવાં; કેમકે તેવાઓથી, તેમજ તેવાઓની ઓલાદથી દેશને તેમજ કોમને કાંઇબી લાભ કે ફાયદો થવાની વકી રેહતી નથી. તેથી ઉલટું કાંઇબી દેશ કે કોમના બેટાઓ, ભલા અને ઉમદા ખવાસના હોય છે, તો તેવાઓની ઓલાદ ખરેખર ભાગ્યશાલી બને છે, કેમકે તેઓ દેશ, કોમ, અને ધર્મનું રક્ષણ કરનારા નિવડે છે.

મિત્ર, અરૂણાં માટેજ આપણા દીકરાઓની બેહતરીનો સવાલ એવો અગત્યનો છે, કે જે ઉપર આ પ્રસંગે કાંઇક વિવેચન કરવું ફોકટ જાય એમ નથી.

## નરના નામને જેબ દેનાર 'બાળ-પુરૂશ'.

ઓ જબરી જાતીના જોરાવર નર ! યાદ રાખ કે તું એક વખત 'બાળ-પુરૂશ' હતો. તારાં સદગુણી મા-બાપની રાહબરી અને દેખ રેખ જો તું ઉછરીને મોટો થયો નહિ હોત; જો તેઓએ તારાં ભવિશનો વિચાર પોતાને હૈડે ધરયો નહી હોત; અને તુને તારા ફાંટા પ્રમાણે ફરતો મેલ્યો હોત, અને જો તારી બાળાવસ્થામાં અંકુશ-વિનાના એક 'સાંઢ' માફક, તારી મરજી પ્રમાણે તુને વર્તવા દીધો હોત, તો બેશક તારી કોમને અને તારા દેશને તું કેવો અને કેટલો ઉપયોગી થઇ પડયો હોત, તેનો તુને કાંઇબી ખ્યાલ આવે છે ?

હે બાળ-પુરૂશ ! તારૂં બળ જગમા પ્રબળ થાવો ! નરના નામને જેબ દેનાર; નરના નામની કિર્તીની કલગીને સંગારનાર; દેશ અને કોમને ઉગારનાર; તું સિવા નારીને તારનાર બીજો કોણ છે ? સંસારને સ્વર્ગમા ફેરવી નાખનાર જો કે સદગુણી નારી કેહવાય છે, પરંતુ તેવી નારીઓના શીરછત્ર થવાનુ માન, ઓ જોરાવર જાતીવાલા નર, દુનિયામા તું એકલે હાથે જીતી જાય છે. જગતમા તારો જય થાવો !

પણ હે શુરા, વીરા, ધીરા, રૂડા; દુનિયામા તારી ફતેહનો રસ્તો કાંઇ સિધ્ધો અને સરળ નથી. તારી કિર્તીનો માર્ગ કાંઇ ગુલાબના સુગંધી ફુલોથી ભરેલો નથી, પણ અતી ખાડા ખુબોચીઆં, અને ઉંડી ખાદંવાલો તે માર્ગ છે. દુનિયામા જો તુને જસ મેલવવો હોય, અને તારા નાંમને જો કિર્તીથી ચળકાવવું હોય, તો કદમ સાબુત રાખી,

શિખ્યો માર્ગ અખત્યાર કરજે. બેદરકારીથી તું જો ચાલશે, તો એકજ ઠોકર લાગતાં, પડોસમા આવેલી નાશની ઉંડી ખાઇમા તું ગબડી પડશે, કે જેમાથી તારો છુટકો મોત અને નામોશીજ કરશે.

## એક હુંનરમંદ ઇટાલીયંન લુટારાની કહાંણી.

મિત્ર, જેમ એક મોટી ઇમારત બાંધવા પહેલ્લાં સારા પાયાની જરૂર છે, તેમ આપણા 'બાળ–પુરૂશ' નુ ભવિશ ફતેહમંદ બને એવું બનાવવા માટે, મા–બાપોએ શું શું કરવું જોઇએ, તે તેઓએ જાણવું જરૂરનું છે. ઘણાક મા–બાપો તે જાણવાનુ ગુમાન રાખતાં હશે, પણ ઘણુંજ થોડાં મા–બાપો તે પ્રમાણે અમલ કરતાં હશે. એકજ દાખલો આ પ્રસંગે આપેલો પુરતો ધારૂં છું.

એક બાહોશ ઇટાલીયંન લુટારો, ઘર ફાડવાના હુંનર માટે યુરપની તવારીખમા પોતાનુ નાંમ અંમર કરી ગયો છે. તે એક આબરૂદાર ખાંનદાનનો નબીરો હતો. તેનો બપાવો એક નામીચો ધારાશાસ્ત્રી હતો, અને તેની બપાઇ એક કુશળ ચિતારાની દીકરી હતી. તેનો બાપ એક બાહોશ બારીસ્ટર હતો, અને તેની મા એક મશહુર ગાયનકાર હતી. તેમનો આ નામીચો દીકરો, જો કે મોટી દોલતનો વારેશ થનાર હતો, પણ તેના મા–બાપની બેપરવાઇ અને બેદરકારીને લીધે, તેઓ પોતાના આ એક પુરાં ફરજંન્દને ઉધારવા, અને તેના ભવિશને જોઇએ તેવી રીતે ખિલવવા નિશફળ નિવડ્યાં, અને પરીણામમા તે બાળક બુરી સંગતમા પડયાથી, તેનુ બુધ્ધીબળ બુરીજ રીતે ખિલ્યું, અને છેવટે તેને મોતની સજા કરતાં, વડા ન્યાયાધિશે કહ્યું કે:– " તારાં બુધ્ધી બળનો તું એ બની ઘણો ખરાબ ઉપયોગ કીધો છે. અગર જો તારાં બુધ્ધીબળને બચપણથી તારાં મા–બાપે સારી તરબિયત આપી હોત, તો આજે તું તારા દેશને

મોટો ઉપયોગી થઇ પડતે, અને તારાં મા-બાપની કિર્તીમાં તું મોટો ઉમેરો કરતે. પણ તારાં માબાપની બેદરકારીથી તારૂ બુધ્ધી બળ ખિલી શક્યું નહિ, અને આવાં ઘોર કર્મને લીધે, આજે તુને ફાંસીની સજા ભોગવવી પડે છે"

મિત્ર, આ વાતમા સેહજબી સરાહગાત નથી. મા—બાપની જાતી શક્તિ તેમજ બુધ્ધી બળ, તેમના બાળકના ભવિશનો ઘાટ ઘડી શકે છે. આપણા લોકમા કેહવત છે, કે "કુમળાં ઝાડની દાંખલી, જેમ વાળીયે, તેમ વળાય." પણ જો તે ઝાડનુ ઠડ પોતેજ વાકું હોય, તો—— તોપણ કુમળી દાંખલીઓ જો વાંકી હોય, અને તેને સિધ્ધી કરવાની જો તજવિજ ચાલુ રાખી હોય, તો પરીણામ સંતોશકારક આવે છે.

## બાળપણ અને બચપણ !

### BABY-HOOD AND CHILD-HOOD.

કેટલાંક મા-બાપો એવું ધારે છે, અને માની બેઠાં છે કે બચ્ચાંને ત્રીજે કે ચોથે વરશથી તરબિયત આપવી જોઇએ. મા—બાપોની એ એક મોટી ભુલ છે, કેમકે પેહલા ત્રણથી છ માસ બાળકના 'બાળપણુ' તરીકે ગણાય છે, અને બીજું કે ત્રીજું વરશ શરૂ થતાંજ બાળકનું 'બચપણુ' શરૂ થાય છે. એ 'બાળપણુ' ને ઇંગ્રેજીમાં 'બેબીહુડ' અને 'બચપણુ' ને 'ચાઇલ્ડ હુડ' કેહ છે. મિત્ર, એ બાળપણુ અને બચપણ વચ્ચેનો ફરક મા—બાપોએ જાણવો અવશ્ય જરૂરનો છે. બાળપણુ યાને 'બેબીહુડ' મા બાળકનુ ભવિશ સેહજ પણ ઘડી શકાય એમ નથી; પણ બચ્ચું 'બચપણુ' યાને 'ચાઇલ્ડહુડ' ના તબકકા ઉપર આવતાંજ, તેનુ ભવિશ ઘડી શકાય છે. અગર જો એક બાળકને, પેહલાં બે વરશમાં સારી તરબિયત આપવામા ગફલતી થાય છે,

અને નીતી-રીતીનો કાંઇક છાપ તેના મગજ ઉપર પાડવાને બદલે, તે બાળકને લાડમા છકાવીને બેહકાવી દેવામા આવે છે, તો તે બાળકનું બચપણ બેહકેલી હાલતમાંજ પસાર થાય છે, અને તેની ભવિશની જીંદગી માટે સારી આશા રહેતી નથી. આ વિશે એક વિદ્દવાંનના નિચલા લખુનો નોધવાની ખાસ જરૂર પડેછે:-

† " The child that is not properly taught during the first two years, is likely to remain untaught, undrsciplined and uncontrolled for the remainder of its childhood and through out its entire life. * * * * Save the boys from vice and crime, give them good training, physically, mentally, and *morally, and the prosperity of the nation is assured.* "

## બાળકની માતાને સાત શીખામણ.

૧ માતાને શીખામણ.

એક અકલની દુશમન સ્ત્રીએ જવાબ દીધો કે:- "બે વરસના બચ્ચાંને કાંઇ કેળવણી અપાય ? જાવો જાવો ! તમારો એ સુધારો પેટીમાં ઢાંકો ?" તે દુરંદેશ માતાને ઘણીબી દલીલ સમજાવી, છતાં તેણી સમજી નહી. સબબ તેણી પોતેજ અભણ હતી; તે પોતેજ માનતા અને વેહમોમાં લીન થઇ ગઇ હતી, અને તેણીની પોતાની ખરી કેળવણી અને ખરો સુધારો, "બુટ-મોજાં," અને 'બ્લાઉસ' તથા બાલની ફેશનોમાં સમાયલો હતો !

માતાઓની જાણ માટે જણાવવુ જોઇએ, કે બચ્ચાંના ખાનપાન કરવાના, સુવાના, પાળણામા ઝુળાવવાના વિગેરે સવાલો ઉપર શરૂઆતથીજ તેઓએ બારીક ધ્યાન આપતાં રેહવું. જેવી ટેવ બાળકને પાડશો,

† kellogg M. D.

તેવી ટેવ તેને પડશે, એ વિના શંકે નિશ્ચય માનવું. બચ્ચાંને જરા જરામા ધવરાડવાની; રડે તો તેને મુગું રાખવા માટે કાંઇ ખાવાનુ આપવાની; મસ્તી કરે યા રડે તો તેને સુવાડી દેવાની ટેવ કદીબી પાડવી નહી. તેથી ઉલટી રીતે વખતસર નિયમે, સર્વ હાજતોની ટેવ બચ્ચાંને પાડવી ખાસ જરૂરની છે.

૨ બાળકને ચુંબન.

માતાઓ તેમજ પીતાઓએ એક વાત બાળકના બાબમા ખાસ ધ્યાંનમા રાખવી જરૂરની છે. બચ્ચાં ઉપર વહાલ કરવાની તેમથી અગર જો કોઇબી સ્ત્રી યા પુરૂશ બચ્ચાંને ચુબંન કરે, તો તેમ કરતાં તમો તેમને તુરતજ અટકાવજો; કેમકે બચ્ચાંને ચુમી કરવા દેવામા મોટો જોખમ સમાયલો છે. એ વાત કદીબી મા-બાપે ભુલી જવી નહી જોઇએ. પેહલ્લાં તો કોઇબી આદમી બચ્ચાંને ચુમી કરે, તે બચ્ચાંને પોતાને ગમતું નથી; અને બીજુ ચુમીથી બચ્ચાંની તંન્દરોસ્તીને બાજે વખત મોટું નકસાન થવાનો સંભવ રેહછે. બચ્ચાંને ચુમી લેનાર, અગર જો ગુપ્ત ખઇના રોગથી, યા ખાંસીના મરજથી, કે મોહડાંના કાંઇક દરદથી, યા તેનીજ કોઇ ઉડતા પ્રકારની બિમારીથી હેરાંન થતું હોય, તો તેવી બિમારી ચુમી લીધાથી બચ્ચાંને લાગુ પડવાના દરેક સંભવ રહે છે. એવા બનાવ ઘણુજ સાધારણ છે. બચ્ચાંને ચુમી લેવાની રીત ગરીબ તેમજ તવંગરોમા એક સરખી જાએજ છે.

૩ આયા-દાયાવાલી માતાઓ

માતાઓએ પોતાના બચ્ચાંને પોતાની જાતી દેખરેખ હેઠલ હંમેશાં રાખવું, અને બનતાં સુધી ભાડેની આયા-દાયાઓને સ્વાધીન કરવું નહી. ઘણીક માતાઓ એવી તો આળસુ અને અઇઆસી હોયછે, કે પોતાના બચ્ચાંને પાળવા, અને ઉધારવામા તેઓ એક જાતની જંજાળ, કે આફત સમજે છે. ઘણીક અભણુ અને

ગરીબ મા-બાપોની દીકરીઓ, પોતે ગરીબીમા ઉછરેલી હોવા છતાં, એકાદ ફરજંદની માતા થતાંજ આયા-દાયાઓને સ્વાધીન -પોતાના બાળકને કરી દે છે, અને પોતે ખાટલા ઉપર પડી રહે છે. એ તેમની ટેવ ધિક્કારવા લાએક છે. ખરૂં જોતાં તો માતાઓએ પોતે પોતાના બાળકોને રમત ગમત આપી રાજી રાખવા ઘટે છે.

૪ વેલાતની આયા-દાયા ઓની બદી !

માતાઓએ જાણવું જોઇએ, કે બાળકોને આયા-દાયાઓને સ્વાધીન કરવામા મોટા જોખમો સમાયલા રેહ છે. વેલાતની કેટલીક દાયા-આયાઓ, પોતાને સ્વાધીન કરેલાં બાળકો જ્યારે ઘણા રડે છે, ત્યારે તેમને મુગાં રાખવા માટે, એક ઘણુંજ 'ઘાતકી કર્મ' તેઓ બાળકો ઉપર ગુજારે છે; અને તે એ કે, નિરદોશ બાળક ઉપર તેઓ 'દસ્તદરાજી' કરે છે, જેથી તેઓ રડતાં મુંગાં રેહછે. આવાં અનિતી ભરેલાં કર્મથી, બચ્ચાંની 'નર્વસ સિસ્ટમ' ઉપર ઘણીજ નાશકારક અસર બાળપણથીજ થવા માંડે છે. એના પરીણામમા મોટપણમા ઉપજતી અસરનો ઇલાજ કરવો મુશ્કીલ થઇ પડે છે, કેમકે દુખનુ ખરૂ કારણ ભેદના પરદામાં વિટલાયલું રેહ છે. ખુદ મા-બાપો પોતે પણ તેથી બેખબર રેહ છે.

૫ બાળા ગોળી.

આપણા દેશમા બાળકોની સંભાળ લેવા માટે રાખેલી આયા-દાયાઓ, રડતાં બાળકોને મુગાં રાખવા માટે 'બાળા-ગોળી' ને નામે જાણીતી 'ગોળીઓ' બાળકને આપે છે, જેની બનાવટમા અફીણ વપરાતું હોવાથી, રડતું બાળક તુરત અફીણની કેફને વશ થઇ શાંત નિંદ્રામાં પડે છે.

માતાઓએ બાળકને બિહીક આપવા માટે બિલકુલ બિહવડાવવા દેવું નહી; તેમજ જો બાળક છેડાયું હોય, તો તેને મુગું રાખવા કદીબી તેને અંધારામાં લેઇ જઇ, બિહવડાવી મુગું રાખવાની તજવિજ કરવી નહી. એવી બિહિકનો છાપ બાળકના મગજ ઉપર પડયાથી, મોટપણુમા તે બચ્ચું બિહકણુ અને હિચકારૂ નિકલવાનો સંભવ રેહછે, એટલુંજ નહી, પણુ પાછલથી તેને જુઠું બોલવાની તેમજ ઢગાઇ કરવાની પણુ ટેવ પડે છે.

૬ અંધારાનો ભય.

એથી ત્રણુ વરશની ઉમરના બચ્ચાંઓને આયા દાયાઓની સાથ સાંજને સમે ખુલ્લી હવામા મોકલવાનો રેવાજ આજે આપણુા લોકોમા ઘણોજ વધી ગયો છે. મા-બાપો એવું સમજે છે, કે બાળકો ખુલ્લી હવામા ફરી આવે છે. પણુ આયા-દાયાઓ સાંજને સમે બાળકોને લેઇ, અમુક જગ્યાએ, પોતાના નાત જાતવાલાંઓ, તેમજ હલકી પંકતીના લોકો સાથ મલી ભાંડ ભાશામા વાતચિત ચલાવે છે, તેમજ નિતી ભ્રષ્ટ ચેન ચાળા કરે છે. એવી આયાઓની સંભાળમાં આપેલાં એ-ત્રણુ વરશની ઉમરના ચંચળ બાળકોના મન ઉપર જે છાપ પડે છે, તે પાછલથી કદીબી ભુસાઇ જતો નથી, એ મા-બાપોએ ખાસ ધ્યાનમાં રાખવું ઘટે છે.

૭ સાંજને સમે ખુલ્લી હવામાં થતી બચ્ચાંના ભવિશની ખુવારી

એક ખાસ ફરજ મા-બાપોએ પોતાના દીકરાઓની તરફ તેમના બચપણુ દરમ્યાંન જે બજાવવાની છે, તે એ કે, પેલી 'ગુપ્ત બદી' ને નામે જણુાયલી ટેવ ( Secret-Vice ) સામે, તેમનું રક્ષણુ કરવું. આ બાબદે સુધરેલી દુનિયાનું ખાસ ધ્યાન ખેંચેલું છે. વૈદક શાસ્ત્રીઓએ એ વિશે દફતરો લખેલાં

પોતાના 'દીકરાઓ' પારકાંના 'પોરીયાઓ'

છે, કેમકે સ્ત્રી તેમજ પુરૂશની ભવિશ્યની જીંદગીના જીવનની સલાંમતી એ સવાલને આધારે લટકેલી છે. કમનસીબે માબાપોને પોતાના દીકરાઓના નિરદોશપણા માટે અસાધારણ મોટું માન હોય છે, અને બીજાઓના 'પોરીયા!' ગમે એવા હોય, પણ પોતાના 'દીકરાઓ!' એવી કસુર કદી કરેજ નહીં, એવું મત તેઓ બાંધી બેઠેલાં હોય છે. બારીક તપાસ કરતાં એવું માલમ પડયું છે, કે એ 'ઇલ્લત' જવાંન બચ્ચાંઓ પોતાથી સેહજ મોટી ઉમરના બગડી ગયલા મિત્રોની સંગતમાં રેવાથી શિખ્યા હતા.

મિત્ર, આં બાબદ જેટલી નાજુક તેટલીજ અગત્યની છે. એ ઇલ્લત બંને જાતીના બચ્ચાંઓમાં લાગુ પડેલી તબિબી દફતરે નોંધાયલી છે. બચ્ચાંને એકવાર એ ઇલ્લત લાગુ પડયા પછી, તે કેમે કરી છોડી શકાતી નથી. માટેજ માબાપોએ પોતાના ફરજંન્દોની સંગત કેવી છે, તે ઉપર બારીક ધ્યાન આપવું ઘટે છે, કેમકે એ ઇલ્લતનો વારસો બચ્ચાંઓને તેમના મિત્રો તરફથીજ મોટે ભાગે મલે છે.

જયારેબી બચ્ચાંઓ બચપણમાં પોતાના શરીરના 'ગુપ્ત ભાગોને' સ્પર્શ કરવાની ઇચ્છા કે વળણ દેખાડે, ત્યારે માબાપે તેમના તે ભાગોને સાફ અને સફાઇદાર રાખવાની પોતે ખાસ સાહુચેતી રાખવી ઘટે છે. એટલું છતાંબી જો બચ્ચું પોતાની તેવી ઇચ્છા ચાલુ રાખે, તો તુરતજ કોઇ કાબેલ તબિબની સલાહ લેવી, જેથી તે બાળકને 'સરકમસિશન' યાને 'સુંનત' નું 'ઑપરેશન' કરવાની જરૂર છે કે નહી, તે વિશે તે પોતાનું મત આપી શકે. આ 'સુંનત' વિશે હું હવે પછી કાંઇક લખાણ કરવા ધારૂં છું.

બચ્ચાંના ગુપ્ત ભાગો વિશે.

આ બાબદ નિચલાં સખુનો ડા. ફોસ્ટર રોઇટ લખે છે:—

" † It must be born in mind that suggestions received in childhood are prone to have a preponderating influence on the whole future life of the individual in an abnormal or normal direction; so that the surroundings of the children must be considered, and they must be watched and protected both against contemination by evil companions, and from local causes of irritation in the genital area."

**મા-બાપો બચ્ચાંનુ મન કેમ રીતે બગાડે છે?**

જ્યારે બચ્ચું મા-બાપ સાથે વાતચિત કરે એટલું મોટું થાય, યાને સુમારે સાત વરશનુ બને, ત્યારે પોતાના નિરદોશપણુમાં તે મા-બાપોને કાંઇબી પુછે, તેનો જવાબ તેવીજ ખુલ્લાં દીલથી મા-બાપોએ આપતાં જરાબી આનાકાની કરવી નહી. અમુક સવાલનો જવાબ જો બચ્ચાંને મનપતીજ મલતો નથી, અને જો તે બાળકનો ખવાસ ચટપટીઓ હોય છે, તો તે બીજાંઓ પાસથી તેનો જવાબ જાણવાની તજવિજ કરે છે. અગર જો બચ્ચાંને તમો કાંઇક ઉડાવનારો જવાબ આપશો, તો એક ચંચળ બુદ્ધીવાલું બાળક તેજ સવાલ કોઇ બીજાને પુછશે, અને એકજ સવાલના તેને બે જવાબ મલ્યાથી તમારૂં બાળક તમારી તરફ શકની નજરથી જોશે, અને આડકતરી રીતે તે જુઠું બોલતાં શિખશે. બચ્ચાંનુ મગજ અને મન જેમ બને તેમ મા-બાપે ચોખ્ખું રાખવું ઘટે છે, અને નહી કે તેના મન ઉપર શક અને વહેમનો છાપ પડયા પછી તેને સાફ કરવાની તજાવજ કરવી.

કદીબી તમારાં બચ્ચાંને એકજ બીછાના ઉપર તમારી સાથે, કે બીજાં કોઇની સાથે, યા કોઇ બીજાં છોકરાં -

† The Sexual Instinct. by Foster Scott. M. D.

બચ્ચાંનું બિછાનું. સાથે સુવાડતાં ના. એ વિશે વધુ ખુલાસાવાર લખાણ સ્ત્રીનો સાચો સલાહકાર (આવૃતી ચોઠી) વાલાં મારાં પુસ્તકમાં મેં કર્યું છે.

તનની અને મનની કેળવણી. તનની કેળવણીના વિચારમાં બચ્ચાંના મનની કેળવણીને ખિલવવાનુ જરાખી ભુલી જતાં ના. એક વાત ઉપર મા-બાપે જરૂર ધ્યાન આપતાં રેહવું, કે વાંચણના બીજા સાહિત્ય ભેગું, ધાર્મિક લખાણ પણ તમારૂં બચ્ચું વાંચતુ રેહ. મોટાંઓને તે માન આપતું રેહ; વડીલોના કેણા પ્રમાણે વર્તે, અને ધર્મ તરફ દીલસોજ રેહ, એવું શિક્ષણ બચપણથીજ તેના મન ઉપર ઠસાવતાં રેહવું.

મિત્ર, બચ્ચાંનુ બચપણ તેના ભવિશની આરસી છે, એ વાત ભુલી જવી નહી. જો બચ્ચાંનુ બચપણ સુધારવામા મા-બાપોએ ગફલતી કીધી, તો તે બચ્ચાંનુ ભવિશ વ્યર્થ જવાની નક્કી ધાસ્તી રેહ છે. જે મા-બાપોએ બચ્ચાંને છકાવી લાડમા રાખ્યાં છે, તેઓ દોલતના ડુંગર પોતાના બચ્ચાંઓને વારસામાં આપી જવા છતાં, દુનિયામા તેઓ કદીએ ફતેહમંદ નિવડયાં નથી. આપણા દેશ, ધર્મ, કોમ અને કુલની મોટામા મોટી આશા, દોલત અને કિર્તી, આપણા છોકરાઓને આધારે પડેલી છે, એ દરેક મા-બાપે જાણવું અવસ્ય જરૂરનું છે. પણ ફકત તે જાણ્યાથીજ આપણી ગરજ સરતી નથી. ગરજ તો ત્યારે જ સરે છે, કે છોકરાઓના બચપણ ઉપર બાળપણથીજ દેખરેખ રાખી, ઉપલા નિયમો અમલમા મુકયા હોય.

લા૦ દુવાગીર.

D. H. P.

# પત્ર ૨ જું.

—:o:—

## કુંચન કાયા.



### THE TRUE MASCULINE AND FEMININE FORMS.

આનવંત રફીક,

આપણા બાળ-પુરૂશે શું શું જાણવું જોઇએ, તે જાણવું ઘણુંજ અગત્યનુ છે. અલબતાં નાહની ઉમરનો આપણો બાળ એટલી ઉમદા સમજ ધરાવી શકે નહી ખરૂં જોતાં તો એ સઘળું જાણવાની ફરજ, હરેક બાળ પુરૂશના મા-બાપની છે. અને તેથીજ આ પત્ર અતરે હું હરેક બાળ-પુરૂશના મા-બાપ માટે લખું છું.

#### બાળ-સ્ત્રી અને બાળ-પુરૂશ વચ્ચે ફરક.

મિત્ર, આપણો ભવિશનો જવાંન મર્દ, જ્યારે બાળાવસ્થામા હોય છે, ત્યારે તેને માટે શું ધારવું? પુરૂશજાતીમાં ગણાતો આપણો બાળ, પોતાની બાળાવસ્થામાં એક બાળ-સ્ત્રીથી તે કોઇબી રીતે જુદો પડતો નથી. બંને સાથે બેસે છે; બંને સાથે મળે છે; અને બંને સાથેજ ગેલ કરે છે. દેખાવમા અને કદમા શરૂઆતને તબકે તેઓ વચ્ચે કાંઇબી જાણવા જોગ ફેરફાર જણાતો નથી. ઘણીક વાર છોકરો છોકરી તરીકે ભુલમા ગણાઇ જાય છે, બલકે એમ કહીશું તો ચાલશે, કે તે છોકરી જેવોજ લાગે છે.

## છોકરા અને છોકરીઓમાં થતા પ્રાથમિક શારિરીક ફેરફારો.

પણ જેમ જેમ વખત આગલ વધતો જાય છે, તેમ તેમ બંનેના શરીરનો બાંધો ખિલીને વધતો તેમજ મોટો થતો જાય છે. મારાં આગલાં પુસ્તકોમાં કોઈક ઠેકાણે જણાવ્યા પ્રમાણે, છોકરાનો અવાજ ઘાડો, મજબુત, અને જોરદાર થતો જાય છે; તેના શરીરના હાડકાં ઝડપથી ખીલતાં જાય છે; તેના ખભાં વધારે અને વધારે પોહોળાઈમા વધતાં જાયે છે, અને તેના નાજુક ચેહરાની સુવાળી ચામડી ઉપર ધીમે ધીમે બાલ આવવા માંડે છે.

## છોકરા અને છોકરીઓની કંમર અને છાતીમા થતા ફેરફારો.

મિત્ર, આપ જાણતા હશો કે મરદની કંમર (hips) સ્રીના કરતાં વધારે સાંકડી હોય છે; પણ સ્રીના ખભાંની રચના કુદરતે એવી કરેલી છે, કે જેથી તેણીની છાતીનું પોળાંણ મરદ કરતાં વધારે મોટું હોય છે. મરદના શરીર ઉપર માસના લોચા (muscles) સારી રીતે ગંઠાયલા અને ખિલેલા હોય છે, જેમ સ્રીમા હોતુ નથી. મરદમા બળ અને શકિત સ્રી કરતાં વિશેશ હોય છે. સ્રીમા બળ અને જોર કરતાં સહનશક્તિ વધારે હોય છે. એમ કાય ?

## છોકરા અને છોકરીઓની જનંન શકિત વિશે.

છોકરીઓ વીસ વરસની ઉમરે સ્રી વેશમા આવેલી કેહવાય છે. પણ ગરમ દેશામાં, એટલે હિન્દુસ્થાંનની આબો હવાને લીધે, સ્રીઓ વીસ વરસની ઉમરે પુગે તે આગમજ તેઓ સ્રીવેશમા આવી જાય છે, અને કેટલીક વાર તો વીસ વરસની દીકરીઓ, એકાદ બે બચ્ચાંની માતા પણ થઇ ગયેલી જણાય છે.

છોકરાઓના બાબમા એથી જુદોજ મામલો બનવા પામે છે. છોકરાઓ જો કે વીસ વરશ આગમજ પુરૂશ વેશમા આવે છે, પણ વીસ વરશ પુરાં કીધાં પછી તેઓના શારિરીક બાંધામા, તેમજ બીજી શક્તિઓમા, તેમા ખાસ કરી જનંન શક્તિઓના બાબમા સુધારો તેમજ વધારો થતો ચાલુ રેહ છે.

છોકરા અને છોકરીઓ સાધારણ નજરે જોતાં એવું લાગે છે, કે તેમના શરીરની રચનામા સેહજબી ફેરફાર કે ફરક જેવું હોય નહી. પણ એ વિચાર ભુલ ભરેલો છે. કેમ કે જે જે જુદી જુદી સંસારી ફરજો, અંને જાતીને દુનિયામા બજાવવી પડે છે, તે જોતાં તેમના શારિરીક બાંધાની રચના એક બીજાથી જુદી પડવીજ જોઇએ છે. એ સઘળું તપાસવાનું કાંમ વિદવાંન તબિબોનુ છે, અને તેઓએ પોતાના અવલો-કનને આધારે સ્ત્રી પુરૂશની શારિરીક રચનાના ભેદો જગ જાહેર કીધા છે.

## છોકરા અને છોકરીઓના પીડુના બાંધા વિશે.

મરદ અને ઓરતના પીડુંનો દેખાવ સાધારણ નજરથી જોનારને એક સરખો લાગે છે. સ્ત્રી ગમે એવી પતલી કે ઠીંગણી હશે, અને પુરૂશ ગમે એવો જાડો કે ઉંચો હશે, તેથી કાંઇ એવું નક્કી નથી, કે તેઓના પેટ અને પીડુ નાહના અને મોટાં હોવાજ જોઇએ.

મરદનુ પીડું સ્ત્રી કરતાં વધારે મજબુત હોય છે, અને તેથીજ તેના પીડુના હાડકાં સંગીન અને જડ હોય છે. પણ સ્ત્રીનુ પીડુ મરદના પીડુ જેટલું મજબુત અને સંગીન હોતુ નથી. પ્રજા ઉતપન કરવાની જે ફરજ સ્ત્રીને કુદરતે અર્પણ કરી છે, તે જોતાં સ્ત્રીના પીડુનો ગાળો જો કે મરદના પીડુના ગાળા કરતાં વધારે મોટો હોય છે, પણ મજબુતાઇ અને સંગીનતાં મરદના પીડુના હાડકાંમા જેટલી હોય છે, તેટલી સ્ત્રીના પીડુના હાડકાંઓમાં હોતી નથી. સામે આપેલું

મિત્ર, એ વિશે સંપુર્ણ ખુલાસો કરે છે. એ વિશે વધુ ખુલાશો સ્ત્રી-દર્પણવાળાં મારાં પુસ્તકમા જોવામા આવશે.

## સ્ત્રીના ચાર જાતનાં સ્તન.

એક બીજો જાણવા જેવો તફાવત મરદ અને સ્ત્રીની છાતીના બાંધા અને બંધારણમા સમાયલો તબિબો જણાવે છે. મરદ અને સ્ત્રીની છાતી વચ્ચે જે પેહલો તફાવત નજરે પડે છે, તે એ છે, કે બંનેની છાતી ઉપર આવેલાં સ્તનની વચ્ચેના ગાળામા સમાયલો છે. બંનેના સ્તનના મુખ (nipple) વચ્ચે જેટલો છેટો સ્ત્રીમા હોય છે, તેના કરતા વધારે મોટો છેટો (distance) મરદમા માલમ પડશે.

સ્ત્રીના સ્તન અને તેની રચના, તેમજ એ અવયવમા સમાયલી શક્તિઓ વિશે મારાં આગલાં પુસ્તકોમા હું લંબાણથી લખી ગયો છુ. આ અવયવને લાગુ પડતાં દુખ દરદોનો અભ્યાસ કરનારા ખાસ તબિબો પોતાના અભ્યાસ અને અવલોકનને આધારે જણાવે છે, કે સ્ત્રીના સ્તન ચાર જુદા જુદા ઘાટના હોવાની તેઓ એ તબિબી દફતરે નોંધ લીધી છે. એ બયાન તેમનાજ શબ્દોમાં વાંચકની જાણ માટે અતરે ટાંકુ છુ.

† "These writers (*i. e.* Ploss and Max Bartles,) recognise four differen t forms of breast: the bowl-shaped (like half a Tangerine orange), the hemispherical (like half or three quarters of an apple), the conical, and the goat's udder shape".

## સ્ત્રીની ત્રણ જાતની છાતી.

મિત્ર, પુરૂષની છાતીને માટે પણ એવોજ અનુભવ વિદવાંનોએ જાહેર કીધો છે. કે પુરૂષની દમ લેવાની શક્તિ સ્ત્રીના કરતા વધારે

† Man and Woman, by Havelock Ellis.

સારી હોય છે. એજ કારણે સ્ત્રીઓ જલદી હાંફી જતી દેખાય છે, અને તેમા જરાએ સહેલાઈ લાગતી નથી, કેમકે કોઇ ઘણા મજલાવાળાં ઘરમા, એકાદ મુલાકાતે એક કે બે વાર જો સ્ત્રીને ચઢવું પડે છે, તો તેણીમાં દમ ટકી શકતો નથી, અને તે હાંફી જાય છે. તેજ રીતે પુરૂષોની સાથે ઉતાવળી કદમે ચાલવાની શક્તિ ઘણીક સ્ત્રીઓમા દેખાતી નથી. તબિબોના અનુભવ પ્રમાણે સ્ત્રીનુ ધડ (thorax) મરદની સાથે સરખાવતાં ટુકું અને પોહોળું હોય છે.

† આગલા વખતનો વિદવાંનોએ એવી નોંધ લીધેલી જણવાઈ રેહી છે, કે પુરૂષોની છાતી મોટી અને પેટ નાહનુ હોય છે, અને સ્ત્રીઓની છાતી નાહની, અને પેટ મોટું હોય છે. એ નોંધઆજે મોટે ભાગે વિદવાંન તબિબો મંજુર કરે છે, અને તેમના એ મતને એટલાંથીજ ટેકો મળે છે, કે સ્ત્રીની દમ લેવાની શક્તિ પુરૂષના કરતાં ઘણી ઓછી હતી.

એક પ્રખ્યાત શસ્ત્ર વૈદના મત પ્રમાણે, સ્ત્રીની છાતી (chest) નો બાંધો ત્રણ* જાતનો હોય છે. (૧) પોહોળી મરદના જેવી ખિલેલી છાતી; (Broad) (૨) ગોળ (Round) જે સ્ત્રીઓમાં જવલેજ જોવામાં આવે છે, અને જેને 'વેનિશીયન' સ્ત્રીઓની છાતીની ઉપમાં આપવામાં આવી છે; (૩) અને લાંબી (Long) છાતી, જે મોટે ભાગે ઈંગ્રેજ અને આરબ સ્ત્રીઓમાં હોય છે, અને જેથી સ્ત્રીના લેહકા અને લટકા શોભી રેહ છે.

સ્ત્રી પુરૂષની શરીર રચના તપાસતાં કાંઇ એટલેથીજ તેની હદ આવી અટકતી નથી. બંને જાતીના શરીરના દરેક ભાગનું બારીક

† Havelock Ellis.     * Adrien Charpy.

સ્ત્રી-પુરૂશના સંપુંણ ખિલેલા શારીરિક બાંધા કેવા હોવા જોઈએ
તેની દર્શન આકૃતી.



વર્ણન કરવું, અને એક બીજાથી તે કેવી રીતે જુદાં પડે છે તે દેખાડવું અતરે નકામું છે; પણ મુખ્ય શારિરીક બંધનની ખુબીઓ જાણવી હું ધારૂં છુ કે અવશ્ય જરૂરની છે.

## સ્ત્રી અને પુરૂશની જાંગ વચ્ચે ફરક.

સ્ત્રી અને પુરૂશની જાંગ (Thigh) વચે જાણવા જોગ ફરક હોય છે. ઘણાકો સમજે છે, કે 'જાંગ' યાને 'ટાંગ' એમાં ફરક તે કેવો હોય? જેવી જાંગ સ્ત્રીની તેવીજ જાંગ પુરૂશની! એવું મત ધરાવનારાઓ પોતાનું અજ્ઞાનપણું દેખાડે છે. તેઓ જાણતા નહીં હશે, કે આદમીના શરીરના સરવે ભાગો કરતાં, તેના પગ અને જાંગની વધ ઘણીજ ઝડપમાં થાય છે. પુરૂશ અને સ્ત્રીની જાંગનો મુકાબલો કરતાં વિદ્વાનોએ પોતાના અનુભવ જાહેર કીધા છે, કે "મરદની જાંગના કરતાં સ્ત્રીની જાંગ ટુંકી હોય છે." તબિબી નજરે જોતાં મરદની જાંગ અને સ્ત્રીની જાંગનું શારિરીક બંધારણ કેવળ જુદીજ ઢબનું જણાયું છે. સ્ત્રીની જાંગનો ઘેરાવો મરદ કરતાં વધારે ભરેલો, એટલે જાડો હોય છે; અને એ વધારાની શરૂઆત ઘણી નાંહની ઉમરથી થવા માંડે છે. યુરોપીયંન અને અમેરીકન સ્ત્રીઓમાં આ ફરક બીજી કોમો કરતાં વધારે જણાયલો છે.

## સ્ત્રી અને પુરૂશની કેડ વચ્ચે ફરક.

એટલુંજ નહી, પણ જાંગ ઉપરાંત સ્ત્રીઓની કેડ યાને કંમરનો ઘેરાવો પણ મરદ કરતાં વધારે મોટો જણાયો છે. ડાકટર સારજંટ નામના એક અનુભવી અમેરીકને પોતાના અતી લાંબા અનુભવને આધારે જણાવ્યું છે કેઃ—પંદર વરશની ઉમરની તનદરોસ્ત અમેરીકન છોકરીઓની જાંગના ઘેરાવા, પંદર વરશના અમેરીકન છોકરાઓની જાંગ સાથ સરખાવતાં વધારે મોટા નોંધાયા છે. સામાન્ય રીતે

ઓરત અને મરદના શારિરીક ભાગોની તપાસ કરતાં, તેમના શરીરનો આ ભાગ મરદ કરતાં વધારે મોટો (એટલે જાડો) માલમ પડયો છે.

વાંચક મિત્ર, પ્રથ્વીના જુદા જુદા ભાગોમાં વસ્તી જુદી જુદી પ્રજાઓનાં શરીરના જાહેર તેમજ ગુપ્ત ભાગોની રચના અને બંધારણમાં વિદ્વાનોને અનેક ફરકો જણાયા છે, અને તે સઘળાની નોંધો તેઓએ દુનિયાના વિદ્વાંનો સમક્ષ રજુ કરી છે.

## દુનિયામા વસ્તી જુદી જુદી પ્રજાના સ્ત્રી અને પુરૂશોના ગુપ્ત ભાગોની વિચીત્ર જેવી રચના વિશે.

† સ્ત્રી અને પુરૂશના પીડુના હાડકાંની અમુક પ્રકારની રચનાને કારણે, પુરૂશના કરતાં સ્ત્રીના શરીરના હેઠળના ભાગોમાં અમુક ફેરફારો કુદરતે સરજેલા જણાયા છે. મેકસીકમા વસ્તી ચોકસ પ્રજાની સ્ત્રીઓમા, તેમના પીડુના હાડકાંની વિચીત્ર બાંધણીને સબબે, તેમના મળ-માર્ગ (anus) યાને 'સફરા' ઘણુજ પછવાડે, તેમના બરડાની કરોડના લગભગ છેલ્લાં હાડકાં તરફ આવેલા હોય છે, પણ તેમના પુરૂશોમાં એ માંમલો એટલી હદ સુધી જણાતો નથી.

† વળી આફ્રીકામાં વસ્તી ચોકસ પ્રજાઓની સ્ત્રીઓમાં, તેમજ મુર પ્રજાની સ્ત્રીઓના પીડુના હાડકાંની કાંઇક એવીજ રચનાને લીધે, તેમના જનંન શરીર બંધનમાં ઘણોજ અજાએબ પ્રકારનો ફરક જણાયો છે. એ પ્રજાની સ્ત્રીઓમાં 'પ્રસવ માર્ગ' (vagina) એટલો બધો તો પછવાડે રચાયલો જણાયો છે, કે જેથી પ્રસવ પ્રસંગે, તેમજ સંસાર વેહવાર સમે તેમને ચોપગાં જાનવર જેવી ઢબે વર્તવું પડે છે. એ બાબદ નિચલા શબ્દોમાં દર્શાવી છે.

† "The anus appears to be rather farther back and nearer to the coccyx in women than men. In certain

† Man and Woman by Havelock Ellis.

African races, even (according to Delaunay) among Moores the vagina is often so far directed backwards, as to render necessary the quadrupedal method of coitus."

## સ્ત્રી પુરૂશની ઉંચાઈ અને વજન વિશે.

સ્ત્રી-પુરૂશ વચે સરજાએલા શારિરીક ફરેકોમા બીજો એક જાણવા જેવો ફરક જે નજરે પડે છે, તે તેમના કદને લગતો છે. યુરોપીયન સ્ત્રીઓના કદનુ અવલોકન કરનાર વિદ્વાંનોએ એવી નોંધ લીધી છે, કે † મોટે ભાગે યુરોપીયન સ્ત્રીઓની ઉંચાઇ ૫ ફીટ ૩ ઇન્ચની હોય છે, અને યુરોપીયન મરદોની ઉંચાઇ ૫ ફીટ ૭½ ઇન્ચની હોય છે. અને એજ મણત્રી કરનાર વિદ્વાંન જાહેર કરે છે, કે તુરતના જનમેલાં બાળકોમા, છોકરીઓ કરતાં છોકરાઓ લગભગ ૧ ઇન્ચ જેટલા વધારે લાંબા હોય છે. પણ એ તો ઉંચાઇ વિશે થયું. વજનમા પણ એજ રીતે સ્ત્રી કરતાં પુરૂશ વધારે ભારી હોય છે, અને તેટલાંજ પ્રમાણમાં બાળ-પુરૂશ, બાળાઓ કરતા વધારે ભારી માલમ પડયા છે.

## સ્ત્રી પુરૂશના શરીરના બે ચોકસ ભાગોની રચના વિશે.

† શરીરના બીજા ભાગો સાથ વધુ સરખાંમણી ન કરતાં, સ્ત્રીના શરીર ઉપરના માસના લોચા તરફ નજર કરશું, તો પુરૂશના કરતા સ્ત્રીના શરીરના ચોકસ બે ભાગો વધારે મોટા અને વધારે સારી રીતે પ્રગટી નિકલેલા લાગે છે. એ બે માહેલો પેહલો ભાગ તે સ્ત્રીની છાતી, અને બીજો ભાગ તે સ્ત્રીના નિટંબ, માને ઇંગ્રેજીમા જે ભાગને Buttocks કહે છે. આ ભાગને તબિબી ભાશામાં 'ગ્લુટિયસ મેકસીમસ' કહે છે. (જુઓ પુરૂશ-શાસ્ત્રમા ચિત્ર.) આ બંને ભાગો ઉપર આવેલા માસના લોચા માને 'મસ્સલમા' ચરબીનો મોટો જથ્થો હોય છે, જેથી

† Man and Woman by Havelock Ellis.

એ બંને ભાગો સ્ત્રીની શારિરીક ખુબસુરતીમા વધારો કરનારા ગણાય છે. પુરૂશની શરીર રચનામા એવું કાંઇ જણાતું નથી. એ બે મુખ્ય કારણે સ્ત્રીની ખુબસુરતી, જો તે ખરેખર સોહામણી હોય તો, પુરૂશ કરતાં વધારે ખેચાંનકારક થઇ પડે છે.

મિત્ર, આપણા ગરીબ દેશમા વસ્તી પચરંગી પ્રજાની શારિરીક ખરાબી જે આજ વરશોથી બોલાઇ રહી છે, તે ખરાબીને દુર કરવા, અને આપણી ઉધરતી ઔલાદનાં છોકરાઓની કંચન જેવી કાયાને નજર સાંમે કરમાઇ અને કજરાઇ જતી જોવાં છતાં, કોને એવી ગણત્રી કરી છે ? કોને દેશની આવી રીતે પડતીમા આવી પડેલી ઔલાદને બચાવવાની કોશેસો કરી છે ?

લી૦ દુવાગીર.

D. H. P.

—(o)—

# પત્ર ૩ જું.

—:o:—

## મોહિનીની માત્રા.



**MEANS OF ATTRACTION.**

મેહરબાંન રફીક,

ખુબસુરત અને મન પસંદ બાળક જણવા માટે સ્ત્રી તેમજ પુરૂશ વચ્ચે અરસપરસના પ્યારની, અને કેવી કિસમના પ્યારની જરૂર

છે, તે વિશે લંબાણુ વિવેચન મેં મારાં સ્ત્રી—ભવસાગર તેમજ સ્ત્રી-દર્પણવાલાં પુસ્તકોમા કરેલું છે, એટલે હિંયા તે બાબદને લંબાવવાની જરૂર નથી. અરસપરસના પ્યાર વગર સંસારમા લગ્નનો ભવ બિલકુલ વ્યર્થ જાય છે. પુરૂશને મનપસંદ સ્ત્રી પરણવાને જેટલો હક છે, તેટલોજ હક સ્ત્રીને પણ મનપસંદ ખાવિંદ પરણવાનો છે. પરણુવા આગમજ સ્ત્રીને કસી જોવાની, તેમજ તેણીની પ્રીતી મેળવવાની નેમથી તેણીનું મન પોતાની તરફ ખેંચવા, અને તેણીના અંતરમા પોતાની તરફ પ્રીતનો જુસ્સો ઉત્પન્ન કરવાની તજવિજો પુરૂશો કરવા માંડે છે. પણ પુરૂશોને જ એવા હક મળેલા છે એમ સમજવું નહી. સ્ત્રીઓ પણ પુરૂશોના મન હરવાની તજ-વિજો કરે છે, અને તેમ કરી લગનના ગાંઠથી જોડાઇ, પોતાની જીંદગી-નો ભવસાગર સુખ શાંતીમા પસાર કરવાની ઇચ્છા રાખે છે. એ કાંઇ આજના સુધરેલા અને કેળવણીના જમાનાની રીત છે એમ સમજવાની ભુલ કરવી નહી. જગત કરતાએ જાનવરો તેમજ માનસ-જાતથી દુનિયાને વસાવવાની જે યોજના યોજી, ત્યારથી જ તેણે એવી બુધ્ધી માનસજાતમા તેમજ પસુ પંખી અને જાનવરોમા ઉત્પન્ન કરી છે. આ પુસ્તક એટલું મોટું નથી, કે કુદરતના ગુપ્ત ભેદોના ભરમ ખોલવા જેટલી જગ્યા તેમાં મેળવી શકાય. તોપણ વાંચક મિત્રોને દુનિયાની હસ્તી અંદર વસ્તી જુદી જુદી પ્રજાંમાં, સ્ત્રી તેમજ પુરૂશો પોતા. તરફ સામી જાતીનું મન ખેંચવા, કેવી કેવી રીત અખ્તીયાર કરતાં રેહવાં છે, તેના થોડાક દાખલા નોંધવા જરૂરના ધારૂં છું.

### સીલોનની 'વેધા' જાતની સ્ત્રીઓ.

કંગાલિયત અને દલીદ્રતા વચ્ચે સીલોનમાં વસ્તી "વેધા" જાતની સ્ત્રીઓ, પીતલની સાંકળીઓ અને કાચના દાણાઓથી પોતા-ના શરીરને સંગારવાની મોટી કાળજી રાખતી જણાઇ છે.

## તાસ્માનીઆંની સ્ત્રીઓ પુરૂશોના દીલ જીતવા શું કરતી હતી?

તાસ્માનીઆના મુલકની સ્ત્રીઓને માટે વિદ્વાન મુસાફર કુક કહે છે, કે ગમે એવી ઉપયોગી અને કિંમતી વસ્તુઓની તેઓ જરાબી દરકાર કરતી નથી, પણ નજીવી કિંમતના ખોટાં ઘરેણાં મેળવવા તેઓ ઘણીજ ઇન્તેજાર રહે છે. જંગલી પ્રજાની સ્ત્રીઓ માટે જાણીતા મુસાફરો એક અવાજે કહી ગયા છે, કે બીજી કોઇબી વસ્તુઓ કરતાં પોતાના ગળામાં કે હાથ ઉપર પેહડવા માટે જો કાંચના રંગીન દાણા, કે એવીજ કાંઇ વસ્તુ તેઓને મળતી, તો તેઓ પાર વિનાની ખુશીમાં આવી જતી હતી. પંખીઓના રંગીન પીછાં, કાચના રંગ બેરંગીન દાણા, ફુલ, કડીઓ, કડાંઓ અને બંગડીઓ તથા એવી જ બીજી વસ્તુઓ ઉપર તેઓ પોતાનો જીવ વટીક આપવા તૈયાર રેહતી જણાઇ હતી. આ સઘળાંનો તેઓ શારિરીક ભુષણ તરીકે ઉપયોગ કરતી, અને એ સઘળાંના ઉપયોગથી તેઓ પુરૂશોના મન ઉપર પોતાની ખુબસુરતીનો છાપ મારી, તેમના દીલ જીતી લેવાની કાંઇક મરજી રાખતી હતી.

### જંગલી જમાનાની સ્ત્રીઓ મરદોને મોહાવવા કેવી રીતે ખુબસુરત બનતી હતી.

એ તો શરીરને શોભાવવાના સાંધન હતાં; પણ મરદોના દીલ પોતાની તરફ ખેંચવા માટે સ્ત્રીઓ ખુબસુરત બનવાની ઉલટથી, જંગલી જમાનામાં પોતાના શરીરને તેઓ તરેહવાર રીતે હલાક કરતી જણાઇ છે. કાન, હોઠ અને નાક વિગેરે શરીરના ભાગોમાં છેદ પાડી, તેમા મોટી મોટી કડીઓ ઘાલી ફરવામા તેઓ ખુબસુરતી સમજતી હતી. પુર્વ આફ્રીકા મધે વસ્તી એકબી ઓરત એવી નહી હતી, કે જેણીએ પોતાના ઉપલા હોઠમાં છેદ પડાવી, તેમા મોટી જેવી કડી પોઇ નહી હોય. એવી રીતે હોઠમા પેહડેલી કડી ઓળામાં આવી

૩ થી ૪ ઇન્ચ મોટી હોય છે. એ કડી જેટલી મોટી હોય, તેટલી તે પેહરનાર સ્ત્રી વધારે ખુબસુરત ગણાયછે.

આરચીપેલેગોની સ્ત્રીઓ કેવી રીતે ખુબસુરત બને છે.

હોઠ પછી દાંત તરફ નજર કરીશું, તો આરચીપેલેગોમા વસ્તી સ્ત્રીઓ, પુરૂશોના દીલ જીતવા માટે ખુબસુરત બનવાની ઉલટમાં, પોતાના દાંતોને કાનસ વડે ઘસાવી કાળા રંગે છે. સુફેદ દાંતોને તેઓ ધિક્કારે છે. ઑસ્ટ્રેલીઆમાં વસ્તી અમુક જંગલી જાતવાલી સ્ત્રીઓ, પોતાના ઉપલાં જડબાં માંહેલા દાંતોમાંથી વચલા બે દાંતો ખુબસુરત બનવા માટે ખેંચી કહડાવે છે.

જુદા જુદા મુલકોની સ્ત્રીઓનો પુરૂશોના દીલ જીતવાની રીત.

માથાંના બાલોને શૃંગારવાની રીત જંગલી જમાનાથી ચાલી આવેલી જણાય છે. કોઇ માથાંના બાલને રંગે છે, તો કોઇ તેમા રંગીન દાણા પોઇ પોતાને ખુબસુરત બનેલી સમજે છે. ઉત્તર અમેરીકામાં મુસાફરી કરનાર મુસાફરો જણાવે છે, કે મરદોના માથાં ઉપર એટલા તો લાંબા બાલ તેઓએ જોયા હતા, કે જો તે છુટા કીધા હોય, તો જમીન ઉપર તે બાલની લટ પુછડીની મિસાલ ચાલતી વખતે ઘસડાયા કરે છે. લાંના મરદો એવા લાંબા બાલમાં પોતાની મોટી ખુબસુરતી સમજે છે.

ન્યુઝીલેન્ડના મુલકમાં મરદો પોતાના હોઠોને બલુ રંગથી રંગે છે. ઓગમેટના ટાપુમાં વસ્તાં લોકોને પોતાના બાલો સુફેદ રંગવાનું જબર શોક લાગેલું હોય છે.

ડારવીન કહે છે કે: ઉત્તર ગોલાર્ધથી દક્ષિણમાં ન્યુઝીલેન્ડ સુધી આવેલા મુલકોમાં, એવો એકબી મુલક નહી હશે, કે જ્યાં લોકો પોતાના બાંગ ઉપર છુંદણા (tattoo) પડાવતાં નહી હોય.

છુંદણા પડાવવાનું ઘણા પુરાણા કાળથી ચાલતું આવેલું કેહવાય છે. આગલા કાળમાં એસિરીઅંન, બ્રિટન્સ અને થ્રેસિયન્સ પ્રજામાં છુંદણા પડાવવાનો રેવાજ ઘણોજ સાધારણ હતો. એ છુંદણા સુધરેલી રીત પ્રમાણે હાલ આજે કેટલીક જાતના લોકો પડાવે છે. કેટલાકો પોતાના કપાળ ઉપર, કેટલાકો હોઠો ઉપર, કેટલાકો ગાલ ઉપર, કેટલાકો હાથના કાંડા અને પગની પાનલી વિગેરે જગ્યાઓ ઉપર પડાવે છે. એબિસિનીઆના મુલકમાં વસ્તી સ્ત્રીઓ પોતાના દાંતના પારા (હુપ ટાઇ) ને બ્લુ રંગથી રંગવામાં ખુબસુરતી સમજે છે.

## દક્ષીણ આફ્રીકામાં છોકરીઓના દીલ જીતવાની રીત.

દક્ષિણ આફ્રિકામાં વસ્તા ચોકસ ટોળાના મરદો માટે રેવરન્ડ મેઅર કહે છે કે: જવાંન ઉમરના છોકરાઓ પરણવાની ઉમેદમાં પોતાની દાહડીના બાલને ટુંપી કાહાડી, પીળા રંગથી પોતાનું શરીર રંગી પોતે ખુબસુરતમાં ખપે છે, અને એવી રીતે રંગીન બનવામાં તેઓ પોતાની ખુબસુરતી અને જવાંનીને મોટું માન મળતું સમજે છે. જ્યારે સવાલ કરવામાં આવે છે, કે: "એવી રીત અખ્તીયાર કરવાનું કારણ"? ત્યારે જવાબ આપે છે, કે: "શોભીતા દેખાવા, અને બાઇરાંઓના દીલ જીતવા માટે." નીકોબારીસમાં મરદો જવાંનીમાં આવતાંજ પોતાના દાંતોને કાળા રંગે છે. મરદોના આવી રીતે કાળા કરેલા દાંતો ત્યાંની સ્ત્રીઓને એટલા બધાતો પસંદ પડે છે, કે સુફેદ દાંતવાલા મરદો સાથ વાત કરવાનુ પણ તેઓ ધિક્કારે છે.

## મૅડાગાસ્કરની સ્ત્રીઓએ મરદોની કામશકિત જાળવવા ચલાવેલી લડત.

મૅડાગાસ્કરના એક મુલકના રાજાએ યુરોપીયંન સુધારો પોતાના દેશમાં દાખલ કરવાના ઇરાદાથી, તેણે પોતાના તમામ

અધિકારો અને સિપાહોને હુકમ કીધો, કે સઘળાઓએ પોતાના માથાંના બાલ કપાવીને અંગ્રેજો જેવા ટુંકા કરાવવા. રાજાનો આ હુકમ બાહાર પડતાં જ, શેહેરમાં વસ્તી તમામ સ્ત્રીઓમાં ખળભળાટ ઉઠયો. આખા શેહેરની સ્ત્રીઓ રાજાના હુકમ સામે ફરીયાદ કરવા ભેગી મલી તુફાંન મચાવવા લાગી, અને જયારે લશ્કરના સિપાહોએ તેમને જબરીથી પોતાના ભાલાનો ઉપયોગ કરી વિખેરી નાંખી, ત્યારેજ તેઓ છુટી પડી. તેઓની દલીલ એ હતી, કે મરદોના માથાં ઉપરના લાંબા બાલ તેમની કામ શકિતને તાકાત આપે છે, અને તેથી જો મરદોના બાલ કપાવી નાખવાનો હુકમ જો અમલમાં મેલાશે, તો તેથી તેમના સંસાર સુખમાં મોટી ખલલ થશે. *

બાલને સંગારી ખુબસુરત બનવાનો શોખ જવાંનોને વધારે હોય છે. સ્ત્રી તેમજ પુરૂશો, બંને જાતીને એ શોખ એક સરખો રહે છે, અને એક બીજાનાં દીલ ખેંચવાની મતલબથી તેઓ ચેહરાને રંગે છે, અને બાલને વધારી તેને સંગારે છે.

## સેમોઆ દેશના મરદો ઉપર મોહિ પડતી સુંદરીઓ.

શરીર ઉપર છુંદણા પડાવીને ખુબસુરત બનવાની મોસમ ત્યારેજ આવે છે, કે જયારે મરદ તેમજ ઓરત, જવાંનીના બહારમાં આવેલાં જણાય છે. સેમોઆ લોકમાં એવો રેવાજ છે, કે જયાં સુધી એક મરદ પોતાના શરીર ઉપર છુંદણા પડાવે નહી, ત્યાં સુધી તેનાથી પરણવાનો વિચાર થઇ શકે નહી. છુંદણા પડાવ્યા પછી જયારે શરીર ઉપરના જખમ રૂજાઇ જાય છે, ત્યારે લાગતાં વલગતાંઓ અને સગાં સ્નેહીઓનો એક મોટો મેલાવડો કરવામાં આવે છે, અને ત્યાં શરીર

* **Westermark History of Human Marriage.**

ઉપર પડાવેલાં છુંદણા હાજર રહેલાંઓને ઉકમાઇ સાથ દેખાડવામાં આવે છે, અને હાજર રહેલી સ્ત્રીઓ તે છુંદણા જોઇ, તેની ખુબસુરતી ઉપર મોહી પડે છે.

એનન્ક્રોફ્ટ નામનો મુસાફર કહે છે, કેઃ એક સ્ત્રી પોતાના ધણીનો પ્યાર અને માન મેળવવા માટે પોતાની છાતી ઉપર છુંદણા પડાવતી, અને ચેહેરાની ઉપર કાળી રેગ પાડની તેણે જોઇ હતી.

સાધારણ રીતે એવો વિચાર બેસી ગયેલો મનાય છે, કે મરદોના કરતાં ઓરતો પોતાનો સંગાર વધારે કરે છે. ઘણાક મુલકોની ઓરતો તેવી હશે, પણ દુનિયાના કેટલાંક મુલકોમા એવી ઓરતો વસે છે, કે તેઓના મરદો જ ઘણા ફાંકડા અને બાંકા બનવા ઓરતના કરતાં વધારે સંગાર કરે છે, અને ઓરતો ફક્ત કુદરતે બક્ષેલી ખુબસુરતી ઉપર જ સંતોશ પકડે છે.

આ સઘળા રીવાજ અને રીત જંગલી જમાનામા વસ્તી મજાના છે, પણ વખત જેમ જેમ દુનિયાને સુધારતો ગયો, તેમ તેમ સુધારાના ફેલાવાથી માનસજાત એવી જંગલી રસમને તરક કરવા લાગી. શારિરીક ભુષણુ અને ખુબસુરતીનાં વધારા માટે અકલ પંસદ યોજનાઓ યોજાવા લાગી, અને આજની સુધરેલી પ્રજા પોતાની હાલતને દુનિયાની સામે રજુ કરી, આજે આપણને પાછલા જમાનાની રીત અને રીવાજો સાથ સરખામણી કરતાં શીખવે છે.

તોપણ આગલા જમાનાની રીત અને રેવાજ હજી આજે પણ સુધરેલા વખતમાં કોઇ કોઇ ઠેકાણે નજરે પડે છે. ખચીત તેની જંગલી હાલતમાં તો નહી જ, પણ તેની બદલાયેલી હાલતમાં તે નજરે પડે છે. દાખલા તરીકે ઇરાંનમાં તેમજ હિન્દુસ્થાંનમાં આજે પણ સ્ત્રીઓ નાકમાં નથને નામે જણાયલું ઘરેણું પેહડે છે. કાનમાં પેહડવાના

ઘરેણાં પણ કાંઇ ઓછાં થયાં નથી. આ સઘળા શણગારની મુળ નેમ, આગલા જમાનામાં જે હતી, તેજ આ સુધરેલા જમાનામાં પણ છે. ફેરફાર ફક્ત વખતને અનુસરતો થયો છે. એ સઘળું શારિરીક ભુષણ માટે થયું, પણ હવે હું પેહેરવેશની બાબદ ઉપર આવુંછું.

મશ્હુર મુસાફર માર્સડન કહે છે, કે: સુમાત્રામાં એક જવાંન સ્ત્રી કપડાં પહેરવા જેટલી ઉમરની થાય, તે આગમજ તે બિલકુલ નગ્ન હાલતમાં ફરે છે, પણ પોશાક તરીકે એક રૂપાંની સાંકળી તેણીએ પોતાની કંમરે પેહડેલી હોય છે, અને તે સાંકળી શાથે "હાર્ટ" ના આકાર જેવી એક ઢાળ આગળી બાજુએ વચોવચમાં બાંધેલી હોય છે, જે એક પોશાકની ગરજ સારે છે. બંગાલ ઇલાકાના ચોકસ ગાંમમાં વસ્તાં મરદ તેમજ ઓરત લોકો, ફક્ત કંમરના ઉપર એક કપડું વિટાળી પોતાના શરીરને ઢાંકે છે. આ પોશાકની ઉપર કોઇ વાર શંણગાર તરીકે ઘરેણાં લટકાવવામાં આવે છે. હોટેનટોટ સ્ત્રીઓ માટે જાણીતો લખનાર બૅરો કહે છે, કે: 'એપ્રન' તરીકે છ કે સાત ઇન્ચ પોહોળું કપડું સ્ત્રીઓ પોતાની કંમરની આસપાસ વિંટાળે છે, અને પોતાની તરફ ધ્યાંન ખેંચવા માટે, તેઓ એ પહેરણ ઉપર બાજે વખત કેટલોક શણગાર કરે છે.

ઘણાક મુસાફરોનું કેહવું છે, કે: શરીરની નગ્ન હાલતને જોવાની એક વખત તેમને તપેહ પડી ગઇ, એટલે તેમને તેમાં અમરિયાદા જેવું કશુંએ લાગતું નથી. એવી નગ્ન હાલતમાં ફરનારાઓને કપડાંની કાંઇપણ જરૂર હોય, એમ જરાપણ તેમને ભાસતું નથી. એક જાણીતો મુસાફર મી૦ વૉલેસ પોતાનું મત આપતાં લખે છે, કે: " આપણા નાટક તખતા ઉપર પારદર્શક અને ચામડીના રંગ જેવાં કપડાં પેહડી નાચનારી સ્ત્રીઓમાં જેટલી મરિયાદા હોતી નથી, તે કરતાં વધારે મરિયાદા એ લોકોમાં હોય છે. "

અરસપરસ આકર્ષણ કરવાની જુદી જુદી રીતીઓ દુનિયાના જુદા જુદા જંગલી મુલકોમાં જુદી જુદી રીતે ચાલુ રહેલી છે. જેમ જંગલી મુલકોમાં વસ્તી જંગલી પ્રજા, ચિનાકર્ષણ કરવા માટે ઉપર જણાવેલી રીતે વરતે છે, તેમ સુધરેલી દુનિયાના સુધરેલા મુલકો, પોતાના સુધારા અને કેળવણીને અનુસરતી રીત અખ્તીઆર કરે છે. દાખલા તરીકે ચીનમા ચીનીઓના અની નાહના પગ ચીનાઓ ઘણુાજ પસંદ કરે છે, અને તેથી નાહના પગ બનાવવા માટે ચીનાંઇ બાળાઓને પાર વિનાનું દુખ અને વેદના ખમવાં પડે છે.

લા૦ દુવાગીર.

D. H. P.

—:o:—

# પત્ર ૪ થું.

—:o:—

## EVOLUTION OF MODESTY.

## સ્ત્રી-પુરૂશની લાજ-મરિયાદા.



મારા સુજ્ઞ મિત્ર—

દુનિયાની સપાટી ઉપર આવેલાં જુદાં જુદાં મુલકોમા વસ્તી પ્રજાની સ્ત્રીઓ તેમજ પુરૂશો, પોતાની તરફ સામી જાતીના મન યાને દીલ ખેંચવા કેવી રીત અખ્તીયાર કરતાં હતાં, તે વિશે લખ્યા પછી, દુનિયામા વસ્તી જુદી જુદી પ્રજાના લોકોમા, લાજ યાને મરિયાદા કેવાં રંગ રૂપમા ફેલાયલી છે, તેની તવારીખનો અતી ટુંક ઈન્તેખાબ અતરે હું રજુ કરૂ છું.

મિત્ર, આપણુ એટલું તો જાણયે છિયે, કે સ્ત્રીજાતને લાજ યાને મરિયાદા હંમેશ કરવી ઘટે છે. ગુજરાતીમા આ કેહવત જાણીતી છે

કે: "જેણે છોડી લાજ, તેને નાહનું જેવું રાજ." પુરૂશ જો લાજ છોડે છે, તો તે ઠપકાને પાત્ર થાય છે, જન સમાજમા તે હળકો પડે છે, અને તે પોતાનું સ્વમાન વિગેરે ખોઇ બેસે છે. પણ એક સ્ત્રી જો લાજ-મરિયાદા છોડે તો તેના વિશે શું સમજી લેવું ? આપણા દેશમા સ્ત્રીની લાજનું રક્ષણ કરવું એ દરેક પુરૂશનો ધર્મ છે, પણ દુનિયામાં આવેલા જુદા જુદા મુલકોમા વસ્તી પ્રજા-સ્ત્રી, તેમજ પુરૂશો-પોતાની લાજ મરિયાદા શાની અંદર સમજે છે, અને તેઓ તે કેવી રીતે જાળવે છે, તે જાણવું જરૂરનુ છે.

'વાંચક મિત્ર, આ દુનિયા એક મોટી અજાએબી છે. મહાન મુસાફરોએ દુનિયાની મુસાફરી કીધા પછી, પોતાની નજરે જોયલા હેવાલો પ્રગટ કરેલા જ્યારે વાંચણના શોખીનો વાંચે છે, ત્યારેજ માલમ પડે છે, કે આ દુનિયામા વસ્તી જુદી જુદી પ્રજાઓની રીતભાત, અને મરિયાદા કેવી અજાએબ જેવી છે. જે રીત રેવાજો વિશે આપણ લખતાં લજવાઇએ, તેવી રીત ભાતનો તેઓએ અંગીકાર કરેલો માલમ પડે છે જેને આપણ 'નિર્લજપણાને' નામે ઓલખ્યે છિયે, તેને તેઓ 'મરિયાદા'ને નામે ઓલખે છે, અને તેવી રીતે જીંદગી ગુજારવામા તેઓ પોતાની નીતી સમજે છે. એ સઘળું દર્શાવી શકાય એમ હું માનતો નથી. છતાં થોડાક જુજ દાખલાઓ વાંચક મિત્રની જાણ માટે ચુંટી કાહાડી અતરે નોંધ્યા છે.

"Tirra-Tane" (હું શરમેલી છું.)

## ઉત્તર ક્વીન્સલૈન્ડમા સ્ત્રી-પુરૂશની લાજ જાળવવાની રીતભાત.

† એ દેશમા વસ્તી પ્રજા તમામ નગ્ન હાલતમા પોતાનું જીવન ગાળે છે. સ્ત્રી તેમજ પુરૂશો પોતાના ગુપ્ત શરીરને જાહેર પ્રસંગો

†W Roth Ethnological Studies among the North—West—Central Queensland Aborigines.

ઉપર ઢાંકવા માટે, અમુક રીતે બનાવેલાં લાલ રંગના ફુંમટાંદાર ઢાંકણુનો ઉપયોગ કરે છે. ખાસ કરી જ્યારે તેઓ ગોરાં લોકથી વસાયલાં સંસ્થાંનની પડોસમા હોય છે, ત્યારે પોતાની મરિયાદા જાળવવા એવી રીતે વર્તે છે આવી હાલત અંદર વસ્તાં આ જંગલી મજાના ઘણાક કુટુંબો પોતાની નીતી કેવી રીતે જાળવવી, તે ઘણી સારી રીતે સમજતાં જણાયા છે. ઘણીક સ્ત્રીઓને બેઅદબ ઉધ્ધત જવાંનો તરફથી થતી લલચાવનારી માંગણીઓ, તેઓ નમનતાઇથી મરિયાદા સાથ ના પાડતાં, બોલે છે કે: "*Tirra tane," એટલે 'હું પરણેલી છું.' અને બાજે વખત ના પાડતા જવાબ આપે છે કે: "epia," એટલે 'નહી.' વળી ઘણીક નીતીવાંન સ્ત્રીઓ, પોતાની મશ્કરી કરનાર તરફ સેહજબી ગુસ્સે થતી નથી, તેમજ તેઓ લજવાતીબી નથી, પણ એવા અનાડીઓને તેઓ હસતે ચેહરે નરમાસથી ઠપકો આપે છે "

ડાકટર હોલડર, જેણે મોનટાના મધે ઘણાક વરસો સુધી વસવાટ કીધો હતો, તે જણાવે છે, કે: "સ્ત્રીઓ પોતાની લાજને ખાતર પોતાનો જીવ વટીક આપવા ડરતી નથી. એક હમેલદાર સ્ત્રી પોતાની સુવાવડ પ્રસંગે ગમે એવી અડચણ યા જોખમમા આવી પડવા છતાં, કોઇબી મરદ તબીબ-પોતાની જાતવાલા કે ગોરા—ની તે મદદ લેતી નથી. પણ જેમ જેમ એ લોકોમા સુધારો દાખલ થતો ગયો, તેમ તેમ તેઓ એ રીતને પડતી નાખી, તબીબોની સારવાર અને મદદ લેવા લાગ્યાં ડાકટર હોલડર પોતે એક દરદી માટે જણાવે છે, કે: "એક જવાંન સ્ત્રી, સુવાવડ દરમિયાંન ઘણીજ હેરાંન થવા લાગી, અને કોઇબી તબીબની મદદ લેવા તેણીએ ના પાડી, જેથી અંતે તે મરણને કાંઠે આવી અટકી. પણ બીજાંઓની સમજાવટથી તે અંતે ડાકટરની મદદ લેવા કબુલ થઇ; *પણ પોતાની લાજ જાળવવા ખાતર તેણીએ પોતાની જાંગ,

* Havelock Ellis Psychology of Sex.

અને જનંન શરીર કપડાંમા ઢાંકી, ફક્ત પ્રસવ માર્ગ તબીબની તપાસ માટે ખુલ્લો રાખ્યો."

## આસામની 'નાગા' સ્ત્રીઓની મરિયાદા.

આસામમા વસ્તી 'નાગા' જાતની સ્ત્રીઓ પોતાની તમામ મરિયાદા અને લાજ, પોતાનુ આખું શરીર નગ્ન હાલતમા રાખી, ફક્ત પોતાની છાતીને જ ઢાંકવામા સમજે છે. એનુ કારણ તેઓ એવું કેહી જણાવે છે કે: † "શરીરના જે ભાગો તેમના જન્મથી લોકોએ જોયલા છે, તે ભાગોને ઢાંકવામા મુરખાઇ છે; પણ છાતીના બાબમા તેમ બનતું નથી, કેમકે તે અસુરેથી પ્રગટે છે, માટે તેમને ઢાંકવા જ જોઇએ"

## પશ્ચિમ આફ્રિકાની સ્ત્રી પુરૂશોની લાજ અને મરિયાદા જાળવવાની રીત.

† ખાસ કરીને કેમીરોન નદી ઉપર આવેલાં મુલકોમા સઘળી કુમાંરી સ્ત્રીઓએ તમામ નગ્ન હાલતમા ફરવું એવો રેવાજ છે. બાગુંડાના મુલકમા કોઇપણ સ્ત્રી પગના ગુઠણની ઉપરનો ભાગ સેહજબી ઉઘાડો રાખી ફરે, તેમને સજા કરવાનો હુકમ કીધેલો હોવા છતાં, રાજાની રાણીઓ, દરબારમા તમામ નગ્ન હાલતમા હાજર થવામા પોતાની મરિયાદા અને લાજ સમજતી હતી. કાલીરાન્ડોને નામે જણાયલા આફ્રીકનોમા સઘળી કુંવારી સ્ત્રીઓ બિલકુલ વસ્ત્ર વગર ફરે છે, અને બચ્ચાંવાલી માતાઓ, શરીરના નિચલા ભાગને ઢાંકીને ફરે છે. ખારતુમની ઉત્તર-પશ્ચીમ તરફ ૨૦૦) માઇલની અતરાફમા મરદો નગ્ન હાલતમા વસ્તા જણાયા છે.

એક હાથ ઉપર લાજ જાળવવાના આવી કીસમના રેવાજ આપણુ વાંચ્યે છિએ, ત્યારે બીજા હાથ ઉપર, 'નીલોટીક' જાતના આફ્રીકનોમા

† Evolution of Modesty by Havelock Ellis.

કુંવારા જવાંનોને તમામ નગ્ન હાલતમાં વસ્તા જણાવ્યા છે તેઓમા પરણેલા મરદો જેઓ બચ્ચાંના બાપ હોય, તેઓ પોતાની કંમરની આસપાસ બકરાના ચાંમડાંને વિટાળીને ફરે છે. પરણેલા અને બચ્ચાંવાલા મરદોએ પોતાની સાસુને ત્યાં આવા ચાંમડાનાં પોશાક વગર કદી બી જવું નહિ, એવો રીવાજ હોય છે, કેમકે તેથી મરિયાદાનો મોટો ભંગ થતો લેખાય છે. છતાં જો કોઇ મરદ, બકરાંનાં ચાંમડાંનો પહેરવેશ પેહડયા વગર પોતાની સાસુ પાસે જતો, તો તેને સજા તરીકે અમુક રકમના બકરાં દંડ તરીકે આપવાની ફરજ પડતી હતી. અગર જો કોઇ સુધારાવાલો જમાઈ પોતાની સાસુ પાસ, 'પાટલુન' પેહડીને જતો, તોપણ તેને પોતાના 'પાટલુનની' ઉપર પણ બકરાંનુ ચાંમડું બાંધવાની ફરજ પડતી હતી † !

## પુર્વ આફ્રીકાના લોકોની મરિયાદા.

મસાઇ લોકો, તેમજ પુર્વ આફ્રીકાના વતનદારોમા સ્ત્રીઓ નગ્ન હાલતમાં હોવા છતાં, તેઓ પોતાની માસીક રૂતુ પ્રસંગે, ઘણીજ સંભાલ અને લાજ જાળવીને રેહતી વર્ણવી છે. પણ એજ જાતના પુરૂશો, તેમજ મસાઇ મરદો પોતાના ગુપ્ત શરીરને ઢાંકીને ફરવામા નામોસી સમજે છે, અને નગ્ન હાલતે ફરતા રેહ છે. કેટલીક જાતની આફ્રિકન સ્ત્રીઓ, પોતાની છાતીઓ ઢાંકીને ફરવામાં પોતાની લાજ અને મરિયાદા સમજે છે. જો કોઈ સારા ખાંનદાનની સ્ત્રીને રસ્તે ફરતાં કોઇ મરદ સામો મળે છે, તો તેઓ ઘણીજ શરમાઇ જતી હોય, એમ માલમ પડે છે. એ વિશે એક મુસાફર પોતાનો જાતી અનુભવ નીચે પ્રમાણે દર્શાવે છેઃ-

"At Loango," says Pechuel Loesche "the well bred Negress likes to cover her bosom, and is sensitive to

3 Sir H. H. Johnston, *Uganda Protectorate Vol II*

Critical male eyes; if she meets a European when without her garment, she instinctively, though not without coquetry, takes the attitude of the Medicean Venus. *** The women also exhibit shame when discovered suckling their babies.'

## તુરકી સ્ત્રીઓની લાજ અને મરિયાદા વિશે.

કોન્સ્ટેન્ટીનોપલની સ્ત્રીઓ જો કે પોશાક સજી ફરે છે, છતાં તેઓમા એવોજ વિચાર વસી ગયો છે, કે કોઇપણ પરપુરૂશને પોતાનો ચેહરો કોઇપણ સંજોગ વચે તેઓએ દેખાડવો નહી. આ સબબને લીધે, તુરકી ઓરતો પોતાના શરીરના કોઇબી ભાગને ઉઘાડા દેખાડવામા એબ કે લાજ સમજતી નથી, પણ ફક્ત પોતાનો ચેહરોજ છુપાવવામા પોતાની લાજ સમજે છે, અને તેજ કારણને લીધે તેઓ હંમેશ બુરખા પેહડે છે. ઉપલોજ મુસાફર લખે છે, કે: "યુફ્રેટીસ નદીમાં એક તુરકી ઓરત પોતાનું આંગ ધોવા ઉતરી હતી. તેવામા ત્યાં એક ઇંગ્રેજનું જવું થયું. પેલી સ્ત્રીએ તુરતજ પોતાના બંને હાથો વડે પોતાનો ચેહરો ઢાંકી નાખ્યો, પણ પોતાના નગ્ન શરીરને ઢાંકવાની તેણીએ કાંઇબી પરવા કીધી નહિ."

## ચીનાઇ સ્ત્રીઓની લાજ અને મરિયાદા.

દુનિયામા વસ્તી નાગી પ્રજાઓની મરિયાદાનો કાંઇક ચિતાર આપ્યા પછી, હવે થોડીક એવી પ્રજા તરફ નજર કરી શું, કે જેઓ પોતાના શરીર કપડાંના વસતર વડે ઢાંકીને ફરતાં હોય. ચીનાઇ લોકો વસતર પેહડી પોતાના શરીરને ઢાંકે છે. તેમની સ્ત્રીઓ મોટે ભાગે પોતાના પગને નાહના બનાવવામા મોટી ખુબસુરતી, અને મોટું માન સમજે છે. એક ચીનીનો પગ જો નાહનો બનાવેલો હોતો નથી, તો

તે પોતાને અપકિર્તી અને શરમ ભરેલું ગણે છે. ચીનાઓ પોતાની સ્ત્રીની ખુબસુરતી તેણીના ચેહરામા નહી, પણ તેણીના નાહના અને બેડોલ બનેલા પગમા સમજે છે. એક ચીનીનો પગ, તેણીની નગ્ન હાલતમા ફક્ત તેણીનો ધણીજ જોઇ શકે છે. કદાચ કાંઇક દરદને લીધે જો પોતાનો પગ ડાકટરને દેખાડવાની ફરજ પડે છે, તો તેઓ પોતાનો આખો પગ કપડાંમા ઢાંકી ફક્ત દરદી ભાગનેજ તબીબ આગલ તેઓ ઉંઘાડો રજુ કરે છે.

"ઍમ્પ્રેસ થિયોડોરાની લાજ જાળવવાની રીત."

‡ નગ્ન હાલતમા ફરતી પ્રજાઓની તવારીખ કાંઇ એટલેથીજ અટકતી નથી. ક્રાઇસ્ટના જનમ પછી લગભગ છઠી સદી અંદર જો આપણુ નજર કરી સ્ત્રી-પુરૂશોની લાજ અને મરિયાદાની રીત ભાત વિશેના લખાણો વાંચીશું, તો માલમ પડે છે, કે છઠી સદીમા પણ મામલો તેવોજ ચાલતો હતો. જાણીતો લખનાર પ્રોકયુપિયસ છઠી સદી માટે લખતાં જણાવે છે કે: "એમ્પ્રેસ થિઓડોરા, નાટકશાળામા થતા નાટકોમાં બિલકુલ નગ્ન હાલતમા જાહેરમા દેખાવ દેતી હતી. ફક્ત એક ટુંકાં સુરવાલ (short drawer) વડે તે પોતાનું શરીર ઢાંકતી હતી."

## પંદર અને સોલમી સદીમા જરમન પ્રજાની લાજ વિશે.

* "જરમન લોકો સોલમી સદી સુધી ધણીજ અધેર હાલતમા વસ્તા હતા એમ માલમ પડે છે, કેમકે જમાનાના તે વખતમા

‡ Havelock Ellis.
* The Evolution of Modesty by H. Ellis.

જાહેરમાં અંઘોલ કરવાનો રેવાજ હતો. રાતના સુતી વખતે હરએક જન્, પોતાના શરીર ઉપરના સઘલાં વસ્તરો કાહડી નાંખતાં હતાં. ગરીબ તેમજ તવંગરોમા નાચના મેલાવડા જયારેબી થતા, ત્યારે નાચતી વખતે સ્ત્રીઓને પુરૂશો હવામા મોટી છલંગે ઉંચે કુદાવતા હતા, જેથી સ્ત્રીઓના પોશાકો કઢંગી રીતે ઉંચકાઇ જતા હતા. સ્ત્રીઓ પોતાની લાજ માટે એ વખતે બિલકુલ બેદરકાર અને બે-પરવા હતી, એવું પંદરમી અને સોલમી સદી માટે થયલાં લખાણો ઉપરથી માલમ પડે છે."

"પણ એમ સમજવું નહી કે, એ વખતે સ્ત્રીઓ લુગડાં પેહડતી નહી હતી. સત્તરમી સદીમા ઇટાલીયન સ્ત્રીઓનું ધ્યાંન જ્યારે ટુંકા સુરવાલ (short drawers) તરફ પેહલ્લુ ખેંચાયું, ત્યારે તેઓને તે કાંઇક વિચીત્ર જેવું જણાયું હતું. એ પછી જયારે જાહેર હમાંમ-ખાંના બંધ પડયાં, અને શરીર ઉપર વસ્તરો પેહડવાની શરૂઆત થતાંજ, સ્ત્રીજાતની લાજ અને મરિયાદા ઉપર તેની ઘણીજ જોરાવર અસર થઈ રહી."

ઇ૦ સ૦ ૧૪૬૧ મા સ્ત્રીજાતની લાજનો મામલો કેવો હતો, તે નિચલું લખાણ વાંચતાં માલમ પડે છે :—

" In 1461, when Louis XI entered Paris, three very beautiful maidens, quite naked, represented the Syrens, and declaimed poems before him; they were greatly admired by the public.** ****When Charles the Fifth entered Antwerp, the most beautiful maidens of the city danced before him, in nothing but gauze........."

## ઈ० સ० ૧૬૫૮ મા ડેનમાર્કનો મામલો.

એજ કાળમા ડેનમાર્કનો મામલો કેવો હતો? એક પોલીશ અમલદાર જે કે ત્યાંની સ્ત્રીઓના વખાણ કરે છે, છતાં તે તેમના રેવાજ ઘણાજ નિરલજ જણાવે છે. તે લખે છે કે: "દરેક જન નગ્ન સુવે છે. કોઇબી જન પારકાંની સામે કપડાં પેહરતાં કે કાહાડતાં જરા બી શરમાતાં નથી. જો કોઇ પરાણો હાજર હોય છે, તો તેનીબી તેઓ દરકાર કરતાં નથી."

## ઇંગ્લાંન્ડમા સુરવાલનો ઉપયોગ કયારથી શરૂ થયો ?

* ઇંગલાન્ડમા આસરે અરધી સદીની આગમજ સ્ત્રીઓમા ટુંકા પયજામા યાને સુરવાલ (drawers) પેહરવાનો રેવાજ દાખલ થયો હતો. ટિલ્ટ નામના એક જાણીતા સુવાવડના તબિબે એ પેહરણ પેહરવાની સ્ત્રીઓને મજબુત ભલામણ કરી હતી.

આ જાતનો પેહરવેશ (drawers) પુર્વના મુલકોમાથી યુરપમા દાખલ થયો હતો. વેનીસમાથી તે યુરપના જુદાં જુદાં શેહરોમા જઇ લાગ્યો હતો. પ્રથમમા એ પેહરવેશનો ઉપયોગ, હલકી નિતીની સ્ત્રીઓ કરવા લાગી હતી, અને તેજ કારણને અંગે, તેને લોક પ્રીયતા મલી શકી નહી હતી. પણ આજે સુધરેલી અને કેળવાયલી દુનિયાની સ્ત્રીઓ, તેનો એક સરખી રીતે ઉપયોગ કરે છે.

સ્ત્રીજાતની લાજ અને મરિયાદાના રેવાજ, જુદા જુદા મુલકોમા કેવી રીતે જાએજ છે, તેની તવારીખનુ આ ઉપર ટપકેનું ટુંકુ બયાંન વાંચક મિત્રોની જાણ માટે રજુ કર્યું છે. ઘણીક સ્ત્રીઓ પોતાના

* Tillt Elements of Health.

શરીરના કોઇબી ભાગ ઉપર પારકાઓની નજર તો શું, પણ પોતાના પરણેતરોની નજર વટીક પડવા દેતી નથી, એવી તેમણી લાગણી તિક્ષણ હોય છે. છતાં આજના કેહવાતા સુધરેલા વખતમા, કેટલીક સ્ત્રીઓ પોતાના શરીરને પારદર્શક પોશાકથી સજી, લોકોને પોતાના શરીર ઉપર નજર નાખવાની ગોયા તક આપે છે.

કેટલીક સ્ત્રીઓ કોઇનોબી નગ્ન આકાર જોતાંજ કમકમી તેને ધિક્કારે છે. તેમજ બીજા હાથ ઉપર ઘણાકોની લાગણી, એવી કિસમના આકારો જોવામા મોજ મેલવે છે. એક પ્રખ્યાત તબિબ લખે છે કે: "એક જવાંન સ્ત્રીને દસ્તાંનની બિમારી લાગુ પડી, અને તેણીને મોટા જથ્થામા લોહી જવા લાગ્યુ. આ બિમારી વિશે તેણીએ શરમની મારી લજવાઇ પોતાની માતાને વટીક જણાવ્યુ નહી, અને જ્યારે તબિબની મદદ લેવાની ફરજ પડી, ત્યારે લાજની મારી તેણીએ પોતાનુ ખાંનગી શરીર તબિબને તપાસવા દીધું નહી, અને અંતે તે મરણ પામી હતી."

લા૦ દુવાગીર,

*D. H. P.*



# પત્ર ૫ મું.

## સ્વસ્નેહ!

### હિયાં, ત્યાં, અને સઘળે.

**AUTO—EROTISM.**



માનવંત મિત્ર

એક પુરૂષે પોતાના ભવિષ્યને જો નિષ્કલંક અને નિરોગી રાખવું હોય, તો તેણે પોતાની દેહની બહેતરી અને સુખાકારી ખાતર, આ પત્રને મથાળે લખેલી બદીનો ત્યાગ કરવો ઘટે છે. મિત્ર, આ બાબતને નજીવી સમજવાની ભુલ કદીબી કરવી નહી, કેમકે જેઓ શરૂઆતમાં એ પીડાને પંપાળી તેને વશ થયા છે, તેઓ પાછળથી મોટા પસ્તાવાને આધીન થયા છતાં, તેઓ પોતાનો છુટકો પૈસાના ભોગે વટિક કરી શક્યા નથી. એ પીડાકારી વિશે મેં મારાં આગલા પુસ્તકોમા કાંઈક લખાંણ કરયું છે, પરંતુ આ પ્રસંગે તેને લગતું નવુંજ સાહિત્ય અતરે રજુ કરૂં છું.

આ પિડાકારી કાંઈ ઉડતો રોગ નથી; તેમજ તે કાંઇ મનસાંનને લાગુ પડતાં અનેક દરદો માહેલું એક દરદબી નથી. એટલુંજ નહીં, પણ એ પિડાકારી કાંઈ હવા કે ખોરાકના ફેરફાર થયાથી લાગુ પડે

છે, એમ પણ સમજવું નહી. એ પિડાકારીને જુનાની હકીમો 'દસ્ત દરાજી' કહે છે. ગુજરાતી વૈદો એને 'હસ્ત ક્રિયા'ને નામે ઓળખે છે. કેટલાકો એને ગુપ્ત બદી, કુટેવ, યાને 'ખરાબ ઇલ્લત' એવે જુદે જુદે નામે ઓળખાવે છે. ઇંગ્રેજી તબિબો એને અનેક નામે ઓલખાવે છે. માસ્તરબેશન, સેલ્ફ-એબ્યુસ, સેલ્ફ-પોલ્યુશન, સોલીટરી-વાઇસ, ઓનૅનિઝમ, ઑટો-એરોટિઝમ વિગેરે અનેક બીજાં નામે એ બદી તબિબી દફતરોમાં નોંધાયલી છે. વિદ્વાન લેખક હૅવેલૉક ઍલીસ એ બદીને Auto-Erotism (ઓટો-એરોટિઝમ) ને નામે જણાવી, તે વિશે ખાસ ભાર મુકી લંબાણથી લખે છે.

વિલાસી યાને કામિક ઇચ્છા સ્ત્રી તેમજ પુરૂશોમાં ઉંમરે પુગ્યા પછી પ્રગટે, એ કુદરતી છે. પણ જ્યારે કાંઇક સબબે તેવી ઇચ્છા અપ્રસંગે ઉતપન્ન થાય છે, અને તેવી અકુદરતી ઇચ્છાને દરદી વશ થઇ, અનેક હસ્તકૃત ( artificial ) રીતે, તે પોતાના વીર્યને બદન-માંથી નિકલી જવાનો માર્ગ ખુલ્લો કરી આપે છે, ત્યારે શરૂઆતમાં જો કે તે પોતાને ભાગ્યશાલી અને સુખી સમજે છે, પણ તેના કડવાં ફળ ચાખવાનો જ્યારે વખત આવે છે, ત્યારેજ તેનું ભાંન ઠેકાંણે આવે છે, અને પોતાની ભુલ માટે તે પસ્તાય છે. આ ભુલનો ભોગ આપવો સેવટે ઘણાકોને ઘણોજ મોંઘો પડે છે, અને કેટલાકોને તો સેવટે પોતાની જીંદગીનો ભોગ પણ આપવો પડે છે.

## MASTERBATION AMONG LOWER HUMAN RACES.

આ બુરી ઇલ્લત સુધરેલા મુલકોમાંજ જણાઇ છે એમ સમજવું નહી; જંગલી હાલતમાં વસતી જુદી જુદી પ્રજાઓમાં પણ એ ઇલ્લત લાગુ પડેલી માલમ પડી છે. એક પ્રખ્યાત લેખક લખેછે, કેઃ-

† " It is found among the people of nearly every race of which we have any intimate knowledge, however natural the conditions under which men and women live. "

## 'માસ્તરબેશન'-જુદી જુદી જાતના જાનવરો તે કેવી રીતે કરે છે.

**MASTERBATION AMONG ANIMALS.**

આ ટહલત કાંઇ માનસજાતને જ લાગુ પડતી નથી. વિદ્વાંનોને અવલોકન ઉપરથી માલમ પડયું છે, કે ચોપગાં જાનવરો પણ એ ધ્હલતમા ફસેલાં હોય છે. ઘોડાઓમા એ ધ્હલત મોટે ભાગે લાગુ પડેલી જણાઇ છે. જ્યારે ઘોડો તેના તબેલામા એકલો અટુલો આધયાસી ઉભેલો હોય છે, ત્યારે તે પોતાના લિંગને જાગરૂત કરી, તેને પોતાના પેટ ઉપર અફાળે છે, અને એમ કરી તે પોતાના વીર્યને પોતાના બદનમાથી બાહાર નિકલી જવાનો માર્ગ કરી આપે છે.

કુત્રીઓ જયારે કામ વશ થાય છે, ત્યારે તેઓ નરની શોધમા નિકલી રાતને સમે ચોકસ પ્રકારના અવાજે ભસવા માડે છે. આ અવાજ નરને કાને પડતાં જ તેઓ તે અવાજની સરતે માદાની આગળ જઇ લાગે છે. પણ જો કામવશ થયલી માદાને નર મલતો નથી, તો તે ઘણીજ ઝુરવા માડે છે. અને કામિક-તૃષ્ણાથી તે પીડાય છે.

હરણીને જયારે પ્યારની મોસમમા (Rutting Season) સંગત માટે કોઇ સોબતી મલતો નથી, ત્યારે વન-જંગલમા તેઓ પોતાના ગુપ્ત બદનને ઝાડની સાથ રગડી યા ઘસીને પોતાના વીર્યને બાહાર જવાનો તે માર્ગ કરી આપી, સંતોશ મેલવે છે.

† Psychology of Sex, H. Ellis.

એજ રીતે ચોપગાં જાનવરોમાં, મેંઢાં અને ઉંટ પણ પોતાની કામવાસનાને સંતોષ આપવા એવીજ યુક્તી અખત્યાર કરે છે. હાથીઓ વળી કાંઈક જુદીજ રીત, એ પ્રયોગ માટે વાપરે છે. આ જાનવર, પોતાના લિંગને પોતાના પાછલા પગોની વચમા લેઇ, પોતાની ખુશી અનુસાર હિલચાલ કરી, તે પોતાના મનો વિકારને પંપાળે છે.

## દેશ પરદેશમા સ્ત્રી-પુરૂશોને લાગુ પડેલી એ ઇલ્લત.

† જ્યારે સ્પેનીશ લોકો પેહલ વેહલ્લા ફિલીપાઇન્સના વિઝકાયા નામના મુલકમા જઇ લાગ્યા, ત્યારે આ દસ્તકરાજીની ઇલ્લત તેઓએ ત્યાંના સ્ત્રીઓ તેમજ પુરૂશોમાં એક સરખી રીતે ફેલાયલી જોઇ હતી. સ્ત્રીઓ એ કામને માટે એક ખાસ લિંગરૂપી બનાવેલું હથીઆર અને બીજી એવી વસ્તુઓ પોતાની તર્શણા મટાડવા માટે ઉપયોગમાં લેતી હતી.

## સ્વ-સ્નેહ માટે શોધી કાહડેલાં યંત્રો.

### INSTRUMENTS OF AUTO-EROTISM

અનુભવી અવલોકન કરનાર વિદ્વાનોનાં મત મુજબ, દુનિયાના મોટા ભાગમાં એ ઇલ્લત બંન્ને જાતીઓમાં લાગુ પડેલી તબિબી દફતરે નોંધાઇ છે. જે જે મુલકોના વતનદારો માટે, બારીક અવલોકન કીધા પછી, એ બદીના હેવાલો લખાયા છે, તેમાં પુર્વના કેટલાક મુલકો ભુલી જવાયા નથી. વળી ઇજીપ્તના જનાનખાનામાં એ બદી પણ દાખલ થયલી જણાવવામાં આવી છે. જાપાનીસ સ્ત્રીઓ માટે એજ બાબદ વિશે બોલતાં એજ લખનાર લખે છે, કે:—

† Psychology of Sex, H. Ellis.

" Japanese women have probably carried the mechanical arts of Auto-Erotism to the highest degree of perfection * * * "

આ યાંત્રીક વસ્તુ 'રીન્નો-તામા' એવે નામે જાપાનમાં ઓળખાય છે, અને જણાવવામાં આવે છે, કે 'ગીઇશા'ને નામે જણાયલી સ્ત્રીઓ, તેમજ વેશિયા સ્ત્રીઓ તેનો ઉપયોગ મોટે ભાગે કરે છે. ચીનમાં પણ એ બદીનો રોગ લાગુ પડયો છે, અને એવી કુછંદી સ્ત્રીઓની તેમજ પુરૂશોની મતલબાનુંસાર વસ્તુઓ જાહેરમાં વેચાય છે.

આવી જાતની બનાવટવાળી ચીજોનો ઉપયોગ ઘણું કરી 'વૈદક શાસ્ત્ર'માં નોંધાયલો સ્ત્રીજાતનો એક ચોકસ વર્ગ જે * 'લેસબિયન' સ્ત્રીઓને નામે જણાયલો છે, તેઓ કરે છે.

મિત્ર, સ્ત્રી-પુરૂશોને લાગુ પડેલી આ જાતની ટેવને ગમે તે નામે ઓલખાવવામાં એ વિશયની અગત્યતા કાંઇબી ઓછી થતી નથી. એ ટેવને ગમે તો 'પ્રલત' કહો, ગમે તો 'બદી' કહો, ગમે તો 'હસ્ત દરાજી' યા કોઇબી નામથી ઓલખો યા ઓલખાવો, છતાં એટલું તો નક્કી છે, કે એ કુટેવથી ઇનસાનના શરીરને અનેક પ્રકારની બિમારીઓ અનેક રંગરૂપમાં લાગુ પડે છે. યુરપના વિદવાન તબિઓએ એ બાબદ ઉપર મોટા દફતરો લખ્યાં છે, પણ કમનસીબે તે સઘલું સાહિત્ય અતરે ખુલ્લી ભાશામાં હું રજુ કરી શકતો નથી. આપણી તરફ એ વિશય ઉપર એકબી સત્તાધારી પુસ્તક પ્રગટ થયું હોય, એમ મારી જાણમાં આવ્યું નથી.

* Lesbian Love—Love between woman and woman (Tribadism). Iwan Bloch, M.D.

સોલમી સદીની આગમજ તો એ જાતની નકળી વસ્તુઓ હસ્તીમાં હતી, અને વિધવાઓ તેમજ બીજી સ્ત્રીઓ ગર્ભ રેહતા અટકાવવાની મતલબથી, તેનો ઉપયોગ કરતી હતી. સોલમી સદીમાં ફ્રાંન્સમાં એવી વસ્તુઓ કાચની બનાવવામાં આવતી હતી; તેમજ અઢારમી સદીમા જરમનીમાં એ વસ્તુઓનો ઉપયોગ, મોટે વાઘેની સ્ત્રીઓમાં સાધારણ રીતે થતો હતો, જે *Samthanse* ને નામે ઓલખાતી હતી, એની નોંધણી મલે છે, કે પેરીસમાં તેમજ લંનડનમાં એવી વસ્તુઓ છુપી રીતે આજેબી વેચાય છે.

## મૅદામ ગુરદૉ.

મૅદામ ગુરદૉ નામની ફ્રાંન્સમાં વસ્તી એક કુટણખાણાની માલેક, અઢારમી સદીમાં આ વસ્તુનો વેપાર મોટા પાયા ઉપર ચલાવતી હતી. તેણીએ એ વસ્તુનું નામ 'કોનસોલાટૅર' ( *Consolateur* ) આપ્યું હતું. જ્યારે તે મરણ પામી ત્યારે તેણીના કબજામાંથી સંખ્યાબંધ કાગળો મલ્યાં હતાં, જે ઉપરથી માલમ પડયું હતું, કે સંખ્યાબંધ 'નન્સ', અને મઠની વડી અધિકારણીઓએ, આ મૅદામ ગુરદૉ ઉપર કાગળો લખી એ વસ્તુઓ તેઓએ મંગાવી હતી.

મિત્ર, આપે જોઇ લીધુ છે કે આ ઇલ્લત દુનિયાના જંગલી તેમજ સુધરેલા મુલકોમાં અસલથીજ દાખલ થઇ ચુકી હતી, અને વખતના વેગ સાથ આજે તે સુધરેલી ઢબ ઉપર આવી અટકી છે. તબિબોએ આ બાબદ ઉપર ઘણું અજવાલું નાખ્યું છે, અને આદમીજાતના જનન શરીરને લાગુ પડતાં દરદોનો ખાસ અભ્યાસ

અને અવલોકન કીધા પછી, તેઓએ પોતાના અનુભવ તળિખી દફતરે નોંધાવી, જાહેર પ્રજાના ભલાં માટે તે પ્રગટ કીધા છે, તેનો લાભ અને લાહવો આપણુ જો આ પ્રંસગે નહી લઈએ, તો આપણું અજ્ઞાનપણું, જ્ઞાનના પ્રકાશથી કેવળ અજાણુ રહે, તેમાં નવાઇ નથી.

લી૦ દુવાગીર,

D. H. P.



## પત્ર ૬ ઠું.

### ' થરમોમિટર '

### તાપ માપવાની શીસી. તે કેમ વાપરવી.

**THERMOMETER.**

આનવંત મિત્ર

છેલ્લાં પત્ર માહેલી બાબદમાં દરશાવેલો વિશય ચાલુ કરવા આગમજ, આ પત્રમાં હું એક ઘણીજ સાધારણ પિડાકારી, જે આજ કાલ આપણા દેશમાં ચોતરફ ત્રાસ ફેલાવી રહી છે, તે બાબદ સાદી સમજના બિનતબિબી વાંચકો ખાતર, હું ખુલાસાવાર રજુ કરવી અતી પ્રસંગોપાત ધારૂં છું.

મિત્ર, હું જુદી જુદી જાતની તાવ યાને બુખાર માટે લખું છું. આ બિમારી આજ કાલ ગરીબ, મધ્યમ, તેમજ માતબર ઘરોમાં એક સરખી રીતે ફેલાયલી સમજાય છે. અલબતાં માતબરો માટે મારે આ પત્રમાં કાંઇ સુચના કરવી નથી, કેમકે તેઓ જોઇતી તબિબી મદદ તુરતા તુરત મેલવી શકે છે. પણ જેઓ તુરતા તુરત તબિબી મદદ મેલવી શકતાં નહી હોય તેઓ માટે, તેમજ તબિબી મદદની ગેરહાજરીમાં પોતે પોતાના દરદીની સારવાર સંતોશકારક કરી શકે એમ માની લઇ, હું એ બિમારી માટે કાંઇક વૈદકશાસ્ત્રને આધારે આ લખાવટ કરૂં છું.

આપણુ જાણીયે છીએ, કે તાપ યાને બુખાર, એ આજ કાલ સાધારણ બિમારી તરીકે ઓલખાય છે. તાપ, તાવ, બુખાર, એ સઘલું એકજ છે. પણ ધ્યાંન રાખવું કે તાપ કાંઇ એક જાતની હોતી નથી. આંગ ગરમ થાઇ શરીર તપે છે, અને તેની સાથે દરદીને અનેક પિડા થાય છે, અને તેથી તે અનેક ફરીયાદ કરે છે. સાદી સમજના બિનઅનુભવીઓ કહેશે કે, એને તાપ ચહડી છે, તે ઉતરી જશે. એવું નક્કી માની લઇ, તેઓ દરદીને ઓઢી સુઇ રહેવાની ભલામણ કરે છે, અને જણાવે છે, કે; "પસીનો પડવે, તાપ ઉતરી જશે."

એવે સમે દરદીની સારવાર કરનારે નચીંતવસ રહેવું જોઇતું નથી. શરીરમાં તાપ ચહડયા પછી, ચાંપતા તબિબી ઇલાજ તુરત લેવા ઘટે છે, કેમકે કોઇક વાર તાપનું જોર જો વધી જાય છે, તો પાછલથી તે દરદીને નુકસાન કરે છે, અને બાજે વખત જીવનો ઘાત પણ થાય છે. મિત્ર, એવે સમે દરદીની તાપ કેટલી છે તે જાણવા માટે તાપ માપવાની જે વેલાતી શીસી આવે છે, તેનો તુરતજ ઉપયોગ કરવો, અને

લાગતા વળગતાંઓને દરદીની ખરી હાલત વિશે સંધીસારો આપવો. આ તાપ માપવાની શીસીને તબિબો 'થરમોમિટર'ને નામે ઓલખે છે.

## થરમોમિટરનો ઉપયોગ કરવાની રીત. (ચિત્ર સાથે).

આ 'થરમોમિટર' બનતાં સુધી દરેક ઘરમાં જો રાખ્યું હોય, તો ઘણીક વાર તે અતિશય કામનું હથીઆર થઇ પડે છે. એ 'થરમોમિટર'નો ઉપયોગ કેમ કરવો, તે સહેજમાં શીખી જવાય છે. આ સાથ આપેલાં થરમોમિટરના ચિત્ર ઉપરથી કોઇબી વાંચક તે સમજી શકશે. આ હથીઆરની બનાવટ માટે લંબાણ લખાણ કરવાની કાંઇબી જરૂર દીસતી નથી. એ શીસીમા ભરેલો પારો, દરદીની તાપની આંકણી કરે છે.

## દરદીની તાપની આંકણી કરવાની રીત.

એ પારાથી ભરેલી શીસીની ઉપર કાળી સિહાઇ વડે માંડેલા આંક જે દેખાય છે, તે ધ્યાનથી જોવા ઘટે છે. એમાં ૯૫ થી ૧૧૦ સુધીના આંક પાડેલા છે. એ શીસીનો ઉપયોગ કરવા માટે, પ્રથમ શીસી માહેલા પારાને ૯૫, ના આંક ઉપર લાવી મુકવાની જરૂર પડે છે. એ પારાને ૯૫ ના આંક ઉપર લાવવા માટે, પારાની શીસીને જમણા હાથમાં છેડેથી પકડી ઝટક મારવે, શીસી માહેલો પારો ૯૫ ના આંક ઉપર આવી અટકે છે. (જુઓ ચિત્ર).

એ રીતે થરમોમિટર દરદીની તાપ તપાસવા માટે તૈયાર થયા પછી, તેનો નિચલો છેડો જેમાં પારો ભરેલો છે, (જુવો ચિત્ર) તે છેડો દરદીની બગલમાં મુકવામાં આવે છે. ધ્યાન રાખવું કે એ વખતે દરદીની બગલ પરસેવાથી ભિજાયલી હોય નહી.

એ થરમોમિટરમા પાડેલા પ્રત્યેક આંક 'ડીગ્રી' દેખાડે છે. ૯૫ ના આંક પછી ૧૦૦ નો આંક દેખાય છે. એ બે આંકની વચ્ચે એક એક જે કાળી લીટે ઉભી દેખાય છે, તે એક એક 'ડીગ્રી' સમજવી. આ રીતે ૧૦૦ પછી ૧૦૫, અને ૧૧૦ ના આંક દેખાય છે. એ સઘલા આંકોની વચ્ચે પાંચ પાંચ ડીગ્રીનો છેટો દેખાડેલો છે.

## દરદીને તાપ કેટલી 'ડીગ્રી' ચહડી છે, તે જાણવાની રીત.

ઉપર લખ્યા પ્રમાણે થરમોમિટરનો છેડો દરદીની બગલમાં અરધી મિનીટથી એક મિનીટ સુધી મુકી રાખવો. આ થરમોમિટર માહેલો પારો કેટલી મિનીટમાં તાપનું વાંચણ દેખાડવા તૈયાર થાય છે, તે પ્રથમથી જ નક્કી કરેલું હોય છે. કેટલાંક થરમોમિટર અરધી મિનીટમાં તૈયાર થાય છે, અને કેટલાંક એક મિનીટમાં તૈયાર થાય છે. એ નેમેલા વખત સુધી દરદીની બગલમાં થરમોમિટર રાખ્યા પછી, તેને બહાર કાહાડી તપાસી જોવું, કે અંદરનો પારો કયા આંક સુધી ચહડેલો છે. જે આંક ઉપર પારો જઈ અટકયો હોય, તેટલી તાપ દરદીને ચહડેલી છે, એમ નક્કી સમજવું.

મિત્ર, આ થરમોમિટરના આંકની બારીકીમાં ઉતરવાની, અને તે વિશે સાદી સમજના વાંચકોનો ગુંચવાડો વધારવાની હું જરૂર જોતો નથી. પણ એટલું ધ્યાન રાખવું કે, પ્રત્યેક ડીગ્રી વચ્ચે પાંચ નાહના ભાગ કરેલા હોય છે. ૯૫ અને ૯૬ ડીગ્રીના આંક વચ્ચેના ગાળામાં પાંચ બારીક લીટીઓ પાડેલી છે. એ ભાગો 'પોઇન્ટને' નામે ઓળખાય છે. હવે પારો જો ૯૫ ઉપરથી ચહડી ૯૬ ઉપર ગયો નહી હોય, તો જે પોઇન્ટ ઉપર તે અટકેલો દેખાયો હોય, તેટલી પોઇન્ટ સમજવી. દાખલા તરીકે ૯૫ ડીગ્રી ૨, યા ૩, યા ૪ પોઈન્ટ વિગેરે.

## શરીર માહેલી ગરમી વિશે.

જ્યારે આદમીની તબિયત બિલકુલ દુરસ્ત હોય છે, અને કોઇબી પ્રકારની બિમારી જેવું કાંઇ હોતું નથી, ત્યારે તેના શરીરની ગરમી ૯૮°૪ ડીગ્રી જેટલી હોય છે. એક તંનદુરસ્ત માનસની બગલમાં થરમોમિટર મુકી તમો તપાસ કરશો, તો તમુને એ પરીણામ જણાશે. એટલી ગરમીને તબિબો 'નોરમલ' (ટેમ્પરેચર) ગરમી કહે છે.

પણ બગલમાંથી જે 'ટેમ્પરેચર' થરમોમિટરમાં નોંધાય છે, તેના કરતાં જો મોહોડામાં થરમોમિટર મુકી તપાસ કરી હોય તો, લગભગ એક ડીગ્રી જેટલી વધારે ગરમી થરમોમિટરમાં માલમ પડે છે.

મિત્ર મહેરબાન, આ ઉપરથી આપ સમજી શકશો, કે ૯૮°૪ ડીગ્રીથી યા તો ૯૯°પ ડીગ્રીથી જ્યારેબી થરમોમિટર માહેલો પારો વધારે ગરમી દેખાડે, ત્યારે જાણવું કે દરદીના આંગમાં તાપ ચહડેલી છે. કેટલી તાપ છે, તે આ થરમોમિટર અચુક રીતે દેખાડી આપે છે.

બિજાં હાથ ઉપર થરમોમિટરનો પારો, એક આદમીના શરીરની ગરમી, ૯૭°પ ડીગ્રીથી જો ઓછી ચાલુ દેખાડે, તો જાણવું કે તેવા આદમીની તબિયતમાં કાંઇ છુપો બિગાડો ચાલુ થાય છે, યા તો તેવો બિગાડો લાગુ પડયો છે. આવી કિસમનો બગાડો કોઇ વાર ગંભીર પરીણામ લાવે છે. એક બાહોશ તબિબ એ વિશે નિચે પ્રમાણે લખે છે:—

"A fall below 97°5, is a sure sign of disease when such variations are persistent. The fall is significant of a depressed vitality, or from rapidly exhausting diseases, from long continued maladies, or from internal bleeding. The rise indicates *fever* or some disease accompanied by 'fever.'" (Moore's *Family Medicine.*)

થરમોમિટર.



તાપ માપવાની શીશી-તેનો કેમ ઉપયોગ કરવો, અને તે કેમ વાપરવો.

## તાપની બિમારી દરમિયાન ધાસ્તીભરેલા પ્રસંગો કયા હોય છે?

થરમોમિટરમાં દેખાડેલા જુદા જુદા આંકડા માટે કાંઇક જાણવું જરૂરનું છે. એક તાપવાલા દરદીની તાપ અગર જો

૯૫° ડીગ્રી જેટલી માલમ પડે, તો જાણવું કે દરદીનું મોત નજદીક આવી લાગ્યું છે, યાને તે Collapse થતું જાય છે. અગર જો

૯૭°૩ ડીગ્રી જેટલી ગરમી માલમ પડે, તો જાણવું કે દરદીની જીવન શક્તિની હાલત મંદ પડતી જાય છે. એને તબિબો Depressed Vitality કહે છે.

૯૮°૪ ડીગ્રી જેટલી ગરમી આદમીની તંન્દરોસ્ત હાલત દેખાડે છે. એને તબિબો Normal temperature કહે છે.

૧૦૧ ડીગ્રી જેટલી ગરમી શરીરમાં સેહજ તાપ દેખાડે છે. એને તબિબો Febrile condition કહે છે.

૧૦૨ ડીગ્રી જેટલી ગરમી 'તાપ ચહડેલી' દેખાડે છે.

૧૦૩ ડીગ્રી જેટલી ગરમી 'સખત તાપ' (Severe fever) દેખાડે છે.

૧૦૪–૧૦૫ ડીગ્રી જેટલી ગરમી ઘણીજ સખત તાપ કેહવાય છે. તબિબો એને 'હાઇ ફિવર' High fever કહે છે. એટલી તાપ જો લાંબો વખત ચાલુ રહે, તો તે નુકસાનકારક કહેવાય છે.

૧૦૭ ડીગ્રી જેટલી ગરમી દરદીની હાલત ઘણીજ ધાસ્તી ભરી દેખાડે છે. એને તબિબો "ડેનજરસ-કનડીશન" (Dangerous condition) કહે છે.

મિત્ર, આ પુસ્તકમાં મને બિજી ઘણી અગત્યની બાબદો દરશાવવી છે, માટે, આ "થરમોમિટર"ના ઉપયોગ વિશે આટલા ટીકા રજુ કીધા પછી, હવે હું ઘણુાજ સાધારણ પ્રકારવાલી બુખાર યાને તાપને માટે ખુલાસો કીધા બાદ બિજા વિશયો હાથ ધરીશ. આ તાપની બિમારીથી ઘણીક વાર અજ્ઞાન કુટુંબોમાં નહી મોતનું મોત થઇ જાય છે. ઘણુાંક અજ્ઞાનો થરમોમિટરનો ઉપયોગ કરી જાણુતાં ન હોવાથી ૧૦૫, ડીગ્રી જેટલી તાપ દરદીને ચહડેલી હોવા છતાં, તેઓ નભરવસ રહે છે, અને લાઐક તબિબોની મદદ મેલવવાને આનાકાની કરે છે, અને પાછલથી તેઓ પસ્તાવામાં પડે છે. ઘણુાંક અજ્ઞાનો તાપના દરદીની જેવી રીતે સારવાર થવી જોઈએ, તેવી સારવાર તેઓ કરી શકતાં નથી, અને પરીણુામમાં દરદીના જીવને નુકસાન પુગવા જેવી સ્થીતી થઇ પડે છે. એટલાં માટે જ આ પ્રસંગે, આપણુ વચ્ચે આજકાલ તાપની બિમારી સાધારણુ થઇ પડેલી હોવાને લીધે, તબિબોની સારવાર ઉપરાંત દરદીની બિમારીને લાભકારક થઇ પડે, એવી સુચનાઓ અજાણ્યાંઓની જાણુ માટે કરવી વાજબી ધારૂં છું.

લી૦ દુવાગીર

D. H. P.



# પત્ર ૭ મું.

## જુદી જુદી જાતની તાપ.

### ટાઈફોઈડ ફીવર.

### TYPHOID FEVER.



રફીક મેહરબાન

તાપની બિમારી માટે જ મારે આ પુસ્તક લખવું નથી, એમ મારે શરૂઆતમાં જ કેહી દેવું જોઈએ. મારે તો વૈદક જ્ઞાનથી અજાણ્યાં માનસોની જાણ માટે, અડીભીડીના વખતમાં દરદીની સારવાર તેઓ કરી શકે, એવા વિચારથી જ આ પત્રો, અને એની સાથ આ પુસ્તકમાં સમાયલી સઘળી બાબદો લખી છે.

મિત્ર, તાપની બિમારી કાંઇ એકજ જાતની હોતી નથી. સાદામાં સાદી 'સરદી'ની બુખારથી, સખતમા સખત પ્રકારની તાપની બિમારી અંદર, શરૂઆતમાં નિચલી ફરિયાદ દરદી કરે છે:–૧, માથનો દુખારો, ૨, થાક ચહડી હોય તેમ આંગનું દુખવું; ૩, નબળાઈ, ૪, તાહડ વાગવી; તથા બરડા અને હાથ પગનું દુખવું, વિગેરે.

આ નિશાણીઓ કોઇબી તાપની બિમારી અંદર શરૂઆતમાં માલમ પડે છે. એ પછી રફતે રફતે આંગ ગરમ થવા માંડે છે; દરદીને પાણી તરસ લાગ્યા કરે છે; અને દરદીને પિસાબ જેટલી જોઇએ તેટલી ખુલાસાથી થતી નથી, અને જો થાય છે, તો તે ઘણીજ

પીળા રંગની થાય છે. તબિબો એવા ઘેરા પીળા રંગની પિસાબને 'હાઇ-કલર યુરીન' (High colour urine) ને નામે ઓળખે છે.

આ નિશાણીઓ તાપની હોય છે. એવે પ્રસંગે જો 'થરમો-મિટર' મોજુદ હોય, તો તેનો ઝટ ઉપયોગ કરતાં જ દરદીને કેટલી તાપ ચહડી છે, તે માલમ પડે છે.

તાપ કોઇ વખત ધિમે ધિમે ચહડે છે, અને કોઇ વખત એકદમ જોરથી તાદ વાગી ચહડે છે. સાધારણ તાપની ઉપલી નિશાણીઓ હોય છે, અને જો તાપ સાદા પ્રકારની હોય છે, તો તે ૧૨ થી ૨૪ કલાકમાં ઘરની સારવાર અને સાદા ઘરગટુ ઈલાજની મદદથી તે ઉતરી જાય છે, અને દરદીને રાહત મલે છે.

## ટાઇફોઈડ ફીવર લાગુ પડવાના કારણો.

'ટાઇફોઇડ' તાપને 'એનટેરિક--ફીવર' ને નામે પણ ઓલખાવવામાં આવી છે. આ ટાઇફોઇડ તાપને 'એનટેરિક--ફીવર' તરીકે બિજે નામે જે ઓળખાવવામાં આવે છે, તેનુ કારણ એટલુંજ, કે એ તાપ દરમીયાંન બાજે વખત દરદીનાં આતરડાં ઉપર છાળા પડે છે.

મિત્ર, સઘળી જાતની તાપમા આ 'ટાઇફોઇડ ફીવર' ઘણીજ જાલમ અને જીવ લેણુ પ્રકારની તાપ ગણાય છે. એ એક ઝેરી તાપ તરીકે જણાયલી છે. એ તાપ ઘણું કરીને જવાંન ઉમરના, સુમારે ૧૫ થી ૩૦ વરશની ઉમરવાલાંઓને વધારે લાગુ પડે છે. વળી સ્ત્રીઓ કરતા પુરૂશો એ તાપના વધારે પ્રમાણમાં ભોગ થઇ પડે છે. નાહના બચ્ચાંઓ જવલે જ એમાં સપડાય છે.

આ જીવલેણ તાપ લાગુ પડવાના કારણો હું જેમ બને તેમ ખુલાસા વાર દરશાવવા ધારૂં છું, જેથી અજ્ઞાન વરગવાલાઓ આ તાપની બિમારીની ગંભીરતા જાણી શકે.

સર્વથી જાણવા જોગ, અને જાણ્યા પછી ચેતીને ચાલવા જોગ કારણોમાં, ૧ ખરાબ હવા; ૨ મુફલસીનો વધારો; ૩ ખરાબ ખોરાક; ૪ પીવાનું ખરાબ પાણી; ૫ રેહવાના મકાન માહેલી ગટરની ખરાબ હાલત; ૬ રેહવાના મકાનમાં ફેલાતી ગંધકી; ૭, સુવા અને વસ્વાટની જગ્યામાં હવા-ઉજાસની કોટાઇ, વિગેરે મુખ્ય કારણો એ ટાઇફોઇડ ફીવરને જનમ આપે છે. આ સઘલાં કારણોમાં મોટે ભાગે

### ત્રણ મુખ્ય કારણો આ ટાઇફોઇડ ફીવરને જન્મ આપનારાં ગણાય છે.

આ ત્રણ માહેલું પેહલું કારણ કોઇબી જાતનો ખરાબ સડેલો ખોરાક; બિજું કારણ ગદલું પીવાનું પાણી; અને ત્રીજું ગટરની ખરાબ હવા ગણાય છે. કેમકે એ ત્રણે સબબો, આ ઝેરી તાપના જંતુઓને વધારવામાં, અને તેનો ફેલાવો કરવામાં મોટો ભાગ ભજવે છે.

આ ઝેરી જંતુ દુધમાં આસાનીથી જીવી શકે છે, અને ઘણી ઝડપથી તે મોટી સંખ્યામાં વધી જાએ છે. પીવાના પાણીમાં તેઓ ઘણીક વાર જણાઇ આવે છે. એટલાં માટે જ્યારેબી શેહેરમાં ટાઇફોઇડ તાપ ફાટી નિકળેલો જણાય, ત્યારે ખાધખોરાકીની જનસોનો, તેમજ પીવાના પાણીનો ઉપયોગ ઘણીજ સંભાલથી કરવો ઘટે છે.

### ટાઇફોઇડ ફીવરના દરદીઓની સારવાર કરનારને ચેતવણી.

મિત્ર, આ ટાઇફોઇડ ફીવરનું ઝેર ઘણુંજ કાતીલ હોય છે. છેલ્લામાં છેલ્લી તબિબી શોધ એવું જણાવે છે કે, ટાઇફોઇડ ફીવરના

જંતુ દરદીના મળ-મુત્રમાં તેમજ તેના પસીના અને થુકમાં માલમ પડયાં છે. એટલાં માટે આવી તાપવાલાં દરદીની સારવાર કરનારે ઘણીજ સંભાલથી દરદીના સમાગમમાં આવવું, કેમકે એ તાપ સહેજ ગફલતી થતાં, સામા ધણીને લાગુ પડવાનો હમેશાં મોટો સંભવ રહે છે. આ રોગનું ઝેર સામા ધણીને જ્યારે ઉડે છે, ત્યારે તેની અસર એકદમ માલમ પડતી નથી, એ ધ્યાનમાં રાખવા જેવી બીના છે. ટાઇફોઇડ ફીવરનો ચેપ શરીરમાં દાખલ થયા પછી, ૮ થી ૧૦ દિવસ પછી, અને કોઇ વખત તો ૨૧ દિવસ બાદ તે પ્રગટી નિકલે છે. પણ ઘણું કરી ૧૦ થી ૧૪ દિવસ પછી એવી રીતે લાગેલી તાપ જાહેર થાય છે.

## ટાઇફોઇડ ફીવર પિછાણવાની નિશાણીઓ.

આ ઝેરી તાપની પહેલ્લી શરૂઆતનો હુમલો ઘણોજ ધીમો થાય છે. ૧, પ્રથમ બેચેની સાથ મન અનમનિયું બને છે; ૨, હાથ પગ દુખવા માંડે છે; ૩, માથામાં દુખારો થાય છે; ૪, ભુખ મરી જાય છે; ૫, અને ઠંડી લાગતી હોય, એમ દરદીને લાગે છે.

આ નિશાણીઓ ટાઇફોઇડ તાવની શરૂઆતમાં દરદીને જણાય છે. દરદી જો મજબુત બાંધાનો હોય છે, તો આવી નજીવી પિડાકારીની તે ફ્રીયાદ કરતો નથી, અને તેવો તેવોજ તે પોતાને કામે ઘરની બહાર આવતો-જતો રહે છે.

પણ જ્યારે તાપ ચહડવા માંડે છે, ત્યારે ઉપલી નિશાણીઓ વધારે સખત આકારમાં રજુ થાય છે. હવે તેને ૬, ઉલટી થવા માંડે છે; ૭, કબજીઆત થાય છે; (પણ કોઇવાર કબજીઆત હોતી નથી, એ ધ્યાન રાખવું.) ૮, કોઇબી જાતનો ખોરાક ઉલટી ચાલુ થતી હોવાને સબબે પેટમાં ટકી શકતો નથી; ૯, અને તાપ ચહડે છે. એ તાપ સહવારના

ઓછી રહે છે, અને સાંજના વધે છે. એવી રીતે તાપ રોજ સહવાર સાંજ નિયમીત ઉતરતી અને ચડતી રહે છે, અને થરમોમિટર વડે તપાસતાં તે ૧૦૩-૧૦૪ ડીગ્રી જેટલી અંકાય છે.

પિસાબનો રંગ ઘણોજ ઘેરો પીળો બને છે, અને તે ઘણીજ થોડી છુટે છે. દરદીના પીડુની જમણી બાજુ ઉપર હાથ મુકી તપાસતાં દરદી અંદર દુખારો થતો હોવાની ફરીયાદ કરે છે, અને પેટમાં પવણુ ગડગડતો જણાય છે. બાજે વખત દરદીનું પેટ પવણુથી ઢોલ જેવું ફુગાયેલું માલમ પડે છે. દરદી હવે માથું દુખવાની ફરીયાદ કરે છે, અને જો કબજીઆત હોતી નથી, તો દિવસમાં બે, યા ત્રણ પતલા ઝાડા થતા રહે છે.

તાપ આવ્યા પછી સાતમે દાહડે, યા તો બારમે દાહડે દરદીની છાતી, પેટ, યા બરડા ઉપર તાપનું ઝેર ફુટી નિકલે છે. આ ઝેર, લાલ રંગની નાહની નાહની છાંટ—મચ્છરે મારેલા ચટકા જેવા—આકારમાં જણાય છે, અને બે કે ત્રણ દિવસમાં તે બેમાલુમ થઈ જાય છે. કોઇ વખત આ છાંટ દેખાતી નથી, અને કોઇ વખત તે બેમાલુમ થઇ ગયા પછી, ફરીથી પ્રગટે છે. કોઇક વાર જો દરદીના નસીબમાં સાજા થવાનું હોય છે, તો મજકુર છાંટ ઉડી ગયા પછી તાપનું જોર ધીમે ધીમે નરમ પડતું જાએ છે, અને ત્રીજે અઠવાડીએ દરદી સાજો થવા માંડે છે; અને તેની બિજી ફરીયાદોમાં સુધારો થતો રહે છે. દરદીને રાતના ઉંઘ આવવા માંડે છે; ભુખ પાછી લાગવી શરૂ થાય છે, અને હાથ પગમાં થતો દુખારો બંધ પડે છે.

### ટાઇફોઇડ ફીવરનો કેસ બગડે છે તે જાણવાની રીત.

જો દરદીની હાલતમાં સુધારો થતો નથી, અને જો દરદીની હાલત

બગડવાની હોય છે, તો બિજાં અઠવાડીઆંની અધવચમાં દરદીની જીભ ઘણીજ સુકાવા માંડે છે; દરદીને પેટનો મરજ લાગુ પડે છે; તેના આંતરડાંમા છાળા પડવા માંડે છે, અને તે કારણે ઝાડા સાથે હવે લોહી જવાની શરૂઆત થાય છે. તાપ પણ હવે વધારે વધવા માંડે છે, અને દરદી રાતના તરેહવાર લવારો કરે છે. એવે સમે એવા દરદીના ભેજાં ઉપર જ્યારે અસર થવા માંડે છે, ત્યારે તેને જે કાંઇ પુછવામાં આવે છે, તેનો જવાબ તે મોટે ભાગે 'હા' કહે છે. તેની જીભ સુકાય છે, અને કોઇ વખત હોઠ ફાટી તેમાંથી લોહી નિકલવા માંડે છે.

અગર જો દરદીના અંતની ઘડી નજદીક આવવાનુ જ જો સરજાયલું હોય છે, તો તાપનું જોર વધતુ જાએ છે. દરદીના મગજની હાલત બગડવા માંડે છે, અને હવે તે મુજતે હાથે પોતાના બિછાના ઉપર પડેલી ઓઢણી યા ચાદરને તે ટુંપવા માંડે છે, યા પોતાના બિછાના ઉપર તે કાંઇ શોધતો હોય એમ જુવે છે. કોઇક વાર નાકને રસ્તે લોહી જવા માંડે છે. પિસાબ અને ઝાડા ઉપર દરદી પોતાનો કાબુ સદંતર ખોઇ દીયે છે.

એવા દરદીની તાપનું માપ થરમોમિટરમાં સહવારે ૧૦૫ ડીગ્રી જણાય, યા સાંજને વખતે ૧૦૭ ડીગ્રી સુધી માલમ પડે, તો દરદીના સાજા થવાની આશા મુકવી પડે છે.

## ટાઇફોઇડ ફીવરનો કેસ સુધરે છે તે જાણવાની રીત.

મિત્ર, આ બીના ટાઇફોઇડ ફીવર માટે જાણવી જરૂરની છે, કે એ બિમારીની મુદત ચાર અઠવાડીઆની મુકરર થયલી છે. એ મુદત દરમિયાંન દરદીને લાગુ પડેલી તાપ ચાલુ તપાસતા રહેવું, અને થરમોમિટરની મદદ રોજ દિવસમાં સહવાર અને સાંજ મલી બે વાર લઇ, તાપનું માપ નોંધી રાખવું, જેથી દરદીની હાલતમાં થતા ફેરફાર માટે આશા બાંધી

શકાય. અગર જો દરદી શરૂઆતથીજ કોઇ કાબેલ તબિબની સારવાર હેઠલ રહ્યો હોય, અને તેની ચાંપતી સારવાર થઇ હોય, અને જો સારા નસીબે કાંઇબી ગંભીર પ્રકારનો બિગાડો શરીરની અંદરના કોઈ બિજા ભાગમાં થયો નહી હોય, તો ત્રીજા અઠવાડીઆંની આખેરીથી તાપ ઘટવા માંડે છે, અને ચોથે અઠવાડીએ તેની હાલત સુધરે છે.

## ટાઇફોઇડ ફીવર દરમિયાંન દરદીની મહાવજત અને ઇલાજ વિશે સુચના.

એવી તાપના દરદીને તુરતજ કોઇ કુશળ તબિબના હાથમાં સોંપવું.

ખુલ્લી હવા-ઉજાસવાલા ઓરડામાં દરદીનું બિછાનું કરવું. બારીમાંથી પડતો ઉજાસ દરદીની આંખ ઉપર પડે નહી, તેની સંભાલ રાખવી. દરદીના બિછાનાં આગલ કોઇબી જાતનો ઘોઘાટ કે ગડબડ થવા દેવાં નહી. દરદીનું બિછાનું ઘણું સફાઇ સુઘડાઇભરેલું રાખવું. દરદીનું મોહોડું અને દાંત, રોજ પાંણી વડે કોગળા કરાવી સાફ રખાવવા. શરીરને રોજ કુકડાં પાણીથી 'સ્પંન્જ' કરવું, કેમકે એમ કીધાથી તાપનું જોર ઓછું થાય છે, તે ધ્યાનમાં રાખવું. જો દરદીનું માથું દુખતું હોય, અને દરદીના માથાં ઉપર બાલ હોય, તો તે સઘલા કપાવી નખાવી માથા ઉપર આઇસ-બેગ મુકવી, યા તે નહી તો નિચલું 'લોશન' કોઇ કેમિસ્ટને ત્યાંથી બનાવી મંગાવી, તેમાં કપડું ભિજવી, દરદીના માથા ઉપર તે ચાલુ મુકતાં રહેવું.

## માથાં ઉપર મુકવાના 'લોશન'નો નુસ્કો.

℞

Lead Acetate. Drachm 1
Rectified Spirit. Ounce 1
Water. Ounces twelve

M. ft. Lotion.

અગર જો દરદીને પાણીની તરસ ઘણીજ લાગતી હોય, તો તેને પીવાનું પાણી છુટથી આપવું. દરદીની જીભ જો સુકાતી હોય, તથા ઉલટી થતી અટકતી નહી હોય, તો બરફનો નાહનો જેવો ટુકડો દરદીને ચુસવા માટે આપવો.

ખોરાક તરીકે ફક્ત ચોખ્ખાં દુધનોજ ઉપયોગ કરવો. જો દરદી દુધ મોટા જથ્થામાં લેઇ નહી શકે, તો દર એક એક કલાકે, યા તો દર બે કલાકને અંતરે થોડા થોડા જથ્થામાં તે ચાલુ આપતા રહેવું, જેથી ૨૪ કલાકના અરસામાં લગભગ શેરથી દોઢ યા બે શેર જેટલું દુધ દરદીના પેટમાં જવું જોઇએ. કોઇપણ જાતનો નક્કર ખોરાક દરદીના આંતરડાંમાં છાળા પડવાનો સંભવ હોવાને લીધે તેને બિલકુલ આપવો નહી.

દરદીના આંતરડામાં છાળા પડતા હોવાને લીધે ખોરાકની બાબદમાં ઘણીજ સાહચેતી રાખવાની ખાસ જરૂર છે. જો કોઇબી બિજી જાતનો ખોરાક દરદી માગે, તો તે તબિબને પુછવા વગર કદીબી આપવો નહી, કેમકે ઘણીક વાર દરદીની સુધરેલી તબિયત અઘટિત ખોરાક લીધાથી બગડી જાએ છે, અને નરમ પડેલી તાપ જોરથી પાછી ઉભરી નિકલ્યાથી દરદીનો મામલો નાહક ખરાબ થઇ જાએ છે. ઘણાક દરદીઓ, જે ટાઇફોઈડ તાપમાંથી લગભગ સાજા થવા જેવી હાલતમાં આવેલા, પોતાના સગાં વાહલાંઓની અજ્ઞાનતાને અંગે, તેઓએ દરદીને દયાને ખાતર ખવડાવેલી બિસકીટ કે ફ્રુટને લીધે, દરદીના સુધરેલા મામલા બગડી ગયાથી તેઓ મરી ગયા છે. એટલા માટે સારવાર કરનારને ખાસ ભલામણ કરવામાં આવે છે, કે એવી તાપવાલા દરદીને તબિબની સલાહ વગર કાંઇબી ખાવાનું આપવું કે આપવા દેવું નહી.

દરદીના માથાના દુખારા માટે જે ઇલાજ સુચવ્યો છે, તેથી વધારે બિજુ કાંઇબી સુચવી શકાય એમ નથી. અને તેનો સબંબ એટલોજ છે, કે આ બિમારી ઘણીજ ગંભીર પ્રકારની હોવાને લીધે, દવા દારૂના ઇલાજ કોઇ લાએક તબિબના જ હાથથી થવા ઘટે છે. વધુ એટલા માટે કે ટાઇફોઇડ ફીવરમાં અનેક ગંભીર પ્રકારના ફેરફારો દરદીની હાલતમાં થતા રહે છે, અને તે ફેરફારને પોહોંચી વળવા માટે દરરોજ નવા નવા વૈદક ઇલાજો દરદીની સારવાર કરનાર તબિબ સિવાય બિજાને કરવા દેવામાં મોટો જોખમ સમાયેલો છે.

ઘણીક વાર ટાઇફોઇડ તાપવાલા દરદીને તબિબો 'વાઇન' યા 'બ્રાન્ડી' આપવા ફરમાવે છે. પણ તે ક્યારે આપવો, તે તો તબિબ જ વધારે સારી રીતે સમજી શકે છે. વળી દરદીને કોઇવાર પેટનો મરજ લાગુ પડે છે; કોઈવાર પેટને રસ્તે લોહી પડે છે; કોઇવાર દરદીને આખી રાત નિન્દ આવતી નથી; કોઇવાર તાપની ખુમારીમાં દરદી લવારો કરે છે; 'હાર્ટ' નબળુ પડી જાએ છે; ભેજા ઉપર અસર થાય છે, વિગેરે જેમ જેમ દરદીની ફરીયાદો બદલાતી જાએ છે, તેમ તેમ દવા-દારૂના ઇલાજ પણ બદલાતા જવા જોઇએ છે, અને તેટલાં માટે જ એ કામ કોઇ કાબેલ તબિબને જ સ્વાધીન કરવું ઘટે છે.

## ટાઇફોઇડ ફીવર બચ્ચાંઓમા.

આ ઝેરી તાપને માટે તબિબી દફતરે એવી નોંધ લેવાયલી છે, કે મોટે ભાગે ટાઇફોઇડ ફીવર બચ્ચાંઓને લાગુ પડતી નથી, તોપણુ એવા ઘણાં જ થોડા 'કેસ' જણાયલા છે, કે જેમાં એ તાપ દસ વરસના બચ્ચાંઓને લાગુ પડી હતી.

## ટાઈફોઈડ ફીવર અટકાવવાના ઈલાજ.

૧. ટાઈફોઈડ ફીવરનો રોગ શેહરમાં કે ગામમાં જ્યારેબી ફાટી નિકલ્યો હોય, ત્યારે ત્યાં વસ્તાં દરેક જણે, પોતાના જીવની સલામતી માટે પીવાના પાણી તથા દુધને હંમેશાં જોશભર ઉકાળીને કામમાં લેવું.

૨ ટાઈફોઈડ ફીવરના દરદીના મળ-મુત્રનો "કોરોઝીવ સબ્લીમેટના" પાણી (1 in 500) વડે નિકાલ કરવો, અને મળ-મુત્ર માટે વાપરેલા વાસણ પણ એજ પાણી વડે સાફ કરવાં.

૩ ટાઈફોઈડ ફીવરના દરદી માટે વપરાતાં 'થરમોમિટર' વડે કદીબી બિજાં કોઈની તાપ જોવી નહી, તેમજ એવા દરદીના સમાગમમા આવેલી કોઈબી વસ્તુને "કોરોઝીવ સબ્લીમેટના" લોશન વડે પ્રથમ ધોયા પછી જ તે કામમાં લેવી.

૪ નર્સ યા એવા દરદીની સારવાર કરનાર ધણીએ યા નોકરે પોતાના હાથો 'કોરોઝીવ સબ્લીમેટના' (1 in 1,000) લોશન વડે સારી રીતે ધોવાં.

૫ એવા દરદીના દરેક કપડાં તેમજ બિછાંનાની ચાદર, ટુવાલ, રૂમાલ વિગેરે વસ્તુઓને 'કારબોલીક એસીડવાલાં (1 in 20) લોશનમાં બિજવ્યા બાદ તેને ઉકાળી સુકવીને કામમાં લેવાં. ટાઈફોઈડ તાપવાલા દરેક દરદીની સારવાર કરનારે, તેમજ તેના ઇલાજ કરનારે આ બીનાં અચુક યાદ રાખવી, કે દરએક ટાઈફોઈડનો દરદી, ટાઈફોઈડના જંતુ ફેલાવવાનું એક અચુક સાધન હોય છે. એટલા માટે એ દરદના જંતુનો ફેલાવો થતો અટકાવવા દરેક રીતે ચાંપતા ઇલાજો લેવાની તેઓની ફરજ છે.

## ટાઇફોઇડ ફીવરના દરદીને કેવો ખોરાક આપવો.

આ જાતની તાપની બિમારી લાંબી મુદત સુધી ચાલુ રહેતી હોવાને લીધે, દરદી એકજ જાતનો ખોરાક લેતાં બિલકુલ કંટાલી જાએ છે. પણ આગલ જણાવ્યા પ્રમાણે એ બિમારીમાં સરવેથી ઉત્તમ પ્રકારનો ખોરાક, તે ફક્ત દુધનોજ થઇ પડે છે. દુધમાં ઘણીક વખત પાણી યા 'લાઇમ-વોટર' ભેલીને આપતાં રહેવું. અગર જો દુધનો ખોરાક દરદીને બરોબર હજમ થઇ શકતો નહી હોય, (અને કેટલીક વાર જો કે તેમ બને પણ છે,) તો તેવા દરદીને તબિબની સલાહ લેઇ, તેની પરવાનગીથી 'ચિકન' યા 'મટન'નો સેરવો (Broth*) આપવો. સેરવો દિવસમાં કેટલો અને કેટલીવાર દરદીને આપવો, તે દરદીના તબિબને જ નક્કી કરવા દેવું જોઇએ. ધ્યાન રાખવું, કે દરદીને જો 'ડાયરિયા' હોય, યા તે લાગુ પડે, તો 'સેરવો' ચાલુ રાખવો નહી, કેમકે તેથી 'ડાયરિયા'નું જોર વધવા પામે છે. કેટલીક વાર દુધથી દરદી કંટાલી જાય છે, ત્યારે તેને 'છાસ' આપવા તબિબો ફરમાવે છે. જો દરદીની પાચન શક્તિ જળવાઇ રહી હોય, તો દુધ સાથે ઇંડાંની મેળાવટ કરી આપવામાં આવે છે, પણ તેના કરતાં વધારે સેહલથી હજમ થાય, માટે 'આલબ્યુમન-વૉટર'† આપવું બેહતર થઇ પડે છે.

* પ્રાય યાને 'સેરવો' બનાવવાની રીત નિચે પ્રમાણે છે. જે માસનો સેરવો બનાવવો હોય, તેને સાફ સમારી, સોલ્ડ ઉકળતાં પાણીમાં બે કલાક સુધી ઉકાળતાં રહેવું, ત્યાર બાદ તેને બાહાર કાહાડી, ગાળી લઈ જોઇતા પ્રમાણમા નિમક ભેળીને કામમાં લેવું.

† ઇંડાને ભાંજી તે માહેલી સુફેદી કાહાડી લેઇ, તેટલાંજ પાણીમાં તેને મેળવી, સારી રીતે હીલવી તેને એકરસ કીધા પછી તેમાં સેહજ નિમક નાખી દરદીને આપવું. આ મેળવણીમાં તબિબો અગર જો જરૂર પડે છે, તો કોઇવાર સોલો બ્રાન્ડી કે વ્હિસ્કી પણ મેળવી આપાવે છે.

દરદીને જોઇયે તેટલું પાણી તે માગે ત્યારે પીવા માટે આપતા રેહવું. વળી કૉફી યા કોકો જો દરદીને આપે તો તેમાં કાંઇ વાંધો નથી, પણ અતી થોડાંજ પ્રમાણમાં તે આપવું. એવાં દરદીને ખોરાક નિયમિત વખતે આપતા રહેવું, પણ જ્યારે ગમે ત્યારે અને જ્યારે માગે ત્યારે આપવું નહી. જો દરદી રાત્રે નિંદમાં પડે તો બનતાં સુધી જરૂર પડે નહી, ત્યાં સુધી તેને ઉઠાડવું નહી.

કોઇબી જાતના દારૂનો ઉપયોગ, આ જાતની તાપમાં કરવાની જરૂર પડતી નથી; પણ દરદનું જોર, અને દરદીની ચોક્સ પ્રકારની હાલતના પ્રમાણમાં તબિબો પોતાની મુનસફી પ્રમાણે બ્રેન્ડી યા વ્હિસ્કીનો છુટથી ઉપયોગ કરવા ફરમાવે છે.

## હાઇડ્રોથિરેપી, યાને પાણીથી તાપની બિમારી સાજી કરવાના ઇલાજ.

મિત્ર, પાણી વડે દુખ દરદ સાજાં કરવાની વિદયા કાંઇ બિલકુલ નવી નથી. ઠંડાં અને ગરમ પાણી વડે તાપ અને બિજાં કેટલાંક દરદો સાજાં કરવામાં આવે છે, એવી નોંધ તબિબી દફતરે લાંબા વખતથી લેવાઇ ગઇ છે. ટાઇફોઇડ ફીવરના પાણી વડે જે ઇલાજો થાય છે, તે મોટે ભાગે ફતેહમંદ નિવડેલા જણાયા છે. મુખ્ય કરી 'સ્પંજીંગ' 'વેટ-પેક' અને 'ફુલ-બાથ' ને નામે જણાયલા પાણીની અંઘોળવાલા ઇલાજો ટાઇફોઇડ ફીવરના દરદીને ફાયદાકારક થઇ પડેલા છે.

### 'કોહલ્ડ-સ્પનજીંગ' કેમ કરવું.

સ્પનજીંગના ઇલાજ ૩ પ્રકારે થાય છે. ૧, કુકરાંપાણી વડે, જેને ઇંગ્રેજીમાં Tepid water કહે છે. ૨, ઠંડાં પાણી વડે, એટલે

Cold water અને ૩, બરફથી ઠંડાં બનાવેલાં પાણી વડે, (Iced water).

જો પાણી વડે તાપનો ઇલાજ કરવો હોય, તો એ કાંમ માટે વપડાતું 'બાથ-થરમોમિટર' ને નામે જણાયલું થરમોમિટર વાપરવું. પાણી વડે દુખ દરદ સાજાં કરવાના વૈદાં માટે મશહુર જરમન તબિબ પ્લેનીજેર અંઘોળના પાણીને ત્રણ ભાગમાં વહેચી નાખે છે. એવું પાણી કેટલું ગરમ અને કેટલું ઠંડુ હોય છે, તે તેણે નીચે પ્રમાણે જણાવ્યું છે.

| | | |
|---|---|---|
| Quite cold (ઠંડુ પાણી.) | ૪૬—૫૫ | ડીગ્રી ફેરનહાઇટ |
| Slightly warm (સેહજ ગરમ પાણી.) | ૫૫—૬૪ | |
| Luke warm (કુકડું પાણી.) | ૬૪—૭૩ | |

કોલ્ડ બાથ ટાઇફોઇડ તાપમાં ઘણું કરી વપરાતું નથી. એવા બાથ યાને અંઘોળનો ઉપયોગ કોઇ તબિબની રેહબરી હેઠળ કરવો, યા તે તબિબનેજ કરવા દેવો. કોલ્ડ બાથ દરદીને આપવા માટે એક મોટા 'ટબ'નો ઉપયોગ કરવો પડે છે, અને દરદીને તેમાં બેસાડવા અને બાહાર કાહાડવાથી તેને થાક પણ ચહડે છે; પણ જો તબિબને વાજબી લાગે છે, તો તે 'કોલ્ડ-પેક' ને નામે જણાયલો ઇલાજ કરે છે. એ કોલ્ડ-પેક બાથનું પાણી ઉપર જણાવ્યા જેટલી ડીગ્રી જેટલું હોય છે. પ્રથમમાં એક ચાદર ૧૦ થી ૬૫ ડીગ્રીવાલાં પાણીમા ભિજવી તેને નિચવી કાહાડી, તે ચાદરમાં દરદીનું આખું શરીર લપેટી લેઇ તેને બિછાનામાં સુવાડયા પછી, તે ચાદર ઉપર, એકાદ ઝારી વડે ઠંડા પાણીને રેડતાં રેહેવું પડે છે. કેટલો વખત સુધી દરદીના આંગ ઉપર એવી રીતે ઠંડુ પાણી રેડવું, અને કેટલી ડીગ્રી સુધી દરદીના આંગમાં

તાપ હોય તો આ ઇલાજ ચાલુ કરવો તે તબિબજ સુચવે છે. મિત્ર, ગરમ અને ઠંડાં પાણી વડે દુખ દરદ સાજાં કરવાની વિધ્યા, આજ કાલ ઘણીજ જોરમાં સુધરેલા મુલકોમાં ચાલુ થઇ રહી છે. આપણી તરફ એ વિશે ઝાઝી ચલવલ જણાઇ નથી. તાપની જ બિમારીમાં એ ઇલાજ કારગત લાગે છે એમ સમજવું નહી, પણ માનસજાતને લાગુ પડતાં અનેક કિસમના, દરદો, હવે 'હાઇડ્રોથિરેપી'થી સાજા કરવાના યુરપમાં ખાસ ખાતાંઓ સ્થાપવામાં આવ્યાં છે.

## ટાઇફોઇડ ફીવરમા દવા દારૂના ઇલાજો.

પ્રખ્યાત તબિબ ઓસ્લર કહે છે, કે ટાઇફોઇડ ફીવરમાં, દવા દારૂ કરતાં, સફાઇ સુઘડાઇ, અને હવા ઉજાસવાલી દરદીને સુવાની જગ્યા ઉપરાંત, દરદીની ઉત્તમ પ્રકારની મહાવજત અને 'નર્સીંગ'નીજ જરૂર છે. એજ નામાંકીત તબિબ નિચે પ્રમાણે એ વિશે લખે છે;

"The majority of my cases do not receive a dose. In private practice it may be safer, for the young practioner especially, to order a mild fever mixture. The question of medicinal antipyretics is important : they are used far *too often* and *too rashly* in typhoid fever."

પણ એજ તબિબ એ માટે લખે છે, કે જરૂર પડવે દરદીને તાપ જો ઘણી ચહડી ગઇ હોય, તો 'એન્ટીફિબ્રીન, યા તો 'એન્ટીપાઇરીન' નો 'ડોઝ' કોઇ કોઇ વાર આપ્યાથી નુકસાન જેવું કાંઇબી જણાતું નથી. ઘણાક ડાકટરો ટાઇફોઇડ તાપમાં કુઇનિન ઘણીક વાર ચાલુ કરે છે. કેટલાક તબિબો દરદીની ચહડી ગયેલી તાપને ઉતારવા માટે 'ગ્વાયેકોલ' બગલમાં. માલીસ કરાવે છે, તેથી ચહડેલી તાપનું જોર નરમ પડે છે.

કુઇનિન, એન્ટીપાઇરીન, એન્ટીફ્રિબ્રીન વિગેરે દવાઓ ઉપરાંત કેટલાક તબિબો 'સેલોલ' નામની દવાનો ઉપયોગ ટાઇફોઇડ ફીવરમાં કરે છે. તેઓ બેશક એવું માને છે, કે ટાઇફોઇડના જંતુ, જે દરદીના આંતરડાંમાં હોય છે, તે 'સેલોલ'થી નાશ પામે છે.

અગર જો ટાઇફોઇડના દરદીને જયારેબી પેટમાં દુખાવો થાય, યા જો પેટમાં પવન જેવું લાગે, અને પેટ પવનથી ફુગી આવે, તો તેવે વખતે તબિબની ગેરહાજરીમાં પેટ ઉપર 'તરપેનટાઇન' તેલ * લગાડી ફલેનલના સેક કરવા, એથી દરદીને રાહત થશે.

અગર જો પેટમાં પવન ઘણોજ જમાવ થયો હોય, અને તેથી પેટ જો ફુગી આવ્યું હોય, અને દરદીની હાલત ઘણીજ બેતાબ બની હોય, તો તબિબની ગેરહાજરીમાં તરપેનટાઇનની 'ઇનીમાં' દરદીને સારામાં આપવી પડે છે. પણ આવી જાતનો ઇલાજ તબિબની સુચના પછીજ કરવાની જરૂર છે.

અગર જો દરદીને પેટનો મરજ (ડાયરિયા) લાગુ પડે, અને જો તે ઘણોજ સખત પ્રકારનો હોય, તો તેનો ઇલાજ કોઇ તબિબનેજ કરવા દેવો ઘટે છે.

અગર જો ટાઇફોઇડના દરદીને કબજીઆત ચાલુ રહેતી હોય, તો ઘરગતુ ઇલાજ તરીકે એકાદ 'મિનરલ–વોટર'નો નિરદોશ ઉપાય કરવો. મિત્ર, આગલ જણાવ્યું છે તેમ આ ટાઇફોઇડ ફીવર. શરીર માહેલાં કેટલાંક અવયવો ઉપર ઘણીજ નાશકારક અસર કરે છે. એટલાં માટે કોઇબી કાબેલ તબિબના સ્વાધીનમાં શરૂઆતથીજ દરદીને સ્વાધીન કરવું.

* એક ચમચી (એક ડ્રામ) જેટલું તરપેનટાઇન લેઇ તેમાં થોડુંક પાણી મેલવીને દરદીના પેટ અને પીઠુ ઉપર લગાડી, ફલેનલને ગરમ પાણીમાં ભિજવી તેને નિચવી કાહાડીને દરદીને સેક કરવો.

## ટાઈફોઈડ તાપવાલાને સાજા થયા પછી ક્યારે અને કુવો ખોરાક આપવો.

આ સવાલ ઘણોજ અગત્યનો છે. ઘણાક દરદીઓની તાપ નિકલી ગયા પછી, તેઓ પોતાનો આગલો ખોરાક પાછો ચાલુ કરવાની ઉતાવલમાં પડે છે. દરદીનો જીવ એટલો તો અધીરો પડી ગયેલો હોય છે, કે તેના સગાં સ્નેહીઓ તબિબના હુકમ વગર તેને કાંઇબી ખોરાક આપવા ના પાડે છે, તો દરદી ઘર માહેલાં આદમીઓની નજર ચુકાવી તક મલતાંજ ઘરમાં પકાવેલો ખોરાક ખાય છે, અને પરીણામમાં કેટલીક વાર દરદીના જીવનો ઘાત થાયલો જણાયો છે.

ટાઇફોઈડ તાપના દરદી માટે તાપ લાગુ પડયા પછી જેટલી ફીકર અને ચિંતા રેહતી નથી, તેના કરતા તે દરદીની તાપ નિકલી ગયા પછી, અને તે સાજો થયા પછી, તે પાછો પટકાઇ નહી પડે, તેની ફિકર તેના તબિબને સહુથી વધારે રહે છે. એટલા માટે એવા દરદીને ક્યારે ખોરાક આપવો, અને કેવો ખોરાક આપવો, તે જાણવું ઘણુંજ જરૂરતું છે. ટાઇફોઇડ તાપના દરદીની તાપ નિકલી ગયા પછી, અને તે પોતાની માંદગીમાંથી સાજો થયા પછી, તેની ભૂખ એટલી બધી તો વધી જાએ છે, કે તે પેટ ભરી ખાવા, અને પોતાની ભુખને સંતોશવા મોટાં વળખાં મારે છે. પણ એક વિદ્વાંન તબિબ ટાઇફોઇડના દરદી માટે ખાસ એવી ભલામણ કરે છે, કે એવા દરદીની તાપ બિલકુલ ઉતરી ગયા પછી પંદર દિવસ સુધી, તેને કોઇબી જાતનો નક્કર (solid food) ખોરાક બિલકુલ આપવોજ નહી. અલબતાં એવા સાજા થયલાં માનસને ભુખો રાખી શકાય નહી; પણ ખોરાક તરીકે તેને ઇડાં, દુધ, પાંઉના ટોસ્ટ, પુડિંગ, અને કસ્ટર્ડ વિગેરે ખોરાક દસથી પંદર દિવસ સુધી આપતા રહેવું. કેટલાક તબિબો જોકે સાજાં થયેલાં

દરદીને તુરતજ નક્કર ખોરાક આપવાની રજા આપે છે, પણ તેમ કરતાં કેટલીક વાર ગયેલી તાપ દરદીને પાછી લાગુ પડે છે, અને નબલો પડી ગયેલો દરદી તાપના બિજા હુમલા સામે ઝાઝો ટકી શકતો નથી.

## 'મટનચોપ'ની મોહકાણ!

ડાકટર ઑસ્લર લખે છે, કે તેનો એક જવાંન ઉમરનો દરદી, જે ટાઇફોઇડ ફીવરની બિમારીમાંથી જેમ તેમ કરતાં સાજો થયો હતો, તેની તાપ બે અઠવાડીયાં થયાં નિકલી ગયા પછી તે સારી તંન્દરોસ્તી ભોગવતો હતો, અને એક બે દિવસમાં હું તેને ઘરે જવાની રજા આપવાનો હતો, તેટલામાં તેણે એક-બે નાહના જેવાં 'મટન-ચૉપ' ખાધાં, અને તે ખાધા પછી ચોવીસ કલાકમાં તે મરણ પામ્યો હતો. પાછલથી તપાસ કરતાં માલમ પડયું હતું, કે તેના પેટ માંહેલાં આંતરડાંમાં પડેલો છાળો (ulcer) જે રૂઝાઇ જતો હતો, તે ફાટી ગયો હતો.

એવું કાંઇ સમજવું નહી, કે માસના ખોરાકથીજ ગયેલી ટાઇફોઇડ તાપ પાછી આવે છે. કોઇપણ જાતનો નક્કર ખોરાક એવા દરદીએ સાજાં થયા પછી તુરત ખાવો નહી, એવી દલીલ છે. સઘલાંજ દરદીઓ કાંઇ એવાં પરીણામ અનુભવતાં નથી, પણ એવી કમસમજને લીધે ખોરાક લીધાથી ગયેલી તાપ પાછી આવે છે. માટેજ સાજાં થયા પછી ટાઇફોઇડ તાપવાલા દરદીએ, પોતાના તબીબની સલાહ પ્રમાણે દરેક રીતે વર્તવું ઘટે છે.

લા૦ દુવાગીર
D. H. P.

# પત્ર ૮ મું.

## મેલેરિયા.

**MALARIAL FEVER.**

પરમ કૃપાળુ મિત્ર—

ટાઇફોઇડ ફીવર પછી બિજી ત્રાસદાયક તાપ જે ગણાય છે, તે 'મેલેરિયા' ને નામે જણાયલી તાપ છે.

### રોજીંદો, આંતરીયો, અને ચોથીયો તાપ.

આ તાપ સાધારણ રીતે 'ઇન્ટરમિટંન્ટ ફીવરને નામે જણાયલી છે. આવી રીતે ચોક્કસ મુદતે, ચોક્સ વખતનો ગાળો પુરો કરીને આવતી સઘળી જાતની તાપો મોટે ભાગે ચોક્સ જાતના જંતુથી આદમીને લાગુ પડે છે. તબિબો જણાવે છે, કે એ 'ઇન્ટરમિટંન્ટ' તાપ (Intermittent fever)ત્રણ જાતના રૂપ ધારણ કરે છે.

૧, ક્વોટિડીયંન (Quotidian) એટલે રોજ આવતી તાપ.

૨, ટરશિયંન (Tertian) એટલે આંતરે આંતરે આવતી તાપ.

૩, ક્વાર્ટન (Quartan) એટલે ચોથીયો તાપ.

રોજીંદી તાપ ઘણું કરી ઉતરી ગયા પછી, રોજ સહવારે પાછી ચહડવા માંડે છે. આંતરીયો તાપ ઉતરી ગયા પછી ઘણું કરી તે બપોરે પાછો ચહડવા માંડે છે; અને ચોથીયો તાપ, પોતાની મુદત પુરી કરી બપોર પછી આવે છે.

આ ત્રણમાં સરવેથી વધારે સાધારણ 'રોજીંદી' તાપ છે, અને તે મોટે ભાગે આદમીને હેરાંન કરતી રહે છે. પણ મજકુર સઘળી

જાતની તાપ મેલેરિયાના જંતુનેજ આભારી હોય છે, એમાં તો શક નથી. એ સઘલી તાપમાં નિશાણીઓ તો એક સરખી જ માલમ પડે છે. પહેલાં દરદીને ઠંડી લાગી આવે છે; એ પછી દરદીને તાપ ચહડે છે, જેથી આંગ ગરમ થાય છે; અને છેવટે પસીનો પડે છે. કેટલીક વખત દરદીને ઠંડી લાગતી નથી, પણ ધીમે ધીમે તાપ ચહડવા માંડે છે.

## મેલેરિયા તાપ કેમ લાગુ પડે છે તેના કારણો.

આ તાપની ઉત્તપંતિ કેમ થાય છે, અને તે કેવી રીતે માનસને લાગુ પડે છે, તે વિશેનું વૈદકજ્ઞાન આ નાહના પુસ્તક મારફતે શીખવી શકાય એમ નથી. તોપણ એ તાપ વિશે જે કાંઇ જાણવા જોગ હોય, તેનો ટુક સાર અતરે દરશાવવા ધારૂં છું.

## મેલેરીયા તાપની ઉતપંતિ.

આ તાપનુ ઝેર મોટે ભાગે સરદી અને ભિનાસવાલી જમીનની અંદર સમાયલાં પાંણીમાં હસ્તી ભોગવે છે, અને સુરજના તાપની ગરમીથી આ તાપના ઝેરની ઉતપંતિ થતી કેહવાય છે. આ ઝેરને તબિબો 'મેલેરિયા'ને નામે ઓલખાવે છે. સરદીવાલી જમીનમા તેમજ સરદીવાલી ઉંડી ખીણોમા, તેમજ જે ઠેકાંણે વનસ્પતીની પેદાસ ચાલુ મોટા જથ્થામા થતી હોય એવી ભિનાસવાલી ભોંયમાંથી 'મેલેરિયા'નું ઝેર ઉતપન થવાનો મોટો સંભવ રેહ છે. વળી ખાડા ખબોચીયાંમા ગદલાં અને ગલીચ પાણીનો જમાવ થઇ રેહ, અને દિવસો સુધી ત્યાં તે પડી રહે, અને તેવાં પાંણી સુરજના તપેલાં કિરણોથી ગરમ થઇ, તેમાંથી જે ઝેરી બાફ નિકલતા પામે, તેમા પણ 'મેલેરિયા'નુ ઝેર મોટે ભાગે માલમ પડેલું નોધાયુ છે.

## ચોમાસાં પછી મેલેરિયાનો ઉપદ્રવ વધે છે કાં?

આ મેલેરિયાનુ જોર ઠંડા મુલકો કરતાં ગરમ મુલકોમાં વિશેસ કેહવાય છે. ચોંમાસાની મોસમમા પાંણીથી જમીન ભિનાસવાલી બન્યા પછી, સપટેંબર અને અકટોબર અને કોઈ વખત નવેંબર માસમા, સુરજના તાપની ગરમીથી જ્યારે ભિનાસ સુકાવા માંડે છે, ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે 'મેલેરિયા'નો ઉપદ્રવ ફાટી નિકલે છે. પણ આ બિના ધ્યાનમાં રાખવા જોગ છે, કે સઘલી જમીન કાંઇ એવી હોતી નથી, કે ચોમાસાં પછી સુરજના તાપને શરણ થાઇ, 'મેલેરિયા'ના ઝેરને જનમ આપે. કોઇબી જમીનની ખાસિયત માટે એવી ચોકસ ખાતરી આપી શકાય એમ નથી, કે તે જમીન 'મેલેરિયા'ને જનમ આપે એવી છે, અથવા તે 'મેલેરિયા'ને જનમ આપે તેવી નથી. ઘણીક વખત 'મેલેરિયા'વાલી હવામાં આદમીઓ વસ્તાં હોવા છતાં, ઘણાકો તેથી પિડાતાં નથી, તેનું કારણ તેઓની શારિરીક પ્રકૃતી અને શકિતને લીધે હોય છે. તેમજ બિજા હાથ ઉપર કેટલાકોને મેલેરિયાનો ચેપ લાગે છે, છતાં તેઓની શારિરીક પ્રકૃતી અને શકિત, તે ઝેરને મારી હઠાવે છે, અને તેઓ સેહજ માથાંના દુખારાની, અને આંગના દુખવાની ફરિયાદ કરે છે, યા તો એકાદ વખત 'ડાયરિયા' લાગુ પડયા પછી તેઓની તબિયત પાછી સુધરી જાએ છે.

### મેલેરિયા લાગુ પડવાના કારણો.

નબળી દેહ, યાને સામાન્ય નબળાઇવાલાં માનસને એ તાપ સેહજમાં લાગુ પડે છે. સરદીવાલી જગ્યામા વસ્વાટ કરનારાંઓને, તેમજ ગલીચ પાણીના ખાડા ખાબોચીયાંમાં મચ્છરોનો જમાવ થઇ રહે તેવી

જગ્યાની પડોસમાં વસનારાંઓને મચ્છરોનાં† ચટકાથી પણ આ તાપ લાગુ પડે છે. એ ઉપરાંત શારિરીક નબળાઇના અનેક કારણોને લીધે, તેમજ પાચનશક્તિમા બિગાડો થયાથી પણ એ તાપ ગલથો કરે છે. કેટલીક વાર સરદ હવામાં લાંબો વખત રેહવાથીબી એ તાપ લાગુ પડે છે. ગીચ વસ્વાટમા રેહાથી; હવા ઉજાસ વગરના મકાંનમાં વસ્યાથી, અને એ વિગેરે બિજાં અનેક કારણોને લીધે, મેલેરિયાના સપાટામાં દરદી સપડાય છે. આ સઘલાં કારણો ઉપરાંત, એક જાણવા જેગ કારણ જે આ તાપને લાએક થઇ પડે છે, તે 'એનિમીયા'* યાને શરીર માહેલાં લોહીની અતી દુરબળ હાલત છે. શરીર માહેલુ દુરબળ લોહી, આ તાપને તુરત આધીન થઇ જાએ છે, અને એવાં દુરબળ લોહીવાલાં દરદીને જ્યારે એ તાપ લાગુ પડે છે, ત્યારે તે એક ગંભીર પ્રકારની પિડાકારી થઇ પડે છે, અને કેટલીક વાર તે પ્રાણઘાત નિવડે છે.

## મેલેરિયલ તાપની નિશાંણીઓ કેવી હોય છે.

આ અને એવીજ જાતની બિજી દરએક તાપમા મોટે ભાગે પ્રથમમા દરદીને ૧, તાહાડ લાગે છે; ૨, તે પછી ધીમે ધીમે આંગ ગરમ થઇને તાપ ચહડે છે; ૩, અને ત્યાર પછી દરદીને પસીનો પડે

† અગાઉ સામાન્ય રીતે તબિબોનું એવું મત હતું, કે બિનાસ અને સરદી વાલી જમીનમાંથી નિકલતા બાફમાં સમાયલાં ઝેરથી આ તાપ લાગુ પડતી હતી, પણ હાલમાં એવાં એવું નકકી કરવામાં આવ્યું છે, કે આ મેલેરીયા તાપ મોટે ભાગે ચોકસ જાતના મચ્છરોના ચટકાથી, માનસના લોહીમાં અમુક જાતના જંતુની ઉતપંતી થયાથી તે લાગુ પડે છે. વલી એવું પણ જણાયલું છે, કે મજકુર મચ્છરોની માદાનાંજ ચટકાથી આ તાપ લાગુ પડે છે, અને નર-મચ્છરના ચટકાથી એ તાપ લાગુ પડતી નથી. કરતા

* આ 'એનિમીયાં'ની બિમારી વિશે વાંચો મારા આગલા પુસ્તક સ્ત્રી-સલાહકાર અને જીવન-ધારા. કરતા.

છે. આ ત્રણ તબકકામાથી દરેક જાતની (ague) તાપ પસાર થાએ છે. જો કે કોઇક વાર ઠંડી સેહજ લાગે છે, કોઇવાર ઘણીજ સખત લાગે છે, અને કોઇ વાર ઠંડી જેવું દરદીને કાંઇભી લાગ્યા વગર તાપ ચહડવા માંડે છે.

પણ ઘણીક વાર દરદીને તાહાડ વાગ્યા આગમજ તેને એવું લાગે છે, કે જે વખત જાએ છે, તેમા તે તાપથી પટકાઇ પડશે. આવી વમાસણ કરતાં ઝાઝી વાર લાગતી નથી, તેટલાં તો દરદી અનમનિયો બને છે; તેનું આંગ કમકમવા લાગે છે; સેહજ માથું દુખવા માંડે છે, અને પછી તેને તાહાડના લખલખાં ચહડવા શરૂ થાય છે. આ તાહાડના લખલખાંના હુમલાને તબિબી ભાશામા (Rigors) 'રાઇગોર્સ' કહે છે. આગલ જણાવ્યા પ્રમાણે તાપનો આ પેહલો તબકકો શરૂ થાય છે, જેને તબિબો 'કોલ્ડ સ્ટેજ' (Cold stage) ને નામે ઓલખાવે છે.

'કોલ્ડ–સ્ટેજ' દરમિયાંન દરદીનુ આંગ શરૂઆતમાં દુખવા માંડે છે; બગાસાં આવે છે; માથું સેહજ દુખે છે; અને કોઇ વખત ઉલટીના જેવો ઉછાળો થાય છે. એ પછી તાહાડનું જોર વધવા માંડે છે; અને દરદીનું આખું શરીર ધ્રુજે છે. એવે વખતે જો દરદીના ચેહરા ઉપર હાથ મુકી તપાસ્યું હોય, તો તેનું કપાળ તેમજ મોહોડું અને હાથ ઠંડા માલમ પડે છે. બિન અનુભવીઓને દરદીના શરીરની આવી ઠંડી હાલત લાગ્યાથી તાપનો તો તેઓને સેહજભી ખ્યાલ આવતો નથી. આ તાહાડનું જોર કોઇ વખત સખત હોય છે, તો દરદીના દાંતો કચકચે છે, અને ઘણીક વાર દરદી બિછાના ઉપર એટલો તો ધ્રુજે છે, કે તેને તપાસવો પણ મુશકેલ થઇ પડે છે.

આવી રીતે લાગુ પડેલી ઠંડી, કોઇવાર ૧૦ થી ૧૫ મિનીટ સુધી ચાલુ રહે છે, અને કોઇવાર તો તે અરધો યા પોણો કલાક સુધી દરદીનો પીછો છોડતી નથી. એ પછી હવે તાપ શરીરની બાહાર પ્રગટી નિકલે છે, અને દરદીનું આંગ ગરમ થવા માંડે છે. તાપનો બિજો તબકો હવે શરૂ થાય છે. તબિબો એને 'હૉટ–સ્ટેજ' (Hot stage) ને નામે ઓલખાવે છે.

'હૉટ–સ્ટેજ' શરૂ થતાંજ શરીર ગરમ થાયલુ તુરત માલમ પડી આવે છે, એટલે સારવાર કરનારાં બોલે છે, કે 'તાપ ચહડી છે'. હવે ઠંડી ધીમે ધીમે નરમ પડતી જાએ છે. દરદીનો ચેહરો, ચહડેલી તાપના પ્રમાણમા લાલચોળ થાયલો જણાય છે. હાથના પોંહચા પણ કોઇ વખત ગરમ થયલા જણાય છે. પગના તળીયાં પણ કોઇ વાર ગરમ અને કોઈ વાર ઠડાં માલમ પડે છે. માથું હવે ઘણુંજ સખત દુખે છે, અને દરદી તે નહી ખમાઇ શકવાની ફરિયાદ કરે છે. તાપ જો ઘણીજ ચહડી ગઇ હોય છે, તો દરદી તરેહવાર બકારા–લવારા કરે છે; અને કોઇવાર તે બિછાનામાંથી ઉઠી ઉભો થાએ છે, યા તો બારી તરફ ધસી જવાની તજવિજ કરતા, કોઇ વખત ગંભીર અકસમાત થવાનો સંભવ રહે છે. એવે પ્રસંગે જાણવું, કે દરદીની તાપ અતિ-શય વધારે પ્રમાણમાં ચહડી ગયેલી છે. આવી રીતે ચહડી ગયેલી તાપ એક કલાકથી ત્રણ કલાક અને કોઇવાર ચારથી ૭ કલાક સુધી ચાલુ રહે છે. એ દરમિયાન દરદીને પાણીની ઘણીજ સખત તરસ લાગ્યા કરે છે, અને દરદીને જેટલું પાણી આપવામાં આવે છે, તે સઘલું તે ઘણીજ ખુશીથી પીતો જણાય છે. તાપના આ બિજા તબકા પછી હવે, ત્રીજો તબકો શરૂ થાય છે. એ ત્રીજો તબકો 'પસીનો પડવા' સાથ શરૂ થાય છે. તબિબો તેને 'સ્વેટિંગ સ્ટેજ' કહે છે.

'સ્વેટિંગ-સ્ટેજ' શરૂ થતાંજ પેહલ્લાં દરદીના કપાળ ઉપરની ચામડી હાથ લગાડતાં ભિનાસવાલી લાગે છે, અને ધીમે ધીમે પસીનો કપાળ ઉપર પડતો દેખાય છે. એ પછી પસીનો પેટ અને છાતી ઉપર પડવા માંડે છે, અને હાથના કાંડાં પણ પસીનાથી ભિંજાયલાં જણાય છે. પસીનો પડતાંજ દરદીની સઘલી વેદના નરમ પડવા માંડે છે, અને ચહડેલી તાપ પણ ધીમે ધીમે ઉતરી જાએ છે. માથાનો દુખારો તેમજ બિજી ફરીયાદો એકાદ કલાકમાં નરમ પડી જાએ છે, અને દરદી શાંત નિન્દમાં પડે છે. કોઇ વખત આ પસીનો સેહજ પડી અટકી જાએ છે, અને કોઇ વખત તે એટલો બધો તો પડવો શરૂ થાએ છે, કે તેના શરીર ઉપરના વસ્ત્રો પાણીમા ભિંજવી કાહાડયાં હોય, તેમ ભિંગાઇ જાએ છે, અને તે ઘડી ઘડી બદલાવવાં પડે છે.

## તાપ દરમિયાન સામાન્ય નિશાણીઓની ટીપ.

ઉપર જણાવેલી દરેક નિશાણીઓ દરેક વખત દરેક તાપના દરદીમાં જણાતી નથી. કોઇમા એક જાતની તો કોઇમા બિજી જાતની નિશાણીઓ જણાય છે. મિત્ર, આ સઘળાં નિશાંણીઓ વર્ણવતાં, મે દરદીની નાડી, દરદીનું 'હાર્ટ,' અને દરદીના સ્વાસોરવાસ (યાને રેસ્પીરેશન) માટે કાંઇબી ઇશારા કીધા નથી, તેનું કારણ એટલુંજ કે તબિબી જ્ઞાનવિના અજાણ્યાઓને તે સમજ પડી શકે એમ ન હોવાનું છે. છતાં સખત તાપની બિમારીમા દરદીઓમાં કેટલીક વાર જે બિજી વધુ નિશાણીઓ આપણ અનુભવિયે છીયે, તે એ, કે દરદીને વારંવાર મોટા જથ્થામા પિસાબ છુટે છે, અને પિસાબ દરમિયાન દરદીને અગન બળે છે; કોઇ વાર દરદીને પિસાબ બિલકુલ લાંબો વખત સુધી થતી નથી, જ્યારે થાએ છે ત્યારે ઘણીજ થોડી, અને અતિશય ઘણુાજ પીળા-લાલ

રંગની હોય છે. આવી પિસાબને અજાણ્યાંઓ કોઇ વખત- 'લોહી'! તરીકે સમજી એવુંજ માની લે છે, કે દરદીને પિસાબમાં લોહી જાય છે. કોઇવાર તાપ દરમિયાન પસીનો પડ્યા પછી તાપ ઉતરે છે, તો કોઇવાર ચહડેલી તાપ વગર પસીનો પડવે અમુક વખતે ઉતરે છે. એવી સખત પ્રકારની તાપમાં થરમોમિટર ૧૦૪ થી ૧૦૫ ડીગ્રી સુધી કોઇવાર ચહડે છે. ધ્યાન રાખવું કે આ રોજીંદો, આંતરીયો, અને ચોઠીયો તાવ, દરદીના લોહીમાં જંતુની હાજરી હોવાને લીધેજ હોય છે.

## મેલેરિયલ તાપના પરીણામ કેવાં હોય છે.

આ તાપના તાકીદે ચાંપતા ઇલાજ લેવા જરૂરના છે. જો તેમ થતું નથી, અને દરદી ઉપરા સાંપરી આ તાપના હુમલામાંથી પસાર થાય છે, અને બે-ત્રણ અઠવાડીઆં જો એ તાપ જડ ઘાલી શરીરમાં બેસે છે, તો દરદીને પાછળથી 'એનિમીયા'† અને 'જોન્ડીસ' (કમળા) ની બિમારી લાગુ પડે છે. આ બિમારીઓ પાછળથી ગંભીર પરીણામ નિપજાવે છે.

## મેલેરિયલ તાપના ઇલાજો અને તેની સારવાર.

વિદ્વાંન તબિબો હજી એકમતે કહી શકતા નથી, કે મેલેરિયલ તાપનું ઝેર દરદીને કેવી રીતે લાગુ પડે છે, જો કે એ વિશે અનેક તર્ક બાંધવામાં આવી છે. મુંબઇ શેહરમા એ તાપનો ઉપદ્રવ, શેહર માહેલા ખાંનગી અને જાહેર કુવામાં ઉતપન્ન થતાં મચ્છરોને આધારે થતો હતો, એવો ફતવો જાહેર કરી લાગતા વલગતાઓએ જણાવ્યું

† આ તાપની બિમારીમા દરદીના લોહીમા જે જંતુ દાખલ થાય છે, તે જંતુની મુખ્ય ખાસિયત, દરદીના લોહી માહેલી લાલ વસ્તુનો પોતાના ખોરાક તરીકે ઉપયોગ કરવાની હોય છે, જેથી દરદીની હાલત ઘણીજ ખરાબ થતી જાએ છે. કરતા

હતું, કે કુવાઓમા થતાં મચ્છરોનો નાશ કરવો, અને મચ્છરોનો નાશ કરવા માટે શેહર માહેલા જાહેર તેમજ ખાંનગી મકાંનો માહેલા સઘળા કુવાઓ પુરાવી નાખવા. આ સુચના પ્રમાણે મુંબઈમાં સઘળા ખાંનગી તેમજ જાહેર કુવાઓ પુરાવી નાખવામાં આવ્યા હતા, છતાં મેલેરિયલ તાપના ઉપદ્રવમાં કાંઇબી જાણવા જોગ ફરક આજ સુધી પડ્યો નથી.

તોપણ આ તાપનું ઝેર મોટે ભાગે દરદીને રાતને સમે લાગુ પડે છે, એવી મજબુત તર્ક બાંધવામાં આવે છે.

૧. આ મેલેરિયલ તાપના ઉપદ્રવ દરમિયાન તેના હુમલામાંથી બચવા માટે પીવાના પાણીને હંમેશા ઉકાળીને પીવાની ખાસ ભલામણ કરવામાં આવી છે.

૨. જેઓ મેલેરિયલ તાપવાલા ગામમાં યા જીલ્લામા વસ્તાં હોય, યા તેના શેહરમાંથી જેઓને પસાર થવું પડતું હોય, તેઓએ સલાંમતીને ખાતર રોજ દસ ગ્રેન કુઇનિન ચાલુ લેતાં રેહવું. કેટલાક તબિબો બે ગ્રેન કુઇનિન દિવસમાં ત્રણ વખત લેવાની ભલામણ કરે છે.

૩. દરદીને તાપ ચહડત્રા આગમજ જો ઠંડી લાગતી હોય, તો તે વખતે તેને ગરમ કપડાંની ઓઢણીમા લપેટવું, અને તેજ વખત કાંઇબી પ્રકારનું ગરમ પીણું (ચાહે કે કાફી) પાવું.

૪. તાપ ચહડવા આગમજ લાગતી ઠંડીનું જોર નરમ પાડવા, દરદીને ગરમ ઓઢણીમાં લપેટી લેટાડીયા પછી, તેની બાજુમાં ચાર પાંચ કાળી બાટલીઓ ગરમ પાણીથી ભરી દરદીની બંને બાજુએ સગવડ પડે તેમ તે ગોઠવ્યાથી દરદીને કાંઇક રાહત મલશે. એકાદ ગરમ પાણીની બાટલી દરદીના પગ આગલ મુકયાથીબી દરદીને કરાર થશે.

૫. જો દરદીને ખોરાક લીધા પછી અગ્રણુચ તાહાડ લાગી તાપ ચહડવા માંડે, તો દરદીને તુરતજ ઉલટી કરાવવાની તજવિજ કરવી. નિચલી દવા ઉલટી કરાવવા માટે સેહલથી આપી શકાય છે.

℞

Mustard Flour (દરેલી રાઇ) Drachm. 4
Common Salt (સાદું મીઠું) Drachm. 1
Warm water (ગરમ પાણી) Ounces. 10

(*Sir W. Moore*)

આ રાઇ અને મીઠું ગરમ પાણીમાં મેળવી દરદીને તુરતજ ગરમ ગરમ પાઇ દેવું. આ પીધાથી દસેક મિનીટમાં દરદીએ ખાધેલો ખોરાક એકદમ ઉલટીથી બાહાર નિકલી જશે. આ પ્રમાણુ મોટી ઉંમરના માનસ માટે છે. નાહની ઉંમરવાલાંઓ માટે રાઇ ૧, ડ્રામ અને એકાદ ચમટી ભાર મીઠું (સુમારે ૧૫ ગ્રેન) એક અરધાં ટંબ્લર જેટલાં ગરમ પાણીમાં મેલવી પાવું.

૬. મેલેરિયલ તાપને માટે 'કુઇનિન'ના જેવી અસરકારક દવા બિજી ઘણીજ થોડી માલમ પડી છે. ખાસ કરી જ્યારે તાપનું જોર શરીરમાં વધારે હોય છે, ત્યારે દરદીના લોહીમાં ફરતાં જંતુને ઉપદ્રવ થતો અટકાવવા કુઇનિન ઘણુંજ કાર્ય સાધક થઇ પડે છે. અનુભવી તબિબો એવે પ્રસંગે આખા દિવસમાં ૧૦ થી ૩૦ ગ્રેન કુઇનિન દરદીને આપે છે, જેથી નવાં જંતુનો વધારો થતો અટકે છે.

ધ્યાન રાખવું કે કુઇનિન કાંઇ ફરીથી આવતી તાપને અટકાવી શકતું નથી, પરંતુ શરીર માહેલાં મેલેરિયાના જંતુને નાશ કરે છે, અને નવાં જંતુઓનો લોહીમાં વધારો થતો અટકાવે છે, જેથી

આડકતરી રીતે તાપનું જોર ઘટે છે. એટલા માટે શરૂઆતમાં દરદીને રોજ ૨૦ થી ૩૦ ગ્રેન કુઇનિન આખા દિવસમા ત્રણ ભાગમાં વેંહચી, બે-ત્રણ અઠવાડીયાં સુધી ચાલુ આપવું સલાહકારક લાગે છે.

કુઇનિન બનતાં સુધી 'કેપસ્યુલ'માં આપવું. કુઈનિનની 'ટેબ્લેટ, તેમજ ગોળીઓ ઘણીક વાર પેટમાં પિગળતી ન હોવાથી, 'કેપસ્યુલ' વધારે પસંદ કરવા જેગ છે.

૭. દરદીને જો 'એનિમીયા' લાગુ પડયો હોય, અને તે મેલેરિયાની તાપથી હેરાંન થતો હોય, તો તેના શરીર માહેલાં લોહીને સુધારવા, અને તેને પુખ્ત હાલતમાં લાવવા માટે લોખંડ અને સોમલની બનાવટવાલી દવાઓ ચાલુ કરવી પડે છે, તેમજ કોઇ કાબેલ તબિબ પાસ 'સાઇટ્રેટ ઑફ આયર્ન'ના 'ઇન્જેકશન' જ્યાં સુધી દરદીના લોહીની હાલત સુધરે ત્યાં સુધી તબિબની સુચના પ્રમાણે મુકાવતાં રેહવું પડે છે.

૮. ઘણીક વખત દરદીને તાપ ઘણીજ વધી જાએ છે, અને જો તેવી હાલતમાં દરદીને લાંબો વખત તાપ ચાલુ રેહ, તો દરદીની જીંદગી ધાસતીમા આવી પડે છે. એવી વખતે તાપ જો ઘણીજ ચહડી ગઇ હોય (૧૦૫ ડીગ્રી જેટલી હોય), તો તેવી તાપને ઉતારવા માટે એવી કેટલીક દવાઓ ઘણી નિકલી છે, જેનો ઉપાય તબિબની દેખરેખ હેઠલ થાએ, તો બેહતર છે. ચહડી ગયેલી તાપને ઉતારવા નિચલી દવાનો એક ભાગ આપવો ઠીક થઇ પડે છે.

℞

Antipyrin Grs 5.
Brandy Drachm 1
Water ounce 1

(*Sir W. Moore*)

એ ઉપરાંત નિચલી દવા જે પ્રખ્યાત પાર્ક ડેવીસની બનાવેલી છે, તેનો ઉપયોગ પણ તાપ ઉતારવા માટે થઇ શકે છે.

℞

Acetylsalicylic acid 5 Grs. (P. D.)

આ દવા 'ટેબ્લેટ' આકારે આવે છે, અને તે તાપને ઉતારવા માટે ખાસ જણાયલી છે. કેવી રીતે અને કેટલાં પ્રમાણમાં એ 'ટેબ્લેટ' લેવી તે એ દવાની શિસી ઉપર જણાવેલું હોય છે.

આ દવા દરદીને દર ૪ કલાકે તાપ ઉતરે ત્યાં સુધી આપવી, અને તાપ ઉતરતાં તે વધુ આપવી નહી. એ ઉપરાંત તાપ ઉતરવા માટે, 'એસીટેનીલાઇડ', તેમજ 'એસીડ સેલિસીલિક,' 'એન્ટી પાયરીન,' 'ફિનેસિટીન,' અને એ વિગેરે બીજી અનેક દવાઓ છે, જેનો ઉપયોગ કોઇ જાણકાર તબિબનેજ કરવા દેવો ઘટે છે.

૯. તાપના બિજા તબકકા દરમિયાન, દરદીને જેમ બને તેમ ઠંડુ પાણી માંગે તેટલું પીવા દેવું, જેથી પસીનો પડવાનો સંભવ રેહે છે. દરદીના શરીરને ફુકકાં પાણી વડે 'સ્પંજ' કરવું. માથા ઉપર 'કોલ્ડ-લોશન' (જે વિશે આગલ લખ્યું છે) મુકતાં રેહવું. જો ઉલટી ઘણી થતી હોય, તો નાહનો જેવો બરફનો ટુકડો દરદીના મોહડાંમા આપતાં રેહવું. તબિબે આપેલી દવા તેમજ દુધ વિગેરે ખોરાક જો પીતાંજ દરદી ઉલટી કરે, તો તે બરફથી ઠંડુ કરી પાવું, જેથી ઉલટી થતી અટકશે.

૧૦. જ્યારે દરદીને પસીનો પડવા માંડે, અને તાપનો ત્રીજો તબકકો શરૂ થાએ, ત્યારે દરદીને સારી પેઠે ગરમ કપડું ઓઢાડી રાખવું, અને તુરતજ ગરમ ચાહ યા પીવાનું પાણી માંગે તો આપવું, જેથી પસીનો પડવો ચાલુ રેહે, અને તાપ ઉતરે. પસીનો પડયા પછી દરદીને

જ્યારેબી કપડાં બદલાવવા પડે, ત્યારે દરદીને સૈહજબી પવન લાગે નહી તેની સંભાલ રાખવી, અને ટુવાલ વડે સારી પેઠે દરદીના શરીરને ઘસોને સુકવ્યા બાદ તેને કપડાં પેહડાવવાં.

તાપ ઉતરી ગયા પછી દરદીની તબિયતમાં સુધારો થાએ માટે તેની સારવાર કરવાની ખાસ જરૂર રેહ છે. દરદીને જો કબજીયાત હોય, તો નિચલી દવા જરૂર પડવે આપવી.

℞

Soda Sulph Drachm 6
Tinct Ginger M 20
Water Ounces. 2

આ સઘલાંને મેલવી એક રસ બનાવી, તે પાઇ દેવું. જો સખત જોલાબની જરૂર હોય, તો એવા બે યા ત્રણ ભાગ ચાર કલાકને અંતરે આપવા. જુલાબ લીધા પછી બે-ત્રણ કલાકને અંતરે કુઇનિન ચાલુ કરવું. સઘવેથી વધારે ઉતમ પ્રકારના કુઇનિન વિશે જે ભલામણ કરવામાં આવે છે, તે પાર્ક ડેવીસના નિચલા કુઇનિનના પાંચ ગ્રેનના ટેબ્લેટ છે. ખરીદનારે પાર્ક ડેવીસનું નામ જોઇને તેનો ઉપયોગ કરવો.

Quinine acid Hydrochlorid 5 Grs. (P. D.)

એ ટેબ્લેટ વાપરવાની સુચના તેની શિસી ઉપરજ લખેલી હોય છે. સારવાર કરનારે ધ્યાન રાખવું, કે દરદી જ્યારે કુઇનિનની અસરથી 'કાન બેહરા થવાની', યા 'કાનમાં અવાજ થવાની' ફરિયાદ કરે, ત્યારે તે તુરતજ બંધ કરવું, એટલે કુઇનિનથી થાયલી એ અસર આપો આપ ઉતરી જશે.

૧૧ જો કબજીયાત નહી હોય, તો દરદીની તાપ ઉતરી જતાંજ, અને તેને પસીનો પડતાંજ કુઇનિનનો સારો જેવો ડોઝ આપ્યો હોય, તો તેની

અસર ઘણીજ સારી થાએ છે. ટેબ્લેટ બને તો ભાંજીને, યા તેમાં છેદ પાડીને આપવી. એવી રીતે કુઈનિનનો આગલ લખ્યા પ્રમાણે મારો ચાલુ કીધાથી તાપનો બિજો હુમલો અટકે છે, અને કોઇવાર જો તે અટકતો નથી, તો પણ પેહલ્લા હુમલા જેટલી સખત તાપ ચહડતી નથી, અને તાપનો હુમલો જો થાએ છે, તો તે નરમ પ્રકારનો થઇ ઉતરી જાએ છે.

૧૨. એવા દરદીના ખોરાક વિશે જે જે સુચના ટાઇફૉઇડ ફીવરવાલા પત્રમાં કીધી છે, તે ઉપર ધ્યાન આપી દરદીની સારવાર કરવી. કુઇનિન અને બિજી દવાઓને જો મેલેરિયલ તાપ મચક આપે નહી, તો 'આર્સનિક' એક એવીજ બિજી દવા છે, જે-મેલેરિયાના જંતુનો નાશ કરે છે. મેલેરિયલ તાપના દરદીને નિચલું પ્રીસ્ક્રીપશન ખાસ કરી મેલેરિયલ ફીવર માટે સુચવવામાં આવે છે. એ દવા દરદીના કલેજાંની બગડેલી હાલતને જેમ સુધારે છે, તેમજ મેલેરિયાના જંતુનો પણ નાશ કરે છે.

℞

Ammon Chloride Drachm 2
(૧) Sodi Sulph Ounces 2
(૨) Quinine Sulph Drachm 1
Acid Hydrochlor (Dil) Drachm 2
Liq. Arsenical H. chlor. Minims 40
Succus Taraxaci Ounce 1
Syrup Auranti Ounce 1
Aqua Cinnamon Ounces 12
Ft. M. 1/12 Part at a Time.

અગર જો દરદીને કબજીયાત હોય, તો નંબર ૧ વાલી નિશાણી વાલી દવા આ મેળવણીમા રેહવા દેવી, પણ જો પેટ લાવવાની જરૂર હોય

નહી, તો એ નંબર ૧) વાલી દવા અંદરથી કાહાડી નાખીને તે બનાવવા કેમિસ્ટને જણાવવું. આ દવા વિશે વધુ જાણવા જોગ સુચના એ છે, કે દરદીને તાપ આવવાની આગમજ એ દવાનો એક આખો ભાગ આપ્યાથી, ચહડતી તાપનું જોર એકદમ તુટી જાએ છે, અને એ પીધા પછી ૩) કલાકમાં પશીનો પડી, તાપ જો ચહડી હોય તો તે ઉતરી જાએ છે. દરદીની તાપ ઉતરી ગયા પછીબી આ દવા મેલેરિયલ તાપના દરદીને લેવાની ભલામણ થઇ શકે છે. ઘણીક વાર કોઇ દરદીને કુઇનિન માફક આવતું નથી. એવું અગર જો દરદીની સારવાર કરનારને માલમ પડે, તો ઉપલી દવાના નુસ્કામાં નંબર ૨, ની જયાં નિશાણી છે, તે કુઇનિન હોવાથી, તે બનાવતી વખતે કહડાવી નખાવવી. કુઇનિન અને 'આર્સ-નિક' એ બે દવા મેલેરિયાનાં જંતુનો અસરકારક રીતે નાશ કરે છે, પણ 'આર્સનિક' (સોમલ) એ એક કાતીલ ઝેર છે, તે ધ્યાનમાં રાખવું; જો કે ઉપલી દવાના બાર ભાગમા જે પ્રમાણમા તે આપેલુ છે, તે પ્રમાણ બિલકુલ સલામત અને નજીવું છે, એમ કેહવું કાંઇબી ખોટું નથી.

## એક સો વરશની મુદત ઉપર તાપના કેવા ઇલાજ થતા હતા?

જમાનો કઇ તરફ આપણને ઘસડી જાએ છે, તે વિશે કાંઇ કલ્પી શકાતું નથી. "આજથી એક સો વરસની મુદત ઉપર તાપના ઇલાજ તરીકે 'કાળા કરોળીઆના જાળાં' રામબાણ ઇલાજ તરીકે ઉપયોગમાં લેવાતાં હતાં, એવી નોંધ લેવાયલી માલમ પડી છે. ડાક્ટર ગ્રાહાંમ લખે છે, કે;— "કરોળીઆના જાળાં આ તાપના ઇલાજ તરીકે આગલા વખતનો એક જુનો અને લોકપ્રીય ઇલાજ હતો. કેટલાક લખનારાઓ એ જાળાંને નજીસાઇથી ભરેલો અને વેહમી ઇલાજ તરીકે લખી ગયા છે, પણ

તેઓની મોટી ભુલ છે. એ જાળાં ૧૦ ગ્રેનના વજનના પ્રમાણમા, દિવસના બે થી ત્રણ વાર તાપ આવવા આગમજ આપ્યાથી, અને તે રીતે ત્રણ ચાર દિવસ આપવું ચાલુ રાખ્યાથી, આવી જાતની તાપનો જાદુક માટે અટકાવ થતો હતો. પણ એ ઇલાજ શરૂ કરવા આગમજ દરદીને એક સારો જેવો જુલાબ લેવો પડતો હતો. આ તાપમા કારગત લાગતું 'જાળુ" ફકત કાળા કરોળીઆનુંજ હોવું જોઇએ, જે ઘણું કરી વખારો, તબેલાઓ, અને ઘરના એવાજ કોઇ ભાગોના છાપરાંઓમાંથી મલી આવે છે." †

## તાપના અજબ જેવા ઇલાજો.

" નૉરફૉકના રેહવાસીઓ આજેબી એ ઇલાજ તરફ વિશ્વાસથી જુવે છે. તેઓ એવું માને છે, કે તાપના દરદીને એક કરોળીઓ જો ગળાવ્યો હોય, તો તાપનો દરદી સાજો થઇ જાએ છે." †

"બિજો એક લોક પ્રીય ઇલાજ તાપ વિશે જે જણાયલો નોંધાયો છે, તે કાળાં મરીની એક ચમચી, જીન દારૂ સાથે મેળવી પીધા વિશે છે." †

ત્રીજો અને એક જાણવા જોગ ઇલાજ જે વાંચવામાં આવ્યો છે, તે એ કે: તાપના દરદીના ચોકસ જાતના ગુસ્સાને ભડકાવ્યાથી, તાપની બિમારી સાજી થઇ જાએ છે. દાખલા તરીકે દરદીને એક મોટી ખુશાલી પ્રગટવાથી, યા તો એક મોટી ધાસ્તી દરદીને અચણુચ લાગી આવ્યાથી પણ તાપનો ઇલાજ થઇ શકે છે. આ એક બનવા જોગ બાબદ છે. આ અદના લખનારે પોતાના એક અંગત સ્નેહીના બાબમાં તે અનુભવ્યું પણ છે.

---

† Household Medicine, by George Black, M.D.

તે મારા સ્નેહી એક સખત લાંબા વખતની તાપથી હેરાંન થતા હતા, અને ગામડાંમાં વસ્તા હોવાથી ઘરના ઇલાજોથી તેમની સારવાર થતી હતી, અને તાપ જતી નહી હતી. એકાદ જને સલાહ આપ્યા પ્રમાણે દરદી જ્યારે તાપની ખુમારીથી પુર નિંન્દમાં પડેલા હતા, તેવામાં એક મોટું ખાલી માટલું, દરદીના બિછાના આગલ લાવી જમીન ઉપર જોરથી પટકી ફોડી નાખ્યું, જેથી એક મોટો ધડાકો થયો, અને દરદી જે પુર નિંન્દમાં પડેલા હતા, તે ધાસ્તી ખાઇ બુમ પાડી ભડકી ઉઠ્યા. આ બનાવ પછી તેવણુની તાપ ઉતરી ગઇ હતી, અને તે પાછી આવીજ નહી હતી.

## મેલેરિયલ તાપના હુમલાથી બચી જવાના ઇલાજો.

આ સુચના તો આગલ થઇ ગઇ છે, કે મેલેરિયલ તાપથી બચવા માટે કુઇનિનનો ચાલુ ઉપયોગ કરવો. પણ એ ઉપરાંત નિચલી સુચનાઓ ઉપર પણ વાંચકોનું ધ્યાન ખેંચેલું ફોકટ જશે નહી.

૧: જો બની શકતું હોય, તો ઉંચી ટેકડીવાલી જમીન ઉપર આવેલાં મકાંનમાં વસવાટ કરવો.

૨: જો રેહવાના મકાંનની સામે યા આસપાસ ઝાડ ઝરૂખાં હોય, તો વધારે સારૂ. જો રેહવાના મકાંનની સાંમે તેમજ આસપાસ ઝાડો નહી હોય, તો તે રોપીને ઉગાડવાની તજવિજ કરવી.

૩: મકાંનને છેક મથાલેના માળ ઉપર સુવું, અને સુર્ય અસ્ત પામ્યા પછી તુરતજ સઘલી બારીઓ બનતાં સુધી બંધ કરાવવી.

૪: રાત પડ્યા પછી ઘરની બાહર જવું નહી; તેમજ સહવારના પોહરે પણ બાહાર નિકલવું નહી. વળી નાસ્તો કીધા વગર ખાલી પેટ પણ બાહાર જવું નહી.

૫: જો રાતના ઘરની બાહાર જવાની ફરજ પડે, તો કદીબી ઝાડોની ઘટામાંથી પસાર થવું નહી, તેમજ ઝાડોની નિચે કદીબી ઉભું રેહવું, યા બાગ બગીચા માહેલા બેઠકો ઉપર ઝાડની નિચે બેસવું નહી.

૬: શકમંદ પાણી કદીબી પીવું નહી.

૭: પુષ્ટીકારક પણ થોડો ખોરાક ખાવો. દાબી ચાંપી ખાવું નહી. ઘણો ખટાસ, ઘણો મિઠાસ, અને ઘણા તિખાસવાલો ખોરાક ઝાઝો ખાવો નહી.

૮: સરદીમાં ભિજાવું નહી. પાંણીથી ભરેલા ખાડા આગળથી પસાર થવું નહી, તેમજ ત્યાં ઉભું રેહવું નહી, કેમકે મેલેરિયલ તાપનું ઝેર એવી જગ્યાઓમાંથીજ પ્રગટે છે.

૯: દરરોજ સહવારે મોહોડું, જીભ, દાંત અને ગળું ગરમ પાણીના કોગળાં કરી સાફ રાખવાને ભુલવું નહી, અને રોજ તેજ વખતે કુઇનિન લેવાને ભુલવું નહી.

૧૦: દર માસે એક વખત, યા દર પખવાડીએ એક વખત એકાદ 'લેકસેટીવ'-ગોળી લેવાને ભુલવું નહી. નિચલી ગોળીઓ કબજીયાતના ઇલાજ માટે ભલામણ કરવામાં આવે છે.

℞

Hepatic alkaloidal. (Abbot.)

આ ગોળીઓ રાત્રે સુતી વેળા બે થી ત્રણ લેવી. એ ગોળીઓ ખરીદતી વખતે, તેના બનાવનાર એબટના નામની પિછાંણ આપવાને ભુલવું નહી.

તાપ ઉતરી ગયા પછી, અને તબિબની મદદ જો મળી શકતી ન હોય, તો નિચલી દવા કોઇ કેમિસ્ટને ત્યાંથી મેળવી તેમાંથી એક નાહની ચમચી ભરી, દિવસમાં ૩ વાર, તેમા થોડુંક પાણી નાખી પીવી.

℞

Quinine Hydroc hlor. Dr 2
Acid Hydrochlor. (Dil) Dr 3
Acid Hydrobromic (Dil). Ounce. 1
Syrup Limonis Ounces 5.
Acqua ounces 3

નિચલી ટેબ્લેટ તાપ ચહડયા પછી દરદીને આપ્યાથી તે ફાયદો કરે છે, અને તાપને ઉતારવા માટે એ ખાસ બનાવટ તરીકે જણાયલી છે. આ ટેબ્લેટ પ્રખ્યાત કેમિસ્ટ 'એબટ'ની બનાવેલી છે, અને તે કોઇબી કેમિસ્ટને ત્યાંથી મલી શકશે.

℞

Acetanilid and Quinine. 5 Grs. (Abbot)

પાંચ ગ્રેનની એક ટેબ્લેટના પ્રમાણમાં એ દવા બનાવેલી હોય છે. તાપ ચહડ્યા પછી મોટાં માનસને તેની ઉંમરના પ્રમાણમાં એક ટેબ્લેટથી વધારે આપવી નહી, અને પસીનો પડે, યા તાપ ઉતરી જતાંજ વધુ આપવી બંધ કરવી. જો તાપ નહી ઉતરે તો દર બેથી ત્રણ કલાકે એક એક ટેબ્લેટ આપતા રેહવું, મગર એવે વખતે તબિબને પુછી તેની સલાહ લેવી.

૧૧: વિદવાંન તબિબોનું એવું મત છે, કે મેલેરિયાનું ઝેર દમ મારફતે શરીરમાં દાખલ થતું હોવાથી, જ્યારે મેલેરિયાનો રોગ

શહેરમાં ચાલતો હોય, ત્યારે હંમેશાં મોહોડું બંધ કરી ફરવું, અને દમ લેવાનું કામ ફક્ત નાક મારફતેજ કરવું.

૧૨: જ્યારે મેલેરિયાનો ઉપદ્રવ ફાટી નિકલ્યો હોય, ત્યારે રાતની હવા, સુવાના ઓરડામાં દાખલ થઈ નહી શકે માટે દરેક બનતી તજવિજથી, ઓરડાના બારી બારણા બંધ કરવાં, અને મચ્છરદાનીનો ઉપયોગ ચાલુ કરતા રેહવું. રાતના સુતી વખતે નિંન્દ દરમ્યાન મોહોડું ઉંઘાડું નહી રહે, તેની ખાસ તજવિજ રાખવી, જેથી મેલેરિયાના જંતુ દમમાં જતાં અટકે.

## તાપની બિમારીમાં એક સાહુચેતી.

મિત્ર, કોઇબી વખતે કોઇબી તાપની બિમારીમાં નભરવસ રેહવું નહી. તાપ અનેક જાતની હોય છે, અને તે આગલ વર્ણવ્યું છે. પણ એક ચીજ જે ખાસ ધ્યાનમાં રાખવાની છે, તે એ, કે કોઇબી જાતની તાપ જો બે ત્રણ દિવસમાં દરદીને છોડી નહી જાએ, તો તુરતજ કોઇ કુશળ વિદ્વાંન તબિબ સાથ મસલત કરવા તમારા ઘરના તબિબને સુચના કરજો; અને તેમ કરી દરદીના જીવની હાણી થતી બચાવજો, કેમકે તે તાપની બિમારી કદાચ 'ટાઇફોઇડ ફીવર' હોય.

લા૦ દુવાગીર,

D. H. P.



# પત્ર ૯ મું.

## ઇનફ્લુએઁનઝાં.

**INFLUENZA.**

મારા મેહેરબાંન રફીક—

આ એક બીજી બલા આપણા દેશમાં દાખલ થઇ છે. એ 'ઇનફ્લુ-એઁનઝા'ને નામે ઇંગ્રેજી વૈદક શાસ્ત્રોમા નોંધાઇ છે. એ રોગની પ્રાથમિક તવારીખની હકિકત ખરેખર વાંચવા લાએક છે, પરંતુ આ નાહના પુસ્તકમાં તે વિસ્તારી લખવા જેટલી જગ્યા મળી શકતી નથી.

### 'ઇનફ્લુએઁનઝા' એટલે શું ?

આ ઇનફ્લુએઁનઝા, એક જાતની કાતીલ તાપ છે. એ રોગ અનેક રંગરૂપના આકારો ધારણ કરે છે, પરંતુ તેની મુખ્ય વળાણ આદમીની દમ લેવાની નળીઓ ઉપર હુમલો કરવાની હોય છે.

આ ઇનફ્લુએઁનઝા એક ઉડતો રોગ છે. તે જ્યારેથી પ્રગટી નિકલે છે, ત્યારે મોટા વિસ્તારમાં ફેલાઇ જાએ છે, અને ઘણીજ ઝડપથી વસ્તીના મોટાં પ્રમાણને તે પોતાના ભોગ બનાવે છે. એવું કાંઇ નથી, કે ઇનફ્લુએઁનઝા અમુક મોસમમાં યા અમુક રૂતુમા ફાટી નિકલે છે. તેનું પ્રગટવું મોટે ભાગે અનિયમીત હોય છે. કોઇ વખત તે પ્રગટી થોડાજ વખતમાં નરમ પડી જાએ છે, અને કોઇ વખત તે ઘણાજ સખત રૂપે પ્રગટી ચોતરફ ફેલાઇ મોટી ખુવારી નિપજાવે છે.

ઇનફ્લુએંનઝા જ્યારેબી પ્રગટે છે, ત્યારે તે ઓછામાં ઓછા છ અને વધુમાં વધુ આંઠ અઠવાડીઆંની મુદત સુધી ત્રાસ વરતાવી રેહ છે. આ પિડાકારીના બે પ્રકાર હોય છે. સાધારણ ઇનફ્લુ-અનઝા, જેને સાદી તાપ યાને તબિબો જને *Grippe* કહે છે, તે ચેપી ઇનફ્લુએંનઝાથી બિલકુલ જુદો પડે છે. આ ચેપી પ્રકારનો ઇનફ્લુએંનઝા ઘણું કરી ઠંડીની મોસમમાં પ્રગટી નિકલવાનો ભારે સંભવ હોય છે.

## ઇનફ્લુએંનઝાની કહાંણી.

કેટલાક ચેપી રોગમાં જેમ બને છે, તેમ ઇનફ્લુએંનઝા એક વખત લાગુ પડયા પછી, બિજીવાર તેજ દરદીને તેથી મુકિત મળતી નથી. દરદીને તે કોઇબી વખતે પાછો લાગુ પડવાનો સંભવ કાયમનો રહે છે.

એ રોગને ફાટી નિકલવાના કારણો હજુ સુધી વિદવાંનો મુકરર કરી શકયા નથી. પીવાના પાણીની ગદલી હાલત, તેમજ ખોરાકની કંગાલ સ્થીતીથી એ રોગને પ્રગટ થવાનું સહેજબી કારણ મળે તેમ નથી; કેમકે તેમજ જો હોત, તો તે અમુક જગ્યામાંજ પ્રગટી નિકલી, ત્યાંજ નરમ પડત. પણ જેવી ઝડપથી એ રોગ ચોતરફ ફેલાઇ જતો જણાયો છે, તે ઉપરથી માનવાને દરેક કારણ મળે છે, કે એ રોગનું ઝેર પવનના વેગ સાથે એક તરફથી બિજી તરફ, અને એક મુલક તરફથી બિજા મુંલક તરફ ઘસડાઇ જવુંજ જોઇએ. તોપણ વિદવાંન તબિબો એમાં છેવટ ઉપર વગર આનાકાનીએ આવ્યા છે, કે એ રોગનું ઝેર હવામાં ફેલાયા પછી, તે પોતાની મેળે પોતાના જોરમાં તેમજ પોતાની સંખ્યામાં વધારો કરી શકે છે. કોઇ પણ નાતજાતના તફાવત વગર, તેમજ સફાઇ સુઘડાઇ કે ગલીચી અને

ગંધકીની દરકાર વગર આ રોગ એક સરખી રીતે મોટાં કે નાહનાં-ઓને, તેમજ સ્ત્રી કે પુરૂશોને લાગુ પડે છે. તો પણ એવી નોંધ લેવાઇ છે, કે નાહની ઉમરના જવાંનો તરફ એ રોગ કાંઇક દયાલુ નજરે જોઇ, તેઓને ઘણાજ ઓછાં પ્રમાણમાં લાગુ પડે છે, પણ વૃદ્ધ ઉમરનાને તે છોડતો નથી.

## ઇનફ્લુઅઁનઝાની નિશાંણીઓ.

આપણે આગલ જોઇ લીધું તેમ, ઇનફ્લુઅઁનઝા જો સાધારણ પ્રકારનો અને સાદો હોય છે, તો સાધરણ તાપના જેવી નિશાણીઓ દરદીમા પ્રગટે છે. એટલે સળકમ, સહેજ માથાંનો દુખારો, હાથપગના સાંધાનું કળવું, અને શરીરનું દુખવું, એ શરૂઆતની પ્રાથમિક નિશા-ણીઓ જણાય છે. એ પછી રફ્તે રફ્તે દરદીનું આંગ ગરમ થવા માંડે છે, માથું ઘણું તાપે છે, તાપ ચહડે છે, અને દરદી સાધારણ પ્રકારની તાપ જેવાં ચિન્હો રજુ કરે છે. આ સઘલાં ચિન્હો, જો ઇનફ્લુઅઁનઝા સાદા પ્રકારનો હોય છે, તો તબિબના ઈલાજો ચાલુ કીધાથી બે ત્રણ દિવસમાં તે સમી જાએ છે, અને દરદી સાજો થઇ જાએ છે. પણ બિમારી અગર જો સખત પ્રકારની, એટલે ખરા ઇનફ્લુ-અઁનઝાની હોય છે, તો ઉપલી સઘલી નિશાણીઓ ઘણીજ સખત પ્રકારની થઇ પડે છે. દાખલા તરીકે શરૂઆતમાં દરદીને અચણુચ સખત ટાઢના લખલખાં ભરાઇ આવે છે; બાદ તેનું આખું શરીર ધ્રુજવા માંડે છે, અને તાપ ચહડે છે. આખાં શરીરમાં દુખાવો, ગરદનમાં, પીઠમાં, અને જાંગમાં કળતર ચાલુ થાએ છે, અને દરદી ઘણોજ બેતાબ થઈ પડે છે. એ પછી દરદીના ચેહરાના હાડકાં તેમજ તેના નાકની આજુબાજુ-ના ભાગમાં દુખાવો, અને કળતર શરૂ થાએ છે; આંખ્યો તાપને સબબે લાલચોળ બની રેહ છે; અને આંખ્યોમાથી આંસુ વેહવા માંડે છે.

એટલેથીજ પિડાકારી અટકતી નથી. રફ્તે રફ્તે દરદીનું ગળું દુખવા માંડે છે, અને જો તપાસીને જોયું હોય, તો તે અંદરથી લાલ-ચોળ થઇ ગયેલું માલમ પડે છે, જેથી દરદી કાંઇબી ખોરાક સેહલથી ગળી શકતો નથી. એ પછી ખાંસી શરૂ થાએ છે; અવાજ ખોખરો બને છે; તાપ નરમ–ગરમ પ્રકારની ચાલુ રેહી ઉતર ચહડ થયા કરે છે; તાપ જો કે ઘણી જાલમ રેહતી નથી, પણ દરદીના આખાં શરીરને તે બિલકુલ નબળું કરી નાખે છે, અને આખો વખત દરદી ઘણોજ બેચેન રહે છે.

## ઇનફ્લુઍનઝા ન્યુમોનિયા.

હિયાં સુધી તો ઇનફ્લુઍનઝા પોતાનુ જોર બરાબર દાખવે છે; પણ એ તબક્કા ઉપર આવતાં દરદનું જોર અને બિજાં ચિન્હો જો નરમ પડતાં નથી, તો પછી મામલો નવુંજ રૂપ પકડે છે, અને દરદી નવાં નવાં દરદોની જાળમાં સપડાતો જાએ છે.

દરદીને લાગુ પડેલી ખાંસી જે અત્યાર સુધી સાદા પ્રકારની જણાતી હતી, તે હવે એક નવી નાશકારક વળાંણ લિએ છે; અને ટુંકમાં એટલુંજ કહીશું તો ચાલશે, કે દરદીને 'ન્યુમોનિયા'ની પિડાકારી લાગુ પડે છે. મોટે ભાગે ઇનફ્લુઍનઝાની પિડાકારીમાં કમનસીબે જે મરણો નિપજે છે, તે એજ જાતની બિમારી લાગુ પડયાને લીધે હોય છે, અને તેબી જ્યારે દરદી નબળી હાલતવાલો હોય છે ત્યારે, યા તો દરદી મોટી ઉંમરનો હોય છે ત્યારે એવો બનાવ બને છે.

મિત્ર, દરદીને ઇનફ્લુએંનઝા જો નરમ પ્રકારનો લાગુ પડેલો હોય છે, તો ઘણું કરી તે ૩ થી ૫ દિવસમાં સાજો થઇ જાએ છે; પણ જો તે સખત પ્રકારનો હોય છે, અને કાંઇબી બિજી જાતની હલાકી દરદીને

જો લાગુ પડતી નથી, તો તે ઘણું કરી ૧૦-૧૨ દિવસમાં સાજો થાએ છે. જો દરદીનો બાંધો મજબુત હોય છે, અને ઇલાજ તથા સારવાર નિયમીત થતાં રેહ છે, તો એથીબી વધારે જલદી (૭-૯ કે ૧૦ દિવસમાં) તે સાજો થઇ જાએ છે. પણ જ્યારે ન્યુમોનિયા લાગુ પડે છે, ત્યારે સાજા થવાનો વખત એકદમ અટકલી શકાતો નથી, કેમકે તેવે સમે દરદીની સ્થીતી ગંભીર પ્રકારની થઇ પડે છે.

## ઇનફ્લુએઁનઝાના ઇલાજ અને તેની સારવાર.

મિત્ર, એક વાત જે ઇનફ્લુએઁનઝાની બિમારી વિશે ધ્યાંનમાં રાખવી ખાસ જરૂરની છે, તે એ કે એ બિમારી જ્યારેબી નાહના કે મોટા પ્રમાણમાં ગાંમમાં કે શહેરમાં ફાટી નિકલી હોય, ત્યારે કુટુંબ મધે જે બી વધારે મોટી ઉંમરના, યા જે વૃદ્ધ હોય તેઓને તેમજ જેઓની તબિયત નબળી હોય તેઓને, ઘરની બાહાર જઇ ફરવા-હરવાથી પરહેજ કરવાં, કે જેથી એ રોગ લાગુ તેઓને પડતો અટકવાનો મોટો સંભવ રેહ છે.

વળી જેઓને નોકરી-ચાકરી અને ગુજરાનના સાધન માટે ઘરની બાહાર જવાની ફરજ પડતી હોય, તેઓએ આ એક નિયમ ધ્યાનમાં રાખવો, કે તેઓએ હંમેશાં મોહોડું બંધ રાખી નાકને રસતે દમ લેવાની રીત અખત્યાર કરવી.

એ પછી ઇનફ્લુએઁનઝાના દરદીના સમાગમમાં બનતાં સુધી તેની સારવાર કરનારે ઘણીજ સાહુચેતીથી સંભાલીને એવી રીતે વર્તવું, કે દરદીનો ચેપ તેને પોતાને, તેમજ ઘરમાં ફરતાં-હરતાં કુટુંબીઓને લાગુ પડે નહી. બનતાં સુધી જો બની શકતું હોય, તો દરદીને એક અલાહેદા

ઓરડામાં જ રાખવો, અને ત્યાં કોઈ બિજાએ તે ઓરડામાં સુવુ યા બેસવું નહી.

એ પછી દરદીની લળ, બલગમ વિગેરેનો નિકાલ, આગલ જણાવ્યા પ્રમાણે સંભાલભરી રીતે કરવો, કે જેથી રોગ સાજા આદમીને લાગુ પડે નહી.

ઇનફ્લુએંનઝાનો દરેક દરદી ઘણોજ જોખમ ભરેલો ગણાય છે, અને એ દરદ પણ ઘણુંજ જોખમ ભરેલું કેહવાય છે, એ ધ્યાનમાં રાખવું. એટલા માટેજ દરદીના શરીરમાંથી તાપ જયાં સુધી સમુલગી નિકલી ગયેલી માલમ પડે નહી, ત્યાં સુધી તેને બિછાનું છોડી ઘરમાં ફરવા હરવા દેવો નહી જોઇએ. આ રીત દરદીના બાબમાં અખત્યાર કીધાથી ઘણીક વાર ગંભીર પરીણામો આવતાં અટકાવી શકાય છે.

શરૂઆતથી જ દરદીની શકતી અને તાકત નિભી રહે એવો ખોરાક તેને આપતાં રેહવું. ઘરના ઇલાજો આ બિમારીમાં જો કે ઘણાક સુચવી શકાય એમ છે, પણ તે અમલમાં મુકનાર ઘણી બાહોશ હોવો જોઇએ. જો દરદીને કબજીયાત હોય, તો સર્વથી પેહલાં તેણે શરૂઆતમાં નિચલી દવા પીઇ લેવી.

સોડી સેલફાસ (એંફરવેસન્સ) (મારટીનડેલ). આ દવા કબજીયાતને છોડવવા ઘણીજ અસરકારક થઇ પડે છે. એક નાહની ચમચી પુરેપુરી ભરીને એક અરધાં ટમ્બલર પાણીમાં તુરતજ મેલવીને પીઇ જવાની ભલામણ થઇ શકે છે.

એ પછી જો દરદીને તાપ ચહડી હોય, તો તુરતજ તેને કોઇ કાબેલ તબિબની સારવાર હેઠલ મુકવો, અને જો તબિબની મદદ મલી

શકતી નહી હોય, તો નિચલી દવાઇ કોઇ કેમિસ્ટને ત્યાંથી મેલવી, દર ત્રણ-ત્રણ કલાકે તેમાથી એક એક ભાગ પાવાનો ચાલુ કરવો.

℞

Ammon Chloride Dr 1.
Liq. Ammonia Acetas Ounces 1½.
Potash Citras. Dr 2.
Tincture Digitalis. M. 30
Syrup Tolu Dr 4.
Syrup Scillae Dr 3.
Acqua Ounces 6.
Divide into 6 parts.

મજકુર દવાથી દરદીને પિસાબ તેમજ પસીનો છુટવા માંડશે, અને બિમારીતું જોર નરમ પડશે. જો માથાનો દુખારો ત્રાસદાયક થઇ પડે, જો શરીરમાં કળતર ચાલુ થતી હોય, જો હાથ પગમાં દુખારો થયા કરતો હોય, તો દરદીને તુરતજ -

'વેપર-બાથ.'

આપવો, અને વેપર બાથ આપ્યા બાદ દરદીનુ આખુ શરીર ટુવાલ વડે રગડી સાફ કરી, બિછાના ઉપર એકાદ ગરમ ઓઢણી બિછાવી તેના ઉપર દરદીને સુવાડી દેવો, અને તુરતજ એકાદ ગરમ પીણું, ચાહ, યા દુધનું આપવુ. એટલું છતાં જો તાપ ઉતરે નહી, અને માથાનો દુખારો ચાલુજ રેહ, તો નિચલી દવાની બે ટિકલીઓ દરદીને આપવી, અને તેથી થતી અસરની ૩ થી ૪ કલાક સુધી રાહ જોવી.

'પાઇરેમિડૅાન.'

માથાં ઉપર 'આઇસ-બેગ' મુકવાથી દરદીને કાંઇક રાહત થશે.

પાઈરેમિડોનનો ઉપયોગ કોઇ તબિબની સલાહ મુજબ કરવો. એનો 'ડોઝ' ૫ થી ૮ ગ્રેન સુધીનો છે.

જો ખાંસી ઘણીજ જોરમાં થતી હોય, અને દરદીનો જીવ તેથી ઘણોજ અકળાતો હોય, યા તે ગુંગળાતો હોય, તો ન્યુમોનિયાં લાગુ પડવાની શરૂઆત થાએ છે, એવો શક પડે છે. એવે પ્રસંગે કોઇ કુશળ તબિબની મદદ તુરતજ લેવી, કે જે દરદને દુર કરવા ચાંપતા ઇલાજો લેઇ શકે, અને દરદીની સ્થીતી વધુ બગડતી અટકાવી શકે.

મજકુર માંદગીમાંથી દરદી સાજો થયા પછી, તેની ખાધ ખોરાકી ઉપર તબિબની ફરમાસ પ્રમાણે દરેક ધ્યાન આપવું. એવા દરદીઓને પોતાની આગલી તબિયત મેલવવા માટે, અઠવાડીઆં યા તો મહીનાઓ સુધી વેઠ કરવી પડે છે. સારો પુષ્ટીકારક ખોરાક, માસખાનારાં દરદીઓ માટે વેલેનટાઇન ચિકન સુપ, ઓવરીન, એગ મિક્ષચર, ઉપરાંત જાત જાતની સેહલથી હજમ થતી ફ્રુટ, અને સરવેથી વધારે, જરૂરનું, હવાનો ફેરફાર, અને મનને પુર શાંતીની જરૂર હોવાથી, તે સઘળાં માટે દરદીના સ્નેહીઓએ જોગવાઇ કરવી-કરાવવી ઘટે છે.

લી૦ દુવાગીર,

D. H. P.



# પત્ર ૧૦ મું.

## રિમીટંન્ટ ફીવર.

**REMITTENT FEVER.**

મારા મેહેરબાંન રફીક—

મેલેરીયલ અને ઇનફ્લુએનઝાની ફીવર માટે કાંઇક લખ્યા પછી, હવે એક બિજી તાપ માટે કાંઇક લખાણ કરવું ઠીક થઇ પડશે. હું 'રિમીટંન્ટ-ફીવર'નો કાંઇક ખ્યાલ તમને આપવા ધારૂ છું.

### બેંગોલ ફીવર,-જંગલ ફીવર.

'રિમીટંન્ટ ફીવર'ને સર વિલીયમ મુર અનેક નામે ઓલખાવે છે. આ તાપને તે જંગલ ફીવર, બેંગોલ ફીવર, અને એવાંજ બિજાં નામોથી ઓલખાવે છે, કેમકે તેનો ઉપદ્રવ મોટે ભાગે એજ ઠેકાણે થાએ છે, અને ત્યાંથીજ તે લાગુ પડવાનો સંભવ રહે છે. વળી કોઇ કોઇ તબિબ એને

### 'બિલીયસ-ફીવર.'

એવે નામે ઓલખાવે છે. પણ એ સરવે જુદાં જુદાં નામો છતાં એ તાપનુ મુળ તત્વ 'મેલેરિયા'માજ સમાયલું કહેવાય છે. આ તાપ માટે જાણવા જોગ જે છે, તે એજ, કે બિજી જાતની તાપમા જેમ બને છે, તેમ આ તાપ શરૂઆતમા 'મેલેરીયલ ફીવર'ના જેવુંજ ચલન ધારણ કરે છે. સઘળાં ચીન્હો પણ તેવાંજ દેખાડે છે; પણ ફરક માત્ર એટલોજ રહે છે કે, દરદીના શરીરમાથી તાપ કદીબી બિલકુલ ઉતરી જતી

નથી, અને થરમૉમિટરથી તપાસતાં માલમ પડે છે, કે તાપ ચહડ-ઉતર થતી રહે છે, પણ થરમૉમિટર કદીભી 'નૉરમલ ટૅમ્પરેચર' દેખાડતું નથી. એ સબબને લીધે દરદીના દરદની નિશાંણીઓ પણ મોટે ભાગે અસ્થીર બની બદલાતી રહે છે. તાપનું જોર તો ઘણું કરી સહવારે નરમ પડે છે, અને જયારે તે પાછી ચહડે છે, ત્યારે બિજી તાપની માફક ૨-૪ કલાકમા ઉતરી જતી નથી, પણ ઓછામા ઓછી ૬-૮ કલાક સુધી તપે છે, અને ત્યાર પછી તેનું જોર નરમ પડે છે; પણ આગલ જણાવ્યા પ્રમાણે 'નૉરમલ ટૅમ્પરેચર'તો થતીજ નથી. આ સબબને લીધે, આ 'રિમીટંન્ટ-ફીવર'ને 'ટાઇફૉઇડ ફીવર' તરીકે ગણી લેવાની બિનઅનુભવીઓ તેમજ અજ્ઞાંન સારવાર કરનારાઓ ભુલ કરે છે.

## રિમીટંન્ટ ફીવરની નિશાંણીઓ.

આ તાપની સઘલી નિશાંણીઓ લગભગ બિજી તાપોના જેવીજ નજરે પડે છે. તાપ કોઇવાર ટાઢ વાગીને ચહડે છે, તો કોઇવાર ટાઢ દરદીને બિલકુલ લાગતી નથી. તાપનું ચહડવું ઘણુંજ ધીમું રહે છે, અને તે પુરેપુરી ચહડી રહે છે, ત્યારે તે ધીમે ધીમે ઉતરવા માંડે છે, પણ તે બિલકુલ ઉતરી જતી નથી. વધતામાં વધતી તાપ ૧૦૨ થી ૧૦૩ ડીગ્રી જેટલી દરદીને ચહડે છે, પણ કોઇક વખત તે એથીભી વધારે ગંભીર રૂપ પકડે છે, અને ૧૦૪ થી ૧૦૫ ડીગ્રી જેટલું વાંચણ થરમૉમિટર દેખાડે છે. દરદીની આંખ્યો તપાસતાં તે લાલચોલ બનેલી, અને તેનો ચેહરો પણ તેવોજ દેખાય છે. કોઇ વખત દરદીને તેની એવી હાલતમાં કમળાની બિમારી લાગુ પડે છે, જેથી તેનું આખુ શરીર પીળું દેખાય છે. કોઇ વાર દરદીને સખત પ્રકારની ઉલટી લાગુ પડે છે, અને તે ઉલટીનો રંગ લિલા-પીળા રંગના હોય છે, અને કોઇ વખત તો તે

કાળો હોય છે. ધ્યાન રાખવું, કે કાળા રંગની ઉલટી દરદીની હાલત ગંભીર બનેલી દેખાડે છે. જ્યારે મુકરર કરેલી મુદત (જે સુમારે ૬ કલાકની હોય છે, તે) પુરી થવા આવે છે, ત્યારે દરદીને પસીનો પડવા માંડે છે, અને આગલ જણાવ્યા પ્રમાણે તાપનું જોર નરમ પડતું જાએ છે, અને દરદી હાકી જવાથી પુર નિંન્દમાં પડે છે. પણ તે થોડાજ વખત માટે, કેમકે દરદીને તાપના બિજા હુમલા સાંમે ટક્કર ઝીલવા તઇયાર થઇ રેહવું પડે છે, અને બિજો હુમનો જો દવાદારૂના ચાંપતા ઇલાજથી અટકાવ્યો નહી હોય, તો તે પેહલા હુમલા કરતાં વધારે જોખમ પ્રકારનો રેહ છે.

## રિમીટંન્ટ તાપની મુદત કેટલી હોય છે. ?

કોઇવાર આ રિમીટંન્ટ ફીવર પેહલ્લા અઠવાડીઆંની આખેરીએ નિકલી જાએ છે, અને તેની સારવાર કરનાર તબિબ એવાં અનુમાન ઉપર આવે છે, કે તેણે 'ટાઇફૉઇડ ફીવર'ની સારવાર કરવી પડી હતી! આ જાતની તાપની મુદત ૭, ૧૪, યા તો ૨૧ દિવસની ગણાઇ છે. એ પ્રસંગે તાપ ઉતરી જવાનો મોટો સંભવ રેહ છે. પેહલ્લાં અઠવાડીઆંમા જો દરદી સાજો નથી થતો, તો તેના સાજા થવા માટે ૧૪, અને તે પછી ૨૧ મા દિવસની ગણત્રી કરવી પડે છે, કે જે પ્રસંગ દરદીની જીંદગી માટે ઘણોજ કટોકટનો ગણાય છે.

## રિમીટંન્ટ ફીવરવાલો દરદી સુધરે છે કે નહી, તે જાણવાની રીત.

જો દરદી સારા ભાગ્યે સુધરવા માંડે છે, તો પ્રથમમાં તેની ઉલટી નરમ પડે છે; તેની તાપ બિલકુલ ઉતરી જાએ છે, અને કોઇ વખત તે 'નૉરમલ ટૅમ્પરેચરથી'બી નિચી ગરમી દેખાડે છે. દરદીને બેહદ

પસીનો પડે છે, તેનું શરીર ઠંડુ પડવા માંડે છે, અને તેના માથાનો દુખારો જતો રેહ છે, વિગેરે.

## રિમીટંન્ટ ફીવરની અશુભ નિશાંણીઓ.

પણ તેમ જો બનતું નથી, તો મામલો બગડવા માંડે છે. દરદીને ઝાડા રસ્તે લોહી જાએ છે; પિસાબમાં પણ લોહી જવા માંડે છે; પસીનો પડવા માંડે છે; દરદી બેભાંન બનતો જાએ છે; તેને કાંઇબી હોશ રેહતી નથી; તેનું 'હાર્ટ' નબળું પડતું જાએ છે, અને એવી રીતે દરદીનું મોત આવે છે.

## ગેસ્ટ્રીક ફીવર.

રિમીટંન્ટ તાપની બિમારીમાં આપણ આગલ જોઇ ગયા છૈએ, કે દરદીને સખત પ્રકારની ઉલટી ચાલુ થતી રેહ છે.

આ ઉલટી ખાસ કરીને તાપ જ્યારે ચહડેલી હોય છે, ત્યારે તે અતી જાલમ પ્રકારનું રૂપ ધારણ કરે છે. આ ઉલટીને લીધે દરદી કોઇબી જાતનો ખોરાક, તેમજ કાંઇબી દવાઇ પચાવી શકતો નથી, અને તેથી તેની સ્થીતી ઘણીજ દયાજનક થઇ પડે છે. એવી રીતે ઉલટીનો ભોગ થઇ પડેલા દરદીને લાગુ પડેલી તાપને, કેટલીક વાર ભુલમાં સારવાર કરનારાઓ 'ગૅસ્ટ્રીક-ફીવર'ની બિમારી તરીકે ઓલખવાની ભુલ કરે છે; પણ ખરૂં જોતાં તેમ હોતું નથી. સારવાર કરનારે જાણવું જોઇએ, કે દરદીને લાગુ પડેલી જાલમ પ્રકારની ઉલટી, તાપ આવવાને લીધે લાગુ પડી છે, અને નહી કે દરદીને ઉલટી લાગુ પડયાથી તાપ આવી છે.

## તાપની બિમારીમાં દરદીને લાગુ પડતી નવી નવી બિમારીઓ.

આ જાતની તાપમાં અનેક નવાં નવાં દરદો દરદીને લાગુ પડવાનો મોટો સંભવ રેહ છે. દાખલા તરીકે દરદીના ભેજાં ઉપર સોજો આવવો

(ઇન્ફ્લેમેશન ઑફ ધી બ્રેન); ખાંસી (બ્રૉન્કાઇટીસ); ફેફસાં ઉપર સોજો ચહડવો (ન્યુમોનિયા); કલેજા યા ગુરદા પર સોજો ચહડવો (ઇન્ફ્લેમેશન ઑફ લીવર ઑર કિડની); પેટનું છુટી જવું (ડાયરિયા); અને મરડો (ડીસૅનટ્રી) વિગેરે.

આ સઘળી બિમારીની સારવાર કરનારે દરેક પળે વકી રાખવી ઘટે છે, અને જેવી સેહજમી નિશાણી તેને માલમ પડે, યા તે માટે શક પડે, તેવીજ તેણે તે વિશે દરદીના તબિબને તુરતજ ખબર આપી, તે તરફ તેનું ધ્યાન ખેંચવું ઘટે છે. મિત્ર, આપ સમજી શકયા હશો, કે આવી જોખમભરી બિમારીના ઘરગટુ ઇલાજ કરવા કેવળ ન બની શકે એવું છે; એટલાં માટે એવી બિમારીવાલા દરદીને શરૂઆતથીજ કોઇ કાબેલ તબિબના હાથમાં આપવો ઘટે છે.

## રિમીટંન્ટ ફીવરના ઇલાજ અને તેની સારવાર કેમ કરવી.

આ રિમીટંન્ટ ફીવર ટાઇફૉઇડ ફીવર સાથ એટલી તો મલતી આવે છે, કે આગલ જણાવ્યા પ્રમાણે બિનઅનુભવીઓ તેથી આડે રસ્તે દોરવાઇ જાએ છે. આ સબબને લીધે, સારવાર કરનારે દરદીના લોહીની તપાસ કોઇ જંતુ વિદ્યાના ખાસ તબિબ પાસે કરાવવી ઘટે છે. આ તપાસનું પરીણામ તબિબને તેમજ સારવાર કરનારને મદદગાર થઇ પડે છે, કેમકે દરદીના લોહીમાં વસ્તાં જંતુની હાજરી માલમ પડતાંજ, તાપની ખરી ખાસિયત સાચા આકારમાં નજરે પડે છે. એકવાર તાપની ખરી ખાસિયત જણાયા પછી, ઇલાજ કરનાર તબિબની મુશકેલી મોટે ભાગે દુર થઇ જાએ છે.

અગર જો દરદીનો કોઠો કબજ હોય, અને શરીર માહેલાં કોઇબી અવયવોનો બિગાડ થયો નહી હોય, તો દરદીની કબજીઆત દુર કરવા

મારે, પેહલ્લાં એકાદ જુલાબ આપવાની ભલામણ થઇ શકે છે. એવા જુલાબ તરીકે 'પાર્ક ડેવીસની' બનાવટવાળા 'કેલોમલનાં' ૩ થી ૪ ગ્રેન-સવાલાં 'ટેબ્લેટ' આપ્યાથી કબજીઆત છુટી જશે. જો એ 'ટેબ્લેટ'થી જેવી જોઇએ તેવી અસર નહી થાય, તો નિચલી ગોળીઓ કોઇ 'કેમિસ્ટ'ને ત્યાંથી બનાવી મંગાવી, અવાર નવાર જ્યાં સુધી સાફ ઝાડા થાય નહી, ત્યાં સુધી ચાલુ રાખવી.

℞

Euonymin Grs 12
Ext Hyoscyamus. Grs 18
Ext Gentian. Grs 18
Ext Belladonna Grs 3
M. Ft. pills 12. (*Sir W. Moores.*)

આ ગોળીઓમાંથી જેમ જરૂર પડે તેમ મોટા માનસને ૧ થી ૨, યા જરૂર પડે તો ૩ ગોળી જુલાબ માટે અવાર નવાર આપવી.

અગર જો માથાંનો દુખારો દરદીને ત્રાસદાયક થઇ પડયો હોય, તો દરદીના માથાં ઉપર 'આઇસ-બૅગ' મુકવી, યા તો આગલ જણાવેલા નુસ્કાવાળું ઠંડુ 'લોશન' બનાવી તેનો ઉપયોગ કરવો.

દરદીને ચઢેલી તાપ જ્યારે ઉતરે, અને દરદીના શરીરની ચાંમડી પસીનાથી ભિંજાયલી જણાય, ત્યારે તેને તુરતજ ૧૫ ગ્રેન કુઇનીન બાઇસલફેટ † બે આંઉસ પાણીમાં મેલવી પાઇ દેવુ, જેથી દરદીની ઉપર તાપનો બિજો હુંમલો થતો અટકી શકે.

† આ પંદર ગ્રેન કુઇનીન અરધી ચમચી લીંબુના રસમાં મેલવાથી તે પિગલી જશે, અને ત્યાર બાદ તેમાં બે આંઉસ પાણી રેડીને તે ઉપયોગમાં લેવું. (*Sir W. Moores.*)

આ પંદર ગ્રેન કુઇનીનનો ડોઝ આપ્યા ઉપરાંત, દર ૩ કલાકે ૬-૬ ગ્રેન કુઇનીન એજ પ્રમાણે ચાલુ આપતાં રેહવું, અને જો તાપ પાછી ચહડવા માંડે, તો વધુ કુઇનીન આપવાનું બંધ કરવું. જો તાપનો બિજો હુમલો કુઇનીન આપ્યાથી અટકી જાએ, અને બે દિવસ સુધી તાપ આવે નહી, તો રફતે રફતે કુઇનીનનો ડોઝ વજનમાં ઓછો કરતાં જવું.

અગર જો તબિબી મદદ મળી શકતી નહી હોય, તો ચહડેલી તાપ ઉતરે ત્યાં સુધી કુઇનીન આપવું નહી. ખાસ કરી ધ્યાન રાખવું, કે દરદીને જો ઉલટી લાગુ પડી હોય, તો કુઇનીન આપવુંજ નહી.

અગર જો ઉલટીના સબબથી કુઇનીન આપી શકાતું નહી હોય, યા આપેલું કુઇનીન પેટમાં રહી શકતું નહી હોય, તો તે હકિકત તબિબને જણાવ્યાથી ઘણીક વાર તબિબો ૨૦ ગ્રેન કુઇનીન દરદીને સફરાની અંદર, 'સુપ' યા 'બિફ-ટીઇ', યા 'સ્ટાર્ચ'ની કાંજી સાથ મેલવી આપે છે. ઉલટીને અટકાવવા માટે દરદીને બરફના ટુકડા ચુસવા માટે આપ્યાથી, યા તો પેટ ઉપર રાઇનું 'પ્લાસ્ટર' મારયાથી ઘણીક વાર ઉલટીનું જોર નરમ પડે છે. ઉલટી થતી અટકાવવાના એક બીજા ઘરગટુ ઇલાજ તરીકે, દરદીને એકાદ ચમચો ભરી સોજો 'બ્રાન્ડી' સોડાવૉટરમા મેળવી પીવાડયાથી સારી અસર થાય છે.

સારવાર કરનારને જો એવું માલુમ પડે, કે સખત તાપના સબબે દરદીના ભેજા ઉપર અસર થઈ છે, યા દરદીને ઝાડાનો મરજ-ડાયરિયા લાગુ પડયો છે, તો કુઇનીન આપવાનું તુરતજ બંધ કરવું, અને કોઇ કાબેલ તબિબની સલાહ લેઇ, તેની સુચના પ્રમાણે દરદના ઇલાજ ચાલુ કરવા.

અગર જો દરદી ઘણોજ નબળો પડી ગયેલો લાગે, અને તેની હાલત વધારે બગડેલી જણાય; તેમજ તે બેહોશ થઇ જતો હોય એમ લાગે, તથા દરદીની જીભ સુકાઇ ગયેલી માલમ પડે, અને બેભાનીમાં તે લવારો કરતો હોય, તો થોડે થોડે વારે એકાદ નાહની ચમચી ભરી ચોખો ઉંચામાંનો બ્રેનડી થોડાંક પાણી સાથ મેલવી તેને આપતાં રેહવુ. પણ ધ્યાંન રાખવું, કે એવાં દરદીને તેની એવી હાલતમાં તેના બિછાના ઉપર કદીભી બેસવા દેવું નહી, યા તેને બેસાડવાની કાંઇભી હિલચાલ કરવી નહી.

આ જાતની તાપમાં દરદીના ખોરાક ઉપર તેના સારા થવાનો મોટો આધાર રેહ છે. ટાઇફૉઇડ અને મેલેરિયલ તાપમાં દરદીની જેવી રીતે સારવાર કરવામાં આવે છે, અને જે જે કિસમના ખોરાકો તેવાં દરદીઓને આપવાની સુચનાઓ આગલાં પત્રોમા જણાવી છે, તેજ રીત આ રિમીટંન્ટ ફીવરના દરદી માટે અખત્યાર કરવાની ખાસ ભલાંમણ કરવામાં આવે છે.

## રિમીટંન્ટ તાપના નવા નવા ઇલાજો.

આ કાતીલ તાપના કાતીલ ઇલાજો ઘરગટ્ટુ સારવાર કરનારથી બની શકે એમ નથી. તેવાં ઇલાજો તો જોખમદાર તબિબનેજ હાથે થવા ઘટે છે. તોપણ સમજદાર વાંચકોની જાણ માટે, નવા નવા ઇલાજો તરીકે વપરાતી દવાઓનું એક ટિપણું અતરે રજુ કરેલું નકામુ કેહવાશે નહી.

૧. એસીડ ફેનૅટિદીન. (Acetphenetidin).

૨. અસીડ સેલિસિલીક. (Acid Salicylic).

૩. ટિંકચર એકોનાઇટ. (Tincture Aconite).

૪. એન્ટીપાઇરીન. (Antipyrine).

૫. આર્સનિક ટ્રાઇઓક્સાઇડ. (Arsenic Trioxide).

૬. ડાયોનિન. (Dionin).

૭. યુક્કુઇનિન. (Enquinine).

૮. કુઇનિન (દિવસમાં ૨૦ થી ૩૦ ગ્રેન, એક યા બે વખત.)

મિત્ર, આ ઇલાજોની ટીપ હજી લંબાવી શકાય એમ છે, પણ તે સઘવી અતરે રજુ ન કરતાં, નમુના તરીકે થોડાંક નામોનીજ નોંધ અતરે ટપકાવી લિધી છે.

લા૦ દુવાગીર,

D. H. P.

—(o)—

# પત્ર ૧૧ મું.

## લેજો અને ના લેતાં.

**DIET ALLOWED AND FORBIDDEN.**

સુજ્ઞ મિત્ર—

દરદીને લાગુ પડેલી એકાદ બિમારી દરમિયાન, કેવો ખોરાક દરદીને આપવો, અને કેવો ખોરાક નહી આપવો એ એક ઘણોજ અગત્યનો સવાલ થઇ પડે છે. અલબતાં દરદી અગર જો કોઇ તબિબની સારવાર હેઠળ હોય છે, તો તેના તબિબની સલાહ પ્રમાણે દરદીને ખોરાક તરીકે શું

આપવું અને શું નહી આપવું, તેનો ખ્યાલ તે સારવાર કરનારને આપે છે. પણ તબિબની ગેરહાજરી દરમિયાન ઘરના માનસોની માહિતી માટે થોડાંક સાધારણ દરદોમાં દરદીએ 'શું શું લેવું' અને 'શું શું નહી લેવું' તેની એક ટીપ અતરે આપેલી ફોકટ જશે નહી.

ડાયાબિટીસ:—(મિઠ્ઠી પિસાબનું દરદ).

**લેજો:**—**સુપ.** કોબી જાતના માસનો સુપ, પરંતુ તે અતી ઘણો પતલો હોવો જોઇએ. ચરબી વગરનું ગોસ. મચ્છી. ચિકન.

**ઇંડાં:**—માખણ, ચીઝ, ચાહે, અને કૉફી ખાંડ વગર લેવી.

**તરકારી:**—સઘળી જાતની તાજી તરકારી, તેમાં મુખ્ય કરી કોબી, સલગમ, કાકડી, મુળા, કાંદા અને ભીંડા.

**ખાંડ:**—ચાહે અને કૉફી જો મિઠ્ઠી બનાવી પીવી હોય, તો ખાંડને બદલે હંમેશાં 'સેકરીન'નો ઉપયોગ કરવો.

**પાઉ:**—ગ્લુટનમાથી ખાસ બનાવેલું ખાવું.

**કસ્ટર્ડ:**—ખાંડ વગરનું લેવું.

**પીણું:**—પાણી; છાસ; કલેરેટ; શેરી અને બરગનડી.

**ફળ ફળાદી:**—સઘળી જાતના 'એસીડ-ફ્રુટ'; લીંબુ અને મોસંબી.

**ના લેતાં:**—પાંઉ, બિસ્કીટ અને ટોસ્ટ; બટાટા યાને પટેટા; ચાવલ; કોર્નફ્લોર; સેગો (સાગુ ચોખા.); આરારૂટ; ટાપીઓકા વિગેરે ના લેતા.

*તરકારી:—લીલી તરકારીઓમા, ગાજર, ગ્રીન પીસ યાને વટાણાની સીંગ; બિટ રૂટ; ટૉમેટો; ફ્રેન્ચ બીન ના લેતા.

પીણું:—શરબત; મુરબ્બો; મિઠાં ફળ; ચોકોલેટ; મિઠો દારૂ, કોકો, મિઠું દુધ, પેસ્ત્રો, પુડીંગ્સ; મધ અને આઇસ ક્રીમ વિગેરે ના લેતા.

પ્રાઇટસ ડિઝીસ:—ગુરડાનો સોજો.

લેજો:—તાજી મચ્છી સેહલથી જરપત થાય તેવી લેજો.

ગોસનો ખોરાક:—મટન; હેમ; ચીકન, શેકાર વિગેરે લેજો.

અનાજ:—ઘંઉ; ચાવલ; પાંઉના ટોસ્ટ અને ઓટ મીલ લેજો.

તાજી તરકારી:—કોબી; સલગમ; *વોટર ક્રેસીસ, *લેટયુસ, સેલરી* અને મોટે ભાગે સઘળી સેહલથી હજમ થાય એવી તાજી તરકારીઓ ખાવી.

મુખવાસ:—કસ્ટર્ડ અને દુધમા બનાવેલાં પુંડીગ્સ ખાવા.

પીણું:—પાણી છુટથી પીવું; લિથીયા-વૉટર; ગરમ પાણી, છાસ વિગેરે પીવાં.

ના લેતાં:—સુપ; તરેલી મચ્છી; પૉર્ક; કેકસ; પટેટા, બેરી; વટાણા અને વાલ વિગેરેનો ઉપયોગ કરવો નહી. એ ઉપરાંત મસાલેદાર પકવાનો; આઇસ ક્રીમ; દારૂ; કાફી, તમાકુ વિગેરે લેવાં નહી.

કૉન્સ્ટીપેશન:—(કબજીઆતનો મરજ).

લેજો:—મટન અને ચીકનનો સેરવો યાને સુપ; તાજા ગોસના પકાવેલાં પકવાન; મુરગી અને શેકાર વિગેરે ખાવા

*આ સઘલી ઇંગરેજી તરકારીઓ છે, અને તે મુંબઇમાં ઉગાડવામાં આવતી નથી, પણ પુનાની આબો હવામાં એ ઉગાડવામાં આવે છે, અને મુંબઇની કરાફડ માર્કેટમાં તે ખડી ખાંમદારમાંજ મલી શકે છે, કેમકે ઇંગરેજોમા એ તરકારીનો મોટો ખપ હોવાને લીધે તે તુરતાતુરતજ વેચાઇ જાએ છે.

**મચ્છી:**—દરેક જાતની મચ્છી ખાવી.

**અનાજ;**—બ્રાઉન બ્રેડ (પાંઉ). ઓટ મીલ, બ્રેન-બિસ્કીટ; જીંન્જર બ્રેડ વિગેરે ખાવાં.

**તાજી તરકારી:**—સઘળી જાતની તાજી તરકારી જેમાં પાણીનું પ્રમાણ વધારે હોય. બનતાં સુધી એવી તરકારી સોજા' 'સેલેડ-ઓઇલ' સાથ ખાવી. કાંદા, તાજાં અંજીર; આમલી સાથ બનાવેલી કાંદા અને ટોમેટોની કચુંબરનો ઉપયોગ કરવો.

**ફળ-ફળાદી:**—તાજાં અંજીર; પ્રુન્સ: સપરચંદ સુકો મેવો, દરાખ; નારંગી.

**પીણું:**—ખોરાક ખાધા પછી તુરતજ પાણી પીવું. ખોરાક લેવા આગમજ એક કપ ગરમ પાણીનું પીવું.

**ના લેતાં:**—સઘળી જાતનું આંથેલુ ગોસ, અને આંથેલી મચ્છી; દુધ; વાલ અને વટાણા; તાજાં તેમજ સુકકાં અચાર; પેસ્ટ્રી; ચાહે; જીન, બ્રેન્ડી, વિગેરે લેવાં નહી.

**ડાયરિયા:**—( પેટનો મરજ. પેટ આવવાં ).

**લેજો:**—ટોસ્ટ પાંઉના; ચાવલ બાફેલા; તાપીઓકા; 'હાર્ડ બૉઇલ્ડ' ઇડાં; કારી; ભુંજેલા ચોખાની કાંજી; આરારૂટની કાંજી; ચાહા; બ્રેન્ડી અને પાણી વિગેરેનો ઉપયોગ કરવો.

**ના લેતાં:**—સુપ; સેરવો; તાજી રોટલી; તાજી તરકારી, અને ફ્રુટ. મિઠાસવાલી કોઇબી ચીજ; મચ્છી કોઇબી જાતની કોઇબી રીતે પકાવેલી; મટન કે કોઇબી જાતનું ગોસ, વિગેરે.

☞ જો બિમારી સખત પ્રકારની હોય, તો જેબી કાંઇ ખોરાક તરીકે લેવું હોય, તો લાંબે વખતે લેવું.

ફીવર્સ:—( જુદી જુદી જાતની તાપ ).

લેબો:—મટનનો સેરવો; ચીકનનો સેરવો; (ઘણોજ પતલો અને સેહલથી હજમ થાય એવો ખાસ બનાવવો).

અનાજ:—આરારૂટની કાંજી; ઓટ મીલની પતલી કાંજી; ( જો ઝાડો કબજ હોય તો ); બાફેલા ચાવલ અને દુધ વિગેરે.

પીણું:—પીવાનું પાણી મન ભાવે તેટલું આપવું; ચોખાની પેજ; સંતરા અને મોસંબીનો રસ; ચાહે ( કુમળી ); દુધમા લાઇમ-વૉટર ભેલીને; તબિબની ભલાંમણ પ્રમાણે બ્રેન્ડી અને વિહસ્કી.

ના લેતાં:—કોઇબી જાતનો નકકર ખોરાક તબિબ ફરમાવે ત્યાં સુધી લેવો નહી; ટાઇફૉઇડ ફીવરનાં દરદી માટે એ વિશે ખાસ ધ્યાન રાખવું, અને દરદીની તાપ 'નૉરમલ' થયા પછી બે અથવાડીઆં સુધી તો સેહજબી નકકર ખોરાક આપવામાં મોટો જોખમ સમાયલો છે.

રહ્યુમેટિઝમ:—

લેબો:—સહેલથી હજમ થાય તેવી મચ્છી. મટનનો ખોરાક દિવસમાં ફક્ત એકજ વખત, અને બનતાં સુધી ઓછો લેવો. ચીકન, ઇડાં, અને શેકાર લેવા.

અનાજ:—ચોખાની રોટલી; ઘઉની રોટલી; 'બ્રાઉન-બ્રેડ'; સેગો (સાગુ ચોખાનું પુડીંગ).

તાજી તરકારી:—કૉલી ફ્લોવર; કાંદા; સેલેડ; ટામેટા; કોબી; મુળા; વિગેરે.

**ફળ-ફળાદી:**—સઘલી જાતની એસીડવાલી ફ્રૂટ, નારંગી, મોસંબી, કમળા, સંતરા વિગેરે.

**પીણું:**—પાંણી; ચાહ; 'વેહકી-વૉટર;' કલેરેટ (નરમ કરીને); છાસ; દુધ (લાઇમ–વૉટર ભેલીને); લાઇમ જ્યુસ વિગેરે. (બાજે વખત તબિબો ફકત દુધનાજ ખોરાક ઉપર દરદીને રાખવાની ભલામણ કરે છે).

**ના લેતાં:**—કોઇબી જાતની તલેલી કે રાંધિલી મચ્છી; પૉર્ક; પટેટા; મિઠાસવાલી તેમજ આટા (Starch) ની બનાવટવાલી વસ્તુઓ, જે આગલ જણાવી છે. પેસ્ત્રી, ગ્રેવી અને મસાલાવાલાં પકવાંનો; કોઇબી જાતની તલેલી વાણીઓ. પીણાં તરીકે બીઅર, માલ્ટ લિકર, અને મિઠાસદાર વાઇન વિગેરે લેવાં નહી.

☞ આદમી જાતના શરીરને લાગુ પડતાં સંખ્યાબંધ દરદોમાં દરદીએ શું ખાવું, અને શું નહી ખાવું, તે વિશે લંબાણ વિવેચન મેં જીવન--શાસ્ત્રવાલાં મ.રાં પુસ્તકમાં વિગતવાર કરેલું છે.

લી૦ દુવાગીર,

D. H. P

—(o)—

# પત્ર ૧૨ મું.

## માસ્તરબેશન.

## AUTO—EROTISM.

## એ ઈલ્લતનો ભયંકાર ચિતાર!

માનવંત રફીક—

આ પુસ્તકના પાંચમા પત્રમાં લખેલી સ્વ-સ્નેહવાલી બાબદ હવે હું તમારી આગલ કાંઇક વૈદક શાસ્ત્રને આધારે રજુ કરૂં છું.

મિત્ર, આપણા દેશમાં આ દુઃખદાયક પિડાકારીને ભેભાગુ ઉંટવૈદુ કરનારાઓ અતી ઘણું ગંભીર પ્રકારનું રૂપ આપી, દરદીઓને તેઓ ગભરાવી ભંભેરે છે, અને કોઇબી રીતે એ પિડાકારી માટે પોતાના ઇલાજો મોંઘી કિમતે ખરીદવાની તેમને લલચાવે છે. આ સબબને લીધે, એ પિડાકારીને તેના ખરા આકારમાં ભોલાં અને અજ્ઞાન દરદીઓની જાંણ માટે અતરે રજુ કરેલી બેશક પ્રસંગોપાત થઇ પડશે, એવું હું ધારૂં છું.

### એક ભયંકાર બદીનો ભયંકાર ચિતાર!

આ હિનપસ્તીભરી બદી કાંઇ આપણાજ દેશમાં ફેલાયલી નથી. યુરપ અને અમેરીકાના સ્ત્રી—પુરૂશોમાં તેનો ફેલાવો મોટા વિસ્તારમાં થાયલો વિદ્દવાંન તબિબોની નોંધ ઉપરથી જણાઇ આવે છે. કોમળ ઉંમરના ઉઘરતાં જવાંનો, સ્ત્રી તેમજ પુરૂશોમા, એ બદી ફેલાયલી નોધાઇ છે. જરમનીમા એ બદીનો ફેલાવો અતી મોટા વિસ્તારમા થાયલો 'બરૂગર' નામના વિદ્દવાંને જાહેર કીધો છે, કે જે 'નર્વસ ડીઝીસ'ના દરદોનો એક ખાસ 'સ્પેશ્યાલિસ્ટ' હતો. તેનાજ શબ્દોમા એ વિશે તે બોલતો

જણાવ્યો છે કે:— "99 per cent of young men and women, masturbate occasionally, while the hundredth conceals the truth; and Hermann Cohn appears to accept this statement as generally true in Germany" (*Psychology of Sex, Vol. I*)

સ્કુલોમાં શીખતાં જવાંનોમાં આ બદીનો મોટો ફેલાવો થતો નોંધાયો છે. રગબી સ્કુલના વિદ્વાંન તબિબ ડયુકસે એવી નોંધ લીધી છે, કે 'બોર્ડીંગ–સ્કુલ'ના ૯૦ થી ૯૫ ટકા જવાનોને એ લત લાગેલી હોય છે. એવીજ ગણત્રી પુરૂષોના બાબમા યુરપ અને અમેરીકાના તબિબોએ કરી છે, અને મોટે ભાગે તેઓ એક સરખી રીતે એ વિશે એકમત થતા જણાયા છે. પણ સ્રીઓ કાંઇ એ બદીથી બચી ગઇ નથી. મોરાલિઆ નામના તબિબે, ઇટલીની હલકા વર્ગની ર૦૦) સ્રીઓની તપાસ કરતાં તેણે જાણ્યું, કે બસોમાંથી ૧ર૦ સ્રીઓને એ બદી લાગુ પડી હતી, અને તેઓ માહેલી કેટલીક સ્રીઓ લાંબી મુદત સુધી એ બદીને વશ થઇ પડી હતી. રોમ દેશની જવાંન ઉંમરની છોકરીઓ માટે પ્રખ્યાત વિદ્વાંન લેખક 'હેવલોક એલીસ' નિચલી ટીકા કરે છે:—

"Niceforo, who knows a special knowledge of the working girl class at Rome, states that in many milliners' and dressmakers' workrooms, where young girls are employed, it frequently happens that during the hottest hours of the day, between twelve and two, when the mistress or fore-woman is asleep, all the girls without exception give themselves up to masturbation." †

† **Psychology of Sex. H. Ellis. Vol. I.**

આ બદીની ઇલ્લતનો હેવાલ કાંઇ એટલેથીજ પુરો થતો નથી. એ ઇલ્લતના ગુણ દોશ ઉપર વિદ્વાંનોએ પુસ્તકોની હારમાળા ગ્રથેલી આપણા જોવામાં આવે છે, અને તે વાંચ્યા પછી આપણને ખિયાલ આવે છે, કે દુનિયાના લગભગ દરેક મુલકમાં એ ઇલ્લત સ્ત્રીઓ તેમજ પુરૂશોમાં ફેલાએલી છે; એટલુંજ નહી પણ નિરદોશ બાળકો પણ વગર સમજવે, એક યા બીજાં કારણે એ ટેવને વશ થઇ પડે છે.

## સ્ત્રીઓ એ બદીમા પુરૂશો કરતાં વધારે પ્રમાણમાં પડવાનું કારણ.

પણ એક હાથ ઉપર જ્યારે આ ઇલ્લતના ફેલાવા માટે તબિબો ઉપલો હેવાલ રજુ કરે છે, ત્યારે બીજા હાથ ઉપર કેટલાક જાણકારો જુદીજ કિસમના અનુભવ દરશાવે છે. 'રિસોટ' ભાર મુકી જણાવે છે, કે એ ઇલ્લત સ્ત્રીઓમાં અકસર કરી વધારે ફેલાયલી હોય છે. બીજો એક લેખક એ મતથી જુદો પડી લખે છે, કે પુરૂશોમાં એ પિડાકારી ઘણીજ સાધારણ હોય છે. જાણીતો અમેરીકન તબિબ કેલોગ લખે છે, કે એ ઇલ્લત છોકરાઓ તેમજ છોકરીઓને એક સરખી રીતે લાગુ પડેલી હોય છે. આ ઇલ્લત વિશે વધુ લંબાંણ નહિ કરતાં, એટલું જાણવું જરૂરનું છે, કે એ બદી ગરીબ તેમજ માતબરમાં એક સરખી રીતે ફેલાયલી જણાઇ છે. ફ્રાંન્સના એક જાણીતા તબિબ માટે હેવલોક એલીસ લખે છે કેઃ—"Pouillet who studied the matter with considerable thoroughness in France, come to the conclusion that masturbation is commoner among women, among whom he found it to be equally prevalent in rich and poor, and especially so in the great centres of civilization."

આ બુરી હાલત એક વખત લાગુ પડ્યા પછી તે જવલેજ છુટી શકે છે. ઇટાલિયન તબિબ મુરાલીયા એવું મત ઉચારે છે, કે એ હાલતમાં પુરૂશો કરતાં સ્ત્રીઓ વધારે પ્રમાણમા સપડાય છે, તેનું વૈદકશાસ્ત્રને આધારે એક ઘણુજ મજબુત કારણ એ છે, કે "પુરૂશોમાં પ્રેમને જાગરૂત કરવાનુ જ્યારે એકજ મથક (Centre)–લિંગ–(penis) હોય છે, ત્યારે સ્ત્રીઓમાં એવાં અનેક મથક (Centres) હોય છે.†

## પુરૂશના પ્યાર તરફ અભાવ ધરાવનારી સ્ત્રીઓ!

પણ મિત્ર, આ લખાણ ઉપરથી એમ સમજવું નહિ, કે સઘલીજ સ્ત્રીઓ આ હિનપરસ્તીભરી બદીમાં સપડાયલી હોવીજ જોઇએ. એક હાથ ઉપર જેમ અકાળ જવાંનીવાલી સ્ત્રીઓ, એક યા બીજાં કારણે એ ટેવમાં લીન થઇ ગયેલી જેમ વિદ્વાંનો જણાવે છે, તેમ બીજા હાથ ઉપર ઘણીક સ્ત્રીઓને પુરૂશના સ્નેહ માટે મજબુત અભાવ હોય છે. સ્ત્રીની એવી હાલતને તબિબી ભાશામા સેક્ષ્યુઅલ એનિસ્થિયસ્યા* (Sexual Anæsthosia) કેહ છે. એ એક દરદી હાલત કેહવાય છે. એવી સ્ત્રીઓમાં પ્રેમ કે લાગણી કદીબી જાગરૂત થતી નથી; તેઓ એ હાલતમાં કદીબી ધ્રસતી નથી, અને કદીબી કોઇબી પુરૂશની મરજીને ભાવથી કે અભાવથી શરણ થઇ શકતી નથી. એવી સ્ત્રીઓ "માટીના પુતલાં" જેવી સિથીલ અને મંદ હોય છે. આ 'સેક્ષ્યુઅલ એનિસ્થિયસ્યાંની બિમારી પુરૂશોને પણ લાગુ પડે છે, અને તે વિશે પુરૂશ-શાસ્ત્રવાલાં મારાં પુસ્તકમાં હું કાંઇક લખી ગયો છું. સ્ત્રી તેમજ પુરૂશો જ્યારે એવી હાલતમાં આવી પડે છે, ત્યારે બિજા શબ્દોમાં બોલતાં તેઓ 'કામભ્રષ્ટ' થઇ જાય છે.

† આ મથક ઘણેભાગે તબિબી વિધામા ક્લીટોરિક્સ, વિજાયના, ગુદરસ અને બ્રસ્ટ વિગેરે જણાવેલાં છે. કરતા.

* જુવો વધુ વાંચણ માટે કરતાનું લખેલું પુરશ-શાસ્ર. પાનું ૧૨૦ મું.

## પુરૂશ માટે પલખાં મારતી સ્ત્રીઓ !

**Man-Mad Woman.**

પણ બીજા હાથ ઉપર સ્ત્રીઓમાં જ્યારે એ કુટેવ જડ ઘાલી બેસે છે, ત્યારે ઘણીકવાર તેઓમા કામનો જવાળા એવોતો પ્રગટી નિકલે છે, કે તેઓની ચલન એક જાતની જાહેર પીડા સમાન થઇ પડે છે. એવી સ્ત્રી, ઓને તબિબોએ મેન-મેડ-વુમન યાને પુરૂશના પ્યાર માટે પલખાં મારતી સ્ત્રીઓની ઉપમા આપી છે.†

## 'માસ્ટરબેશન'ની ઇદ્દલત બાળકોને લાગુ પડવાના કારણો.

જવાંન બાળકોમાં ઘણીક વાર એ ઇલ્લત લાગુ પડેલી માલમ પડી છે. કેટલીક વાર એ ઇલ્લત બાળકોના ગ્રાનતંતુને લાગુ પડેલી કાંઇક ખાંમીને લીધે હોય છે, જે માહેલી એક 'અકાળ જવાની' જેને ઇંગ્રેજીમાં Precocity કેહ છે, તે ખાંમી હોય છે. એ ઉપરાંત નિચલી પિચકારીઓ પણ એ ઇલ્લતના કારણ થઇ પડે છે. ફાઇમોસીસ (Phimosis) યાને ઇન્દ્રીના મુખ ઉપરની ચામડીના છિદ્રનું ઘણુંજ બારીક હોવું. બેલેનાઇટિસ (Balanitis) યાને ઇન્દ્રીના મુખ અને તે ઉપરની ચામડીનો સોજો. એડહિયરંન્ટ-પ્રેપ્યુસ (Adherent-prepuce) યાને ઇન્દ્રીના મુખ ઉપરની ચાંમડીનું વળગી જવું. સ્ટોન-ઇન-ધી-બ્લેડર. (Stone in the bladder)યાને પિસાબના પુકામા પત્થરી. રિટેન્ડ-સ્મેગ્મા (Retained smegma) યાને પિસાબની ચામડીમા મેલનુ જમાવ થવું. અનક્લીન્લીનેસ (Uncleanliness) યાને ઇન્દ્રીને સાફ નહી રાખવી. એ ઉપરાંત બાળકની ઇન્દ્રી ઉપર, તેમજ તેની આસપાસની જગ્યા ઉપર ખુજલી થવી; બાળકના સફરામાં કરમ થવા, વિગેરે કારણોથી નાહના બાળકોને પણ એ ખરાબ ટેવ લાગુ પડે છે.* વળી કૉન્સ્ટીપેશન (Constipation) યાને કબજીયાતથી પણ એ ટેવ લાગુ પડે છે.

† Ivan Bloach. * Sexual Disorders, By Taylor.

એ ઇલ્લત ઘણીક વાર ઓધે ઉતરતી હોય, એમ પણ તબિબોને જણાયલું છે.†

સફરામાં કરમ થવાને લીધે બાળકની ઇન્દ્રી ઉશ્કેરાઇ સતેજ થાયે છે, અને તેથી બાળકને એ ટેવ પડવાનો ગોટો સંભવ રેહે છે. પિસાબના ફુકકામાં પત્થરી થવાથી પણ એવીજ અસર ઇન્દ્રી ઉપર થાય છે. ઉપલાં દરદો ઉપરાંત, હલકી જાતની અને ભ્રષ્ટ નિતીની આયા દાયાઓને સ્વાધિન નાહના બાળકોને કરવાથી, બાળકોને રડતાં અટકાવવાને માટે એવી આયાઓ કાંઇક અનીતીભરી યુકિત બાળકો ઉપર ચલાવે છે, જેથી એ કુટેવનો છાપ કોમળ બાળકો ઉપર બચપણથી પડે છે. આ ઉપરથી બદી વેશ્રાતમા જ એજ હોવાનું તબિબી દફતરે નોંધાયલું છે. *

મિત્ર મેહરબાન, નાહના બાળકોના માતપીતાની જાણ ખાતર, જે નાહના બાળકોને આ કુટેવ લાગુ પડેલી હોય છે, તે બાળકો કેવી રીતે વર્તે છે, અને તેઓ કેવા ચાળા કરે છે, તે વિશે પ્રખ્યાત તબિબ ટેલર નિચલો ઇશારો કરે છે :— "As a rule these subjects are seen to constantly handle their genitals and to produce erections, and they commit the self-abuse by peculiar movements of the thighs, by rubbing up against firm objects, or by rubbing on their stomachs on the floor"

## અમુક જાતની કસરતથી જવાનોને લાગુ પડતી 'માસ્ટરબેશન' ની ઇલ્લત.

વળી આ બાબદ જવાન છોકરાંઓના વાળી તેમજ મા બાપોએ સુધી જવી જોઇતી નથી, કે કસરતશાળાઓમાં શરીરની ખિલવણી કરવા માટે થતી કેટલીક કસરતો માહેથી અમુક જાતની કસરતથી પણ

† Sexual Life of Our Time, By Ivan Bloch.
* Sexual Disorders, By Taylor.

આ હરામ ઇલ્લતને વશ થઇ પડવાનું ચેટક, યા તો ભાન જવાંનોને લાગુ પડવાનો સંભવ રેહ છે. દાખલા તરીકે હિચકા ખાવાની ( Swinging pole), તથા સરી પડવાની (Sliding down) કસરતો માટે ખાસ ઇશારા તબિબી દફતરે નોધાયા છે.

## જવાંનો કેવી રીતે નામર્દ બને છે.

જે જવાંનો જવાંનીમાં આવ્યા પછી આ ઇલ્લતને વશ થઇ પડેલા હોય છે, અને જેઓ એ બદીને કદીબી છોડી શકતા નથી, તેઓ રફતે રફતે પોતાની મરદી એટલી હદ સુધી ખોઇ દીયે છે, કે તેમનું ગુપ્ત શરીર બિલકુલ મંદ પડી જાય છે, અને સેવટે જયારે તે બિલકુલ જાગરૂત થતું નથી, ત્યારે તેને જાગરૂત કરવા માટે, દરદી પોતાના મુત્ર માર્ગવાલી નળી (urethra) મા નરમ વળી શકે એવી કોઇ લાંબી અને બારીક વસ્તુ દાખલ કરી, પોતાની લાગણીઓને ઉશ્કેરી, તે પોતાની ઇચ્છાને સંતોશ પમાડે છે. મિત્ર, અતી ખેદ સાથે કેહવું પડે છે, કે એવા દરદીઓ 'નામર્દ' બની જાયે છે, અને કુદરતી કાંમ વાસના (Normal sexual desire) પાછલથી તેઓમાં બિલકુલ રેહતી નથી. એ સબબને અંગે તેઓ પોતાની હિંમત ખોઇ બેસે છે; કોઇબી મિત્રની સંગતમાં ફરવું-હરવું, હસવું, બોલવું કે ભેલાવું તેઓને ગમતું નથી; અને મોટે ભાગે તેઓ એકલા એકાંતમાં રેહવું વધારે પસંદ કરે છે.

આ ઇલ્લતમાંથી ઉત્પન્ન થતી આવી હાલત ઉપરથી, તબિબો એકમત થયા છે, કે જનંન શરીરના જુદા જુદા ભાગો તેમજ જ્ઞાનતંતુ ઉપર જે ખરાબ અસર ઉધરતી ઉંમરના જવાંનો ઉપર થાય છે, તેટલી અને તેવી ખરાબ અસર, વૃધ યાને મોટી ઉંમરના દરદીઓ, જેઓ મોટી ઉંમરે પુગ્યા પછી એ ઇલ્લતના શોખને વશ થાય છે, તેઓ ઉપર થતી

નથી. એનું કારણ એજ સમજાય્યું છે, કે જવાનોમાં જ્યારે જંનન શરીરના ખિલવાની શરૂઆત થવા માંડે છે, ત્યારે આવી જાતની કુટેવથી તેમના જ્ઞાનતંતુ (Nervous system) અને ગુપ્ત શરીરના જુદા જુદા ભાગો જે રીતે જોખમાય છે, તેટલા બધા મોટી ઉંમરના પુરૂશોના ગુપ્ત ભાગો એ ઇલ્લતમાં પડ્યાથી જોખમાતા નથી.

આ ઇલ્લત માટે તબિબોએ કરેલી શોધ અને તેઓના અનુભવની નોંધના દાખલા જ્યારે વૈદક દફતરે નોંધાયલા આપણુ વાંચ્યે છૈયે, ત્યારે એ બદીની ઇલ્લત કેવી ખુવારી ભરી છે, તેનો કાંઇક આપણુને ખ્યાલ આવે છે. આગલ લખ્યા પ્રમાણે જેમ પુરૂશો તેમજ સ્ત્રીઓ પણ એ ઇલ્લતમાં ડુબેલાં માલમ પડે છે. આપણા દેશમાં એ ખુવારીભરી ઇલ્લત કેટલી જડ ઘાલી બેઠી છે તે આપણુ જાણતાં નથી, પણ વૈદક શાસ્ત્રમા નજર કરતાં જણાય છે, કે એ ઇલ્લત પ્રથ્વીમાં વસ્તી લગભગ સઘળી પ્રજાઓમાં અસલથીજ દાખલ થઇ છે. ઇ૦ સ૦ ૧૮૬૨ના સાલમાં, જરમન સ્ત્રીઓમાં આ ઇલ્લત ઘણીજ મોટાં પ્રમાણુમાં દાખલ થયેલી જણાઇ હતી. એ ઇલ્લતમા ફસેલી કેટલીક સ્ત્રીઓના પ્રસવ-માર્ગ (Vagina) માંથી અનેક વસ્તુઓ તબિબોને મળી આવેલી તબિબી દફતરે નોધાઇ છે. પ્રખ્યાત તબિબ બ્લોશ, પોતાના એક પુસ્તકમાં એના સંબંધમાં નિચલી નોંધ લખે છે :

" * * * Most frequently, articles in every day use are employed for auto-erotic gratification. * * * * In our own part of the world, cucumbers, carrots, and beetroots. Further in the vagina and bladder have been found pencils, sticks of sealing wax, empty reels, bodkins, knitting-

needle-cases, compasses, glass stoppers, candles, corks, * * * and with especial frequency hair pins * * * * In the year 1862 masturbation with the aid of hairpins was so widely practised in Germany, that a surgeon invented a special instrument for the removal of hairpins from the female bladder! At the present day this hairpin masturbation is extremely common. *"

આ બિના જાણીતી છે, કે આ હરામ ખલ્લતથી સ્ત્રી-પુરૂશોની થતી ખરાબીના બાબમાં વિદ્વાન તબિબોના મત એક બીજાથી જુદાં પડે છે. પણ તે સઘળું અતરે દરશાવી હરદીનું ચીત ચકભમ કરવાની જરૂર નથી. અમુક વિચાર બાંધી બેઠેલા તબિબો, જેઓએ એવી જાતની દરદી સ્ત્રીઓની સારવાર અને ઇલાજ કરવાનો લાંબો અનુભવ મેલવ્યો હતો, તેઓ એવા મજબુત અભિપ્રાય તબિબી દફતરે નોંધાવી ગયા છે, કે અમુક સંજોગ વચ્ચે કેટલીક સ્ત્રીઓને, અમુક જાતની બિમારી પ્રસંગે, આ કુટેવને અમલમાં મુકતાંજ તેઓને મોટો ફાયદો થતો હતો*. આ બિના અતરે ખુલાસા વાર ખુલ્લી કરવાની એટલાંજ માટે જરૂર નથી, કેમ કે અજ્ઞાન સ્ત્રીઓના હાથમાં તે ભેદ જોખમ ભરેલો થઇ પડે, અને નિરદોશ સ્ત્રીઓમાં એ ખલ્લતનો ફેલાવો થતો અટકે.

આ ખલ્લતના સંબંધમાં અતી ઘણું મનન કરવા જોગ સાહિત્ય, ઇંગ્રેજી વૈદક શાસ્ત્રના દફતરોમાં જોવામાં આવે છે, અને તેથી એવાં સેવટ ઉપર આપણ સેહલથી આવી શકયે છૈયે, કે એ ખલ્લતથી આદમીની

* Sexual Life of Our Time By Ivan Bloch M. D.

દેહની નાશકારક ખરાબી થાય છે, અને ઉધરતી ઓલાદના બંને જાતીના જવાંનોને તે ધુલ્લતમાંથી બચાવી લેવાની દરેક માનસની ફરજ છે.

## ભાંડ-ભાશાવાલાં પ્યારના પત્રો!

### Eroto-Graphomania.

દુ:ખ દરદોને લીધે લાગુ પડતી એ ધુલ્લત વિશે લખ્યા પછી, એક બિજું નતીજ કિસ્મનું કારણ જે વિદ્વાન તબિબ 'ફ્રોઇદ' એ ધુલ્લત વિશે જણાવે છે, તે બંને જાતીના જવાંનાને 'પ્યારના પત્રો'મા ભાંડ ભાશા લખવાનું છે. બંને જાતીના બાળમાં કોઇક વાર એ કારણ હસ્તી ભોગવે છે. અલબતાં પતી-પતનીના બાબમા અરસપરસની ખાલેસ મોહબ્બતમાં લખાતાં પત્રો વિશે આ ઇશારો થઈ શકેજ નહી, પણ જેઓના મનની હાલત બગડેલી હોય છે, તેઓજ એવાં પત્રોમા ભાંડ ભાશાનો ઉપયોગ કરે છે! એ એક જાતની મનની બગડેલી સ્થીતી કેહવાય છે. તબિબી ભાશામા એને 'એરોટો-ગ્રાફોમેનિયા'* કેહ છે.

## 'માસ્ટરબેશનથી' શું શું પરીણામો આવે છે.

### Physical Consequences of Masturbation.

મિત્ર, એ બુરી ટેવ કેવી અને કેટલી નાશકારક છે, તેનો ખ્યાલ એ બદીમાં લીન થઇ પડેલાંઓ કયાંથી જાણે! એના પરીણામ ઘણુંજ

---

* વિદ્વાન તબિબ આઇવાન બ્લોશ એ વિશે નિચલા શબ્દોમાં ખુલાસો કરે છે કે:—" There are numerous men and women who induce their lovers-male and female, as the case may be——***to write to them letters with a sexually stimulating contents; or also, as very frequently occurs, they themselves write such letters, containing numerous obscenities.* * * "

ભયંકાર હોય છે, અને તે સઘળાં એ ટેવ જડ ઘાલી બેઠા પછી, અસુરેથી લાગુ પડે છે.

પ્રથમ તો એ ટેવની અસર દરદીની આંખ્યો ઉપર થવા માડે છે, અને ધીમે ધીમે આંખની રચનામા જ્યારે મોટો ફેરફાર થઇ રેહ છે, ત્યારેજ દરદીને તેનું ભાન આવે છે. આંખ્યોનું લાલચોલ થઇ આવવું; આંખના ટોપચાંને ચંમક લાગુ પડવી ( Spasm of the eyelids ); નજર શકતી નબળી પડવી; આખ્યોથી ઉજાસ નહી જોઇ શકાય એવી પિડકારી ( Photophobia ) નુ લાગુ પડવું.

એ પછી દરદીનું 'હાર્ટ' જોખમાય છે, જેને એક જાણીતા તબિબે 'માસ્ટરબેટર્સ હાર્ટ' એવે ખાસ નામે જણાવેલું છે. આ પરીણામથી દરદીને ઘણી વેદના ખમવી પડે છે. અવાર નવાર છાતીમાં દુખારો અને ધબકારા થતા રેહ છે. વળી કોઇક વાર મગજની હાલત બગડે છે, અને કોઇક વાર તો દિવાનાપણુ પણ લાગુ પડે છે. આ સઘળાં પરીણામ જે દરદીમા એ ઇલ્લત જડ ઘાલી બેઠેલી હોય છે, અને જેઓ એ ઇલ્લત કેમે કરી છોડી શકતા નથી, તેઓમાં અસુરેથી પ્રગટી નિકળવાનો મોટો સંભવ રેહ છે.

## માસ્ટરબેશનની ઇલ્લતથી જનંન શરીરમા થતા ફેરફારોની વિગત. (ચિત્ર સાથે.)

**Local Changes in Genital Organs.**

હવે આ ઇલ્લતની બીજી બાજુ તપાસતાં શું માલમ પડે છે? આ ઇલ્લતથી સ્ત્રી તેમજ પુરૂશોના જનંન શરીર અંદર મોટા ફેરફારો થાય છે. આ સાથ આપેલાં ચિત્ર તરફ નજર કરશો તો માલમ પડશે,

## પ્રોસ્ટેટ ગ્લૅન્ડસ.




'પ્રૉસ્ટેટ ગ્લૅન્ડસ' જેમાં ધીમે ધીમે સોજો આવવા માંડે છે, તે જગ્યા.
જુઓ નંબર ૪.

કે પુરૂષોમાં 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' અંદર ધીમે ધીમે સોજો આવે છે. પુરૂષોને સ્પમેટોરિયા અને પ્રોસ્ટેટોરિયા વિગેરે બિમારી લાગુ પડે છે. બિજા હાથ ઉપર સ્ત્રીઓમાં એ હસ્તતથી લાગુ પડતી બિમારીઓમાં લ્યુકોરિયા, અને દસ્તાંનની બિમારીઓ ઉપરાંત બિજી અનેક ગુપ્ત પિડાકારીઓ લાગુ પડે છે. એ ઉપરાંત એ હસ્તતમાં પડેલી સ્ત્રીઓની અંદર આગલ જણાવ્યા પ્રમાણે ગુપ્ત સંસાર તરફ બેદરકારીની લાગણી ઉતપંન થાય છે.† એવી દરદી સ્ત્રિઓના જનંન શરીરની ચૈતનશક્તી, એ હસ્તતને લીધે મોટે ભાગે શૂન્ય મારી જાયે છે, એટલેતેઓમા ચૈતન ઉતપંન કરવા માટે તેઓના ગુપ્ત શરીરના અમુક ભાગોને ટટોલવું પડે છે. શરીરના આવા નાજુક ભાગોને તબિબી ભાશામાં 'એરોજીનિક ઝોન્સ' કેહ છે. એ 'એરોજીનિક ઝોન્સ' સ્ત્રી તેમજ પુરૂશો બંનેમાં હોય છે, જે માટે મે મારા પુરૂશ–શાસ્ત્રમા લંબાણથી લખ્યું છે.

શરીરના આ ભાગો માટે વિદવાન તબિબ ફ્રોસ્ટર સ્કોટ પોતાના એક પુસ્તકમાં નિચે પ્રમાણે લખે છેઃ-The primary erogenous area are: in man, the glans penis, and foreskin testicles; in woman the vagina, clitoris, cervix uteri, and nipples. Secondary, or artificial erogenous areas may pathologically exist in almost any locality in certain individuals, *e. g.*, in places in proximity to the genital organs and breasts, or in the anus; and many individuals have certain areas,–ears, lips, wrists, hands, feet, legs, etc.,— the manipulations of

† આ માટે જુઓ મારાં આગલાં પુસ્તકો સ્ત્રી-શાસ્ત્ર અને પુરૂષ-શાસ્ત્ર. કરતા.

which at the hands of the opposite sex may excite lustful feelings quite independently of evil intention." *

## જુદી જુદી જાતના માસ્ટરબેશન.

**Varieties of Masturbation.**

માસ્ટરબેશનની ઇલ્લતમાં જેઓ હદ બાહાર લીન થઈ પડેલા હોય છે, તેઓની હાલત સેવટે એટલી બધી તો દરદી અને નિર્બળ થઇ પડેલી હોય છે, કે તેઓ પોતાની જાગરૂત હાલતમા જ્યારેથી પોતાને મન ભાવે ત્યારે, તેઓ પોતાના મનનો વિલાસ ભોગવી, પોતાની કામિક લાગણીઓને તેઓ સતોષે છે. દરદીની એવી હાલતને તબિબી ભાશામા 'મેન્ટલ-માસ્ટરબેશન' (Mental Masturbation)ને નામે ઓલખાવી છે.

આ જાતના દરદીઓ પોતાની જાગરૂત હાલતમા, પોતાના મનમા હવસી ખ્યાલોને કલ્પી, તેઓ એક ખ્યાલી ચિતાર, પોતાની નજર સામે બનતો હોય એમ તેઓ ઉતપંન્ન કરે છે; અને તે ખ્યાલી ચિતાર ઉતપન્ન થતાંજ દરદીનો હવસ તેના દીલમા ઉસ્કેરાય છે, અને તેજ વખતે દરદીને 'ધાતુસ્રાવ' થાય છે. આ કમનસીબ દરદીની હાલત સુધારવી કે સુધરવી કેટલી મુશ્કેલ હોવી જોઈયે, તે વિચારવું સેહલ છે. એક વિદ્વાન તબિબ આવી જાતની ટેવમા પડેલા દરદીનો નિચલો દાખલો રજુ કરે છે:—

"One of my patients is also able to indulge in the pleasure of this 'ideal coitus' at any time. A quiet, comfortable position, either lying or sitting, is the preparatory measure necessary for success. Then he allows his fancy free rein, and dreams intensely—though consciousness

* Sexual Instinct, By Foster Scott.

is intact—that he is in the desired situation, until ejaculation takes place †"

એ યુકતીને 'મેન્ટલ મોસ્ટરબેશન' કેહ છે. એ મેન્ટલ-માસ્ટરબેશન ઉપરાંત આ ઇલ્લતને અમલમાં મુકવાની જે બિજી યુકતીઓ યોજવામા આવે છે, તે આગલ જણાવેલા જુદા જુદા 'એરોજીનસ એરિયાને ટટોળવાની યોજના છે. પણ મિત્ર, આ બાબદને લંબાણથી વિસ્તારી ચિતારવા જતાં, તે સાધારણ સંસારી જણોને સમજવી મુસ્કેલ થઈ પડે, માટે આ જીંદગીના જીવન જેવી કિમતી બાબદને, સાદી સમજવાલાંઓ, સમજી લઇ તે કેટલી બધી નુકસાંનકારક છે તેનો તેઓ ખ્યાલ કરી શકે, એમ માની હું એ બાબદના છેવટના ભાગ ઉપર આવવાની તજવિજ કરૂં છું.

## માસ્ટરબેશનથી મનને લાગુ પડતાં ઇરેદો.

૧. આ ઇલ્લતના પરીણામમા મનની હાલત ઘણીજ ખરાબ થઇ જાય છે. માનસના મગજમાં આવેલાં 'કામ સ્થાન'ની હાલત રોગીષ્ટ થવાથી, તેની સ્થિતી ઉશ્કેરાઇ જાય છે, અને દરદીનો કામિક જુસ્સો હમેશાં મોટે ભાગે જોશબંધ પ્રગટેલો રેહેછે. તબિબી ભાશામા, એ હાલતને નિચલા શબ્દોમા વર્ણવેલી છે:—"It destroys the normal sexual feeling, and substitutes for it inflamed passions and a hyper-excitability of the sexual functions.*"

૨. એ ઇલ્લતથી રીબતો દરદી પુરૂશ સ્ત્રીજાતથી દુર રેહતો જાય છે, અને તેના દીલમા સ્ત્રીજાત તરફ બેદરકારી, બેપરવાઇ અને ધિક્કારની લાગણી ઉતપંન્ન થાય છે.

† Psychopathia Sexualis. *Foster Scott, M. D.

૩. એ ઇલ્લતવાળાં દરદીઓ લગનના ગાંઠથી જોડાવા ના પાડે છે, અને પવિત્ર પ્યારનુ સુખ, એ ઇલ્લતના ઝેરથી બિલકુલ નાશ પામે છે.

૪. એ ઇલ્લતવાળા દરદી પોતાની ઓલાદનો પોતેજ નાશ કરે છે.

૫. એવાઓ ઉદાસ, ગમગીન અને બિહકણુ બનતા જાય છે, અને દોસ્તો અને વાહલાંઓની સંગત છોડી, પોતે જેમ બને તેમ એકલા અને એકાંતમા રેહવુ વધારે પસંદ કરે છે.

૬. એવાઓ મરદીમાથી જતા રેહવાને લીધે નપુશક બને છે.

૭. એવા દરદીઓના મનનુ બળ બિલકુલ દુર્બળ થઇ જાય છે.

૮. એવા દરદીના મનની તેમજ તનની હાલત એવી તો છીન ભીન થઇ જાય છે, કે તેઓ પોતાના હવસના ગુલાંમ બની વધુ અને વધુ એ ઇલ્લતમા ચાલુ ડુબતાજ જાય છે.

એ ઉપરાંત જે વધુ ખાનાખરાબીભરી ખુવારીની ખીણુમા એ દરદી સેવટે જાઇ પડે છે, તે ૯ અને ૧૦ અંકવાળાં પરીણાંમ, આ પુસ્તકમા લખવા કરતાં, ડા૦ ફોરસ્ટર રેકોટના મખ્યાત પુસ્તક Sexual Instinct, મા વાંચવાની હુ વાંચક મિત્રને ભલાંમણ કરૂ છુ.

## માસ્ટરબેશનની ઇલ્લતથી શરીરને લાગુ પડતાં દરદો.

આદમીની જીંદગી તેના જનંન અવયવો સાથ અતી ઘણો ઘાડો સંબંધ ધરાવે છે. પુરૂશની ગોળીઓ, જે ધાતુ યાને 'સિમેન' ને ઉતપંન્ન કરવા સરજાયલી છે, તે પુરૂશની દરેક પ્રકારની ચળવળને માટે ખાસ જરૂરજની છે. પુરૂશ જવાંનીમા આવ્યા પછી, એ પ્રવાહી તેના શરીરમા બનવા માંડે છે, અને તે પ્રવાહી ઇનસાંનની ઓલાદના

વધારા માટેજ કુદરતે યોજેલો હોય છે, નહી કે ખ્યાલી હલકા હવસોને પંપાલવા માટે પણ જ્યારે આવા બેમુલ પ્રવાહીનો પુરૂશ ગેર-ઉપયોગ કરે છે, ત્યારે તેના શરીરને તેથી જે મહાભારત નુકસાન પુગે છે, તેની થોડીક હકિકત અતરે નોધવી જરૂરની છે.

૧. દરદી રફતે રફતે સુસ્ત બનતો જાયે છે; તેની યાદદાસ્ત શકિત નબળી પડતી જાયે છે, અને તે ભાન ભુલ્યો બની નિરાસ અને બેદરકાર થઇ જાયે છે.

૨. દરદી સેહજમા ઠાકી જતો હોય એમ તેને લાગે છે; સ્વભાવે તે ચીરડાઉ બની જાયે છે; તેના માથાંનો દુખારો અને તેની આંખોનુ તેજ રફતે રફતે ઝાંખુ પડતું જાયે છે.

૩. શરીર માહેલું લોહી નબળું અને પાણી જેવું થતુ જાયે છે, જેને તબિબો 'અનિમીયા' કેહ છે. એવા દરદીના ચેહરા ઉપર ખીલ થવાના બનાવો સાધારણ હોયે છે.

૪. એક મરદને છાજે એવી બાહોશી જો તેની અંદર કાંઇબી હોય છે, તો તે એવા દરદીઓમાંથી ધીમે ધીમે ઓછી થતી જાયે છે.

૫. કવખતનુ ધડપણ યાને બીજા શબ્દોમા જવાનીમા બુઢાપો લાગુ પડવા માડે છે; પાછલથી દરદી રફતે રફતે મુઢ (imbecile) બનતો જાયે છે.

૬. આ કુહાલતવાલા દરદીનો ચેહરો અનુભવી તબિબ જોતાંજ તેની બિમારી તે સમજી જાયે છે.

૭. એવા દરદીના જનંન અવયવો ઉપર તેની કુહાલતનો છાપ પડેલો હોવાથી, તબિબો તે જોતાંજ પિછાંણી શકે છે.

૮. પાચન શક્તિમા બિગાડો થયેલો હોય છે; 'હાર્ટ' ની ગતીમા કાંઈક ફેરફાર થાયલો તબિઅને જણાય છે, અને દરદીને પોતાની તબિયત વિશે તરેહવાર ધકારા થવાની પિડાકારી લાગુ પડે છે.

૯. દિવસના તેમજ રાતના ધાતું સ્રાવ (પોલ્યુશન) થવા માંડે છે: સ્પર્મેટોરિયા,'† અને 'પ્રોસ્ટેટોરિયા'† ની બિમારી લાગુ પડે છે.

૧૦. કોઇ કોઇ દરદીના પિસાબના ફુકકાની બગડેલી હાલતને લીધે, તેને પિસાબને લગતી કાંઈક બિમારી લાગુ પડે છે. ઘડી ઘડી પિસાબનો સ્રાવ થાયે છે, યા તો પિસાબને રોકી નહી શકાય એવી પિડાકારી લાગુ પડે છે

૧૧. દરદી કોઇવાર સંસારનો લાભ લેવાના કામમાથી રદ થઇ જાયે છે; અને જો કોઇવાર કાંઇક મરદી તેનામા બાકી રેહલી હોય છે, અને એ તેથી તે સંસાર વૈભવ કરી શકે છે, છતાં તે પોતાની ઓલાદની વરધી કરી શકતો નથી.

કેટલીક વાર મૈથુન પ્રસંગ થતાંજ તેને તેજ ઘડી ધાતુ સ્રાવ* (Premature Ejaculation) થાય છે. આવી પિડાકારીવાલો દરદી જયારે પોતાને એવી રીતે ખરાબ થાયલો જાણે છે, ત્યારે તેની નાસિપાસી અને ચિંતાનો પાર રેહતો નથી. તે દિવાના જેવો બાવરો થઇ જાય છે,

†, †, ધાતુ સ્રાવ યાને ધાતની અમુક જાતની બિમારી. વધુ માટે જુવો પુરશ શાસ્ત્ર, તેમજ એ પિડાકારીનું બયાન. કરતા.

* આ જાતની બિમારી વિશે મે મારાં પુરશ-શાસ્ત્રમા પત્ર ૨૭મા મધે લખાણ કર્યું છે. કરતા.

અને પોતાની જીંદગીનો છેડા લાવવાનો ઘણીક વાર વિચાર કરતો, તે એકાંતમા એકલોજ પડી રેહવાનું હંમેશાં પસંદ કરે છે.

સુજ્ઞ મિત્ર, આ ઇલ્લત દરેક રીતે જોતાં માનસ જાતના તન અને મનની ખરાબી કરવા ઉપરાંત તેની ઔલાદની પણ ખુવારી કરે છે. એટલાં માટેજ આ બાબદની આ પત્રમા ટુંક તવારીખ લખવી મે જરૂરની ધારી છે. જેઓ ઓધે ઉધરનાં દરદોનું સાહિત્ય વાંચવાની દરકાર કરતાં ન હોય, અને એવી સંસારી પિહાકારી વિશે લખાયલાં વૈદક સાહિત્યથી અજાણ્યુ રેહાં હોય, તેઓની જાણ્યુ માટે આ ઇલ્લતનો ટુંક ચિતાર અતરે રજુ કીધો છે.

લી૦ દુવાગીર,

D. H. D.

—(o)—

# પત્ર ૧૩ મું.

## ઑટો-ઍરોટિઝમ.

સ્વસ્નેહ !

તે પિછાનવાની રીત-તેના ઇલાજ-અને સારવાર.

ચત્ર સાથે )

સુજ્ઞ મિત્ર—

આ ઇલ્લત કેવી રીતે નાહના તેમજ મોટાંઓને લાગુ પડે છે, તે ગયાં પત્રમા દેખાડવાની મે કાંઇક તજવિજ કરી છે. હવે એ ગુપ્ત પિડાકારીની ઇલ્લત જેઓને લાગુ પડી હોય, અને જેઓ પોતાની હિનપસ્તીભરી હાલત છુપાવતાં હોય, તેઓની પિડાકારી કેમ પિછાણવી, અને એવા દરદીની કેમ સારવાર કરવી, તથા તેનાં ઇલાજ કેવી રીતે કરવા, તે વિશે હું કાંઇક સુચના કરી, આ બાબદને આ પત્રમા પુરી કરીશ.

પણ તે આગમજ પુરૂશના જનંન અવયવોની બનાવટ અને રચનાનો દરેક વાંચકને કાંઇક ખ્યાલ આપવો જરૂરનો છે. મે મારાં પુરૂશ-શાસ્ત્રમા તે સઘલું જણાવ્યુ છે, છતાં અતરે ફરી એ વિશે જણાવવું જરૂરતુ ધારૂ છુ કે: જેમ સ્ત્રી જાતના જનંન અવયવો બાહાર તેમજ ભિત્તરમાં હોય છે, તેમ પુરૂશ જાતના જનંન અવયવો પણ બાહાર અને ભિત્તરમા હોય છે.

### સ્ત્રી જાતના બાહાર અને અંદરના જનંન અવયવો.

સ્ત્રી જાતના બાહારના જનંન અવયવોમા 'યોની' (Vulva), પ્રસવ-માર્ગ (Vagina), અને સ્ત્રી-લિંગ (Clitoris), તેમજ સ્તંન

સ્ત્રી જાતના અંદરના જનન અવયવો.



આ ચિત્રની વધુ સમજણ માટે વાંચો મારૂં લખેલું
સ્ત્રી-ભવસાગર અને પુરૂષ-શાસ્ત્ર.

## પુરૂશ જાતના જનંન અવયવો.




1 યુરીયર યાને ગુરદામાથી પિશાબને ફુકકા યાને 'બ્લેડરમાં' લેઇ જનારી સાંમ સાંમે આવેલી નળીઓ. 2 'વાસ ડેફરન્સ' યાને પુરૂશની ગોળીઓમાં ઉત્પંન્ન થતી ધાતુને 'સૅમિનલ-વૅસિકલ્સમા' એકઠી કરવા માટે લેઇ જનારી નળીઓ. 3 'સૅમિનલ વૅસિકલ્સ' યાને ધાતુની કોથલી, 4 પ્રૅાસ્ટેટ ગ્લૅન્ડસ, 5 કુપર્સ ગ્લૅન્ડસ, 6 મૂત્ર-માર્ગ.

(Mammary), વિગેરે બિજાં અવયવો પણ આવેલાં છે. અંદરના જનંન અવયવોમા સંતાન-બિજ-સ્થાંન (Ovaries), સંતાન-બિજ (Ovum), ગર્ભસ્થાંન (Womb), અને સંતાન-બિજ–માર્ગ (Fallopian tubes), વિગેરે અવયવો હોય છે.

## પુરૂશજાતના બાહરના તેમજ અંદરના જનંન અવયવો. (ચિત્રો સાથે)

પુરૂશજાતના બાહારના જનંન અવયવોમા બે ગોળીઓ (Testes), અને પુરૂશ-લિંન્ગ (Penis), હોય છે. ભિતરમા આવેલાં અવયવોમા 'પ્રોસ્ટેટ–ગ્લેન્ડસ' (Prostate Glands), 'કુપર્સ-ગ્લેન્ડસ' (Coopers Glands), 'સેમિનલ-વેસિકલ્સ (Seminal Vesicles), અને 'વાસ ડેફરેન્સ (Vas deferens), વિગેરે હોય છે.

## પુરૂશની ઇંન્દ્રી.

પુરૂશના જે જે જનંન અવયવો બાહારથી નજરે પડે છે, તે માહેલાં એકે અવયવને લિંન્ગ યાને નફસને નામે આપણ ઓલખ્યે છેયે. ઇંગ્રેજી તબિબો એને 'પિનીસ' (Penis) ને નામે ઓલખે છે. આ અવયવની રચનાનું બયાંન મારાં પુરૂશ-શાસ્ત્રવાલાં પુસ્તકમાં મે લંબાણથી કરેલુ હોવાને લીધે, અતરે તે ફરીથી વિસ્તારી લખવું હું જરૂરનું ધારતો નથી. ફક્ત આ નાશકારક પ્રક્ષતમાં એ અવયવને કેટલુ વેઠવું પડે છે, તે હું અતરે વાંચકની જાણ માટે રજુ કરીશ.

આ સાથ આપેલાં ચિત્ર ઉપર નજર કરશો. પુરૂશની ઇન્દ્રીના માહેલા ભાગની રચનાનો ચિતાર તે રજુ કરે છે. ઇન્દ્રીના મુખ આગલથી મુત્ર-માર્ગ, યાને પિસાબની નળી શરૂ થાય છે. એ નળીનો ઉપલો છેડો પિસાબના ફુક્કાને જઇ મળે છે. એ મુત્ર-માર્ગને ઇંગ્રેજ તબિબો 'યુરિથ્રા' (Urethra) કેહ છે, અને પિસાબના ફુક્કાને 'બ્લેડર' (Bladder) કેહ છે.

## સ્ત્રી અને પુરૂશની પિસાબની નળી વચ્ચે ફરક.

( બે ચિત્ર. )

'યુરિથ્રા' યાને પિસાબની નળી સ્ત્રી તેમજ પુરૂશ બંનેમા હોય છે, પણ તે બંને વચ્ચે જે મુખ્ય ફરક છે તે એટલોજ, કે સ્ત્રીજાતમા પિસાબની નળી જયારે ફક્ત મુત્ર માર્ગ તરીકેજ કાંમ કરે છે, ત્યારે પુરૂશજાતમા પિસાબની નળી મુત્ર માર્ગ તરીકે તેમજ ધાતુ માર્ગ તરીકે બે જાતના કાંમ બજાવે છે. આ આખી પિસાબની નળી અંદર જે જે ગુપ્ત ગોઠવણો કુદરતે રચી છે, તે રચનાનો ખ્યાલ વાંચકને પુરે પુરો આવે, એટલા માટે જે બીજુ ચિત્ર આ સાથ રજુ કીધું છે, તે તરફ નજર કરી વાંચકે તેનો અભ્યાસ કરવાથી, તેને માલમ પડશે, કે પુરૂશની ઇન્દ્રીની રચના કેટલી નાજુક અને અજાયબ કરામતવાલી છે.

માસ્ટરબેશનની ઇલ્લતમાં પડનાર દરદીની જે ખરાબી થાય છે, તે આ આખી નળીની રચના અંદર મોટો ફેરફાર થયાથી થાય છે. પ્રથમમાં તો ચિત્ર માહેલી નળીનો 3 જા નંબરવાલો ભાગ જોખમાય છે, અને તેમાં કાંઇક ફેરફાર થાય છે. રફતે રફતે એ ફેરફાર આગલ ફેલાવા માંડે છે, અને ચિત્રમાં આપેલી 2 અને 4 આંકવાલી જગ્યામાં તે ફેરફાર જડ ઘાલી બેસે છે.

એટલેથીજ દરદીની ખરાબી અટકતી નથી. ઉપલી જગ્યામાં ફેર-ફાર થયા પછી, એ ખરાબી વધારે નુકસાન કરવા આગલ વધે છે, અને 'ઇજેકયુલેટરી ડક્ટસ'[1] (ધાતના પ્રવેશ દવાર) 'વાસ-ડેફરંન્સ'[2] (ધાતને ગોળીમાથી તેના ભંડારની જગ્યે લેઇ જનાર નળીઓ), અને 'સેમિનલ વેસિકલ્સ'[3] (ધાતની કોથળીઓ) વિગેરે જનંન શરીરની નાજુકમા નાજુક જગ્યાને ખરાબ કરી, દરદી તેમને રોગીષ્ટ કરી નાખે છે.

---

૧ જુવો બીજા નંબરવાલાં ચિત્રમા. ૫ આંકવાલી જગ્યા. ૨ જુવો ત્રીજા નંબરવાલાં ચિત્રમા ૨ આંકવાલી જગ્યા. ૩ જુવો ત્રીજા નંબરવાલાં ચિત્રમા ૩ આંકવાલી જગ્યા.

## પુરૂશની પિશાબની નળી યાને મૂત્ર માગ, અને બ્લેડર યાને ફુકકો.

## Male Urethra and Bladder.



બ્લેડર યાને ફુકકો.

પિશાબની નળી.

પિશાબની નળી તથા ફુકકાનો ભિતરનો દેખાવ.

## પુરૂશ નામરદ કેમ બને છે ?

આ ફેરફાર દરદીની જીંદગી અને જવાંનીનો નાશ કરે છે રફતે રફતે આખી ઇન્દ્રીની યાંત્રીક રચના અને તેની શકિત આવી રીતે થાયલા ફેરફારથી બળહીણુ થઇ જાય છે, અને જડ ઘાલી બેઠેલા ફેરફારોને લીધે, કાંઇક પ્રમાણમા નામરદી અને બીજી પિડાકારીઓ લાગુ પડે છે. આ સબબને લીધે, આ ઇસ્લતમા ફસેલા મરદ—નાહના કે મોટા— પોતાનો એ ભેદ કોઇનેબી કેહવા કરતા તેઓ મરવું વધારે પસંદ કરે છે! તેઓ પોતાની નામોસી કોઇને જાહેર કરવામા હિનપસ્તી સમજે છે. પણ અનુંભવી અભ્યાસીઓ અને તબિબોની નજર સામે તેઓ પોતાની ખરી હાલત છુપાવી શકતા નથી.

એવાઓ પોતાનો ભરમ ગમે તેમ કરી છુપાવે, પણ તબિબોની પરીક્ષામાં તે આપો આપ જાહેર થઇ જાય છે. તપાસ કરતાં દરદીનુ ગુપ્ત બદન શુન્ય મારી ગયેલું તબિબને માલમ પડે છે. તેની ગોળીઓ ઝુલાઇ પડેલી, અને તપાસ કરતાં જેટલી તે કઠણુ હોવી જોઇએ તેમ ન હોવા બદલ, તે પોચી પડી ગયેલી માલુંમ પડે છે. લિંન્ગ ઉપરની ચાંમડી, અને ખાસ કરી 'પ્રેપ્યુસ' યાને લિંન્ગના મુખને છેડે આવેલી ચામડીનો કુદરતી રંગ બદલાઇ જવાથી, તે સેહજ કાળો પડી ગયેલો દીસેછે.

### આ ગુપ્ત ઇલ્લતને પિછાનવાની રીત.

આ ઇલ્લતવાલા દરદીને ઘણીક વાર વારે ઘડીએ પિસાબ લાગવા જેવી લાગણી થાય છે. કેટલાકો પિસાબને ખાંચી શકતા નથી, અને કેટલાકોને પિસાબ કીધા પછી, પાછલથી પિસાબ ટપકતી રેહ છે. જે દરદીની પિસાબની નળી, એ ઇલ્લતથી ઉપલાં ભાગમા જોખમાયલી હોય છે, તેને પિસાબ કરતી વખતે સખત તણુક મા ઝટકો લાગી,

અંદર અગન બળવા જેવું લાગે છે; અને કોઈ કોઇ વાર જુની બિમારીમા પિસાબ થઇ રેહી પછી, છેવટે થોડાંક લોહીના ટીપાં પડે છે.

દરદી જો પરણેલો હોય છે, તો તે પોતાનો સંસાર ભોગવી શકતો નથી; અને જો તે ભોગવવાની કોશેશ કરે છે, તો તેમા તે નિશફળ નિવડે છે. લિંન્ગ પોતાનુ જોર ખોઇ દીયે છે; અને જો તે સતેજ બને છે, તો જોઇયે તેટલુ બળ તેમા હોતુ નથી. સંભોગનો સેહજ પ્રયાસ કરતાં, ધાતુ સ્રાવ થાય છે. કેટલીક વાર સ્રીજાતની ગેરહાજરીમાં એવા દરદીને સંસારનો ઉમલકો જોશબંધ થાય છે, અને લિંન્ગ અતી જોરમા તેજી પકડે છે, પણ સ્રીની સમક્ષ જતાંજ દરદી બળહીણુ બની નિશફળ થાય છે.

એવા દરદીઓ દિવસના કે રાતના, પ્યાર અને હવસના સ્વપના જોતા રેહ છે, અને તેના પરીણામમા તેઓને ધાતુ સ્રાવ થાય છે. વધારે ગંમ્ભીર પ્રકારની ઇલ્લતવાલા દરદીઓને પિસાબ કે હાજત પ્રસંગે, તેમજ કોઇવાર એકાદ ધ્યાંન ખેંચનારી સ્રી ઉપર નજર પડતાં, તેઓમા પ્રેમનો ઉમલકો પ્રગટી નિકલતાંજ, તેઓને ધાતુ સ્રાવ થાય છે.

## હલકે ઇતવાલાં સ્રી-પુરૂશોને પિછાનવાની થોડીક નિશાંણીઓ.

જો જવાંનમા ખિલતો શારીરિક બાંધો અચણુચ અટકી ગયો હોય, અને જો તે જવાન સખત પ્રકારનો અભ્યાસ કરતો નહી હોય, યા સખત મેહનતવાલી નોકરી કે કાંમ કરતો નહી હોય, યા તો તે ખુલ્લી હવામા ફરવા હરવાની કસરતથી બેનસીબ રેહતો હોય, તો તેની શારીરિક વધના અટકી જવાનુ મુખ્ય કારણ, એ ઇલ્લતને આભારી હોય, એવો શક જાય છે.

હસતા, રમતા, મોજીલા, શોખીલા, અને ખુશ મીજાજી સ્વભાવનુ એકાએક બદલાઇ જવું, એ એક ઇલ્લતની શકમંદ નિશાણી તરીકે ગણાય છે.

એવા ખવાસવાળો જવાંન અચણુચ યા ધીમે ધીમે ઉદાસ, ચિરડાઉ, ઉસ્કેરાઇ જાય એવો, અને વડીલો તરફ નાફરમાન બનેલો જ્યારે જણાય, ત્યારે ઘણી વાર એ ઇલ્લતનો તે ભોગ થઇ પડેલો હોવો જોઇયે, એમ માનવાને કારણ મલે છે.

તેમજ જવાંન બાળાઓના બાબમા પણ એમજ શકમંદ બનવું ! કુદરતી ભોલકણા ખવાસવાલી એક જવાંન બાળા, ખુશીમા ખેલતી, નમાની, અને લાએકીવાલી હોયા પછી તેણીંના ખવાસો જો એકાએક, યા ધીમે ધીમે બદલાઇ જઇ, તે ઉદાસી અને વમાસણી બની જાય, અને તે એકાંતમા પડી રેહવાનું જો પસંદ કરે, તો તેવી બાળાઓની ઉપર એ કુટેવે ગલબો કીધો હોય, એમ તબિબો માની લેવાને અચકાતા નથી. એવાં બંને જાતીના દરદીઓની પ્રથમમા બારીક તપાસ કીધા પછીજ, તબિબો પોતાનુ સેવટનુ મત બાંધે છે.

આ સઘળી નિશાણીઓનો સંપુરણ અભ્યાસ કીધા પછી, બચ્ચાંના મા-બાપો અને વાલીઓએ, બચ્ચાંની હિલચાલ ઉપર બારીક દેખરેખ રાખી તેમને તપાસવાં, અને પોતાની ખાતરી કીધા પછીજ, તેવી કુટેવ જો લાગુ પડી હોય, તો તે અટકાવવાના ઇલાજ યોજવા.

આવી કિસમની તબિયતની ખરાબી થતી રેહાને લીધે, દરદીને ‘ઍનિમીયા’ અને ‘ન્યુરાસ્થેનિયાની’† નાશકારક બિમારી લાગુ પડે છે.

એ ઇલ્લતમા લીન થઇ પડેલા દરદીઓને જ્યારે ‘ન્યુરાસ્થેનિયા’ લાગુ પડે છે, ત્યારે તેઓ પોતાની અસલ પિડાકારીને બદનામ કરવા

†Neurasthenia = Exhaustion of nerve-force.

બાબત, પોતાના કોઇ તબિબ પાસ જઇ નિચથી હકિકત જણાવી, તેના ઇલાજ કરવાની તેઓ તજવિજ કરે છે.

## એક ન્યુરાસથેનિક માસ્ટરબેટરની કાંહણી !

એવા કમનસીબ દરદીની પિડાકારીનો પાર હોતો નથી. નિચલી હકિકત એક દરદીને મોહડેથી તેના તબિબે નોધી લીધી હતી. "ડાકટર મને આખી રાત ઉંઘ આવતી નથી; મારાં માથાંમા ઘાણુ દુખારો થયા કરે છે; મારી આંખમા, બરડાના કાંઠામા, અને પગોમા કળતર થયા કરે છે; જયારે ચાલુ છું ત્યારે હું પડી જતો હોઉ એમ મને લાગે છે; મને હસવા કે બોલવા જરાબી ગમતું નથી, અને દીલ હંમેશાં ઉદાસ રેહ છે. રાતના બિહી ઉઠું એવા સ્વપના આવે છે; યાદદાસ્ત શકતી નબળી થઇ ગઈ છે; કાંનમા તરેહવાર અવાજ થતા રેહ છે, અને સેહજ કામ કરતાં કોઇ કોઇ વખત છાતીમા ઢબકારા થઇ આવે છે. કોઇ વખત દમ બરોબર લેવાતો નથી, અને હંમેશાં હાથના પોંહચા તથા પગના તળીઆં ઘણુાજ ઠંડાં રેહ છે. જો કોઇ મને ટિકીને જુવે છે, તો મારાથી તેની સાંમે જોવાતું નથી, અને મને ઘુંમરી આવી જાય છે ભુખ ઘણીજ ઓછી લાગે છે, અને કબજીઆત લાગુ પડેલી છે."

## જવાંન છોકરીઓની એ ઇલ્લતથી કેવી ખરાબી થાય છે !

આ બુરી ઇલ્લતમા જવાંન બાળાઓ જયારે જવાંનીના બહારમા આવ્યા પછી ફસે છે, ત્યારે તેમની શારીરિક કાંન્તીમા જે જે ફેરફારો થાય છે, તેમા સરવેથી એક મોટો અને અગત્યનો જે ફેરફાર થવા માંડે છે, તે તેમની માત્રુશકતીની ખુવારી કરનારો હોય છે. તે ફેરફારથી સ્ત્રીની છાતીનુ વધવું મોટે ભાગે અટકી પડે છે, એમ ઘણાક તબિબોનો અભિપ્રાય તબિબી દફતરે નોધાયો છે. વિદ્વાન તબિબ કેલૉગ પોતાના 'Plain Facts' વાલાં પુસ્તકમા એ વિશે જે કાંઇ લખે છે, તેમાથી થોડાજ શબ્દો અતરે ઉતારી લીધેલા વ્યર્થ જશે નહી:

*" Lack of Development of Breasts.*

" In females, after puberty, is a common result of self-pollution. Still, it would be entirely unsafe to say that even female with small mammary glands had been addicted to this vice, especially at the present time, when a fair *natural development is often destroyed by the constant* pressure and heat of " pads." But this sign may well be given due bearing."

એક ન્યુરાસ્થેનિક દરદીની પિડાકારીની ઉપર ટપકેની એવી ફરીયાદ હોય છે. પણ જ્યારે એ પિડાકારી વધુ ગંભીર રૂપ પકડેછે, ત્યારે દરદીને રાત્રે નિંન્દમા સ્વપનાવસ્થામા ધાતુ સ્રાવ ચાલુ થતો રેહ છે, અને ઘણીક વાર તો તે વિશે દરદીને તેનુ ભાંન પણ રેહતું નથી, અને જ્યારે તે જાગરૂત થાય છે, ત્યારેજ તે પોતાની ખરી હાલતથી જાણીતો થાય છે.

### માસ્ટરબેશનની પિડાકારીના ઇલાજ અને દરદીની સારવાર કેમ કરવી.

આ કુટેવ જ્યારે નાહના બાળકોને પડે, ત્યારે તે છોડાવવાની ટેવ કોઇ દવા-દારૂના ઇલાજથી અટકાવી શકાય એમ નથી. બાળકોને લાગેલી આ કુટેવ માટે મા-બાપોએ પોતાની અકલનો ઉપયોગ કરી, કોઇક યાંત્રીક યુકતી યોજવી ઘટે છે. આ યુકતી કાંઇક એવી કરવી કે બાળક પોતાના જનંન શરીરને હાથ લગાડતું અટકે.

વળી એ ઉપરાંત મા-બાપોએ પોતાના બાળકને હલકી નિતીની આયા-દાયાઓના આશરા ઉપર સપુરદ કરી, પોતે નચીંતરસ રેહવું નહી.

પોતાના બાળકના ગુપ્ત બદનને રોજ અંઘોળ કરતી વખતે, ગરમ પાંણી વડે ધોઇને સાફ રાખવાં, અને આગલ લખ્યુ છે તેમ 'સ્મૅગમા' યાને મેળને જમાવ થવા દેવો નહી. બચ્ચું જો સમજમા આવેલું હોય, તો તેના ગુપ્ત બદનને સાફ કરતાં તેને શીખવવું, કે જેથી 'સ્મૅગમા' જમાવ થાય નહી.

મિત્ર, આ વાત દરેક મા-બાપે પોતાના દીકરાઓના ભલાં ભવિશ માટે ધ્યાનમાં રાખવી કે: બનતાં સુધી તેઓને કદીબી પેટ ઉપર ઉંધા વળી સુવા દેવા નહી, કેમકે ઘણીક વાર તેથી જવાંનોનો હવસ પ્રગટે છે, અને તેવી રીતે પ્રગટેલાં કામને શાન્ત કરવાનું તેઓને કુદરતી ભાંન આવે છે.

નાહના, જવાંન છોકરાઓ, જેઓને આ કુટેવ એક યા બીજા કારણે પડેલી હોય છે, તેઓની શારીરક વધ ઘણીજ ઝડપથી વધવા માંડે છે, એ વાત મા-બાપોએ ધ્યાનમાં રાખવી.

વલી નાહના દીકરાઓના મા-બાપે એક બિજી બિના ખાસ કરી જે ધ્યાંનમા રાખવી ઘટે છે, તે એ કે તેઓએ પોતાના મસતીખોર દીકરાઓના કાંઇબી વાંક યા કસુર માટે, જો તેઓને સજા કરવી હોય, યા શીક્ષકોએ નાહનાં બાળકોને તેમની કાંઇ કસુર માટે સજા કરવી હોય, તો કદીબી તેઓએ નાહનાં છોકરાઓને નેતર વડે તેમના નિતંબ (Buttocks) ઉપર ફટકા મારવા નહી. આ વિશે હું લંબાણથી મારાં આગલાં પુસ્તક પુરૂશ-શાસ્ત્રના ૧૮ મા પત્રમાં લખી ગયો છું.

### એ ઇલ્લતનો સરજ્યનોએ યોજેલો ઇલાજ.

એ ઇલ્લતના કેટલાક જુના અને જબુન 'કેસો' જવલેજ સાજા થવાની આશા રેહે છે. કોઇ પ્રકારની સારવાર કે યુકતી, તેમજ કોઇબી

પ્રકારની કાતીલ દવા-દારૂ, તેમજ હિકમતથી એવી કિસમના દરદી સાજા થઇ શકતા નથી. એવા જખુન વરગવાલા દરદીની સારવાર કરનાર સરજ્યનોએ, છેવટના ઇલાજ તરીકે પુરૂશ-લિંન્ગના અમુક ગ્રાન તંતુનો થોડોક ભાગ કાપી નાખવાની સુચના કરેલી નોંધાઇ છે. આ સુચના પ્રમાણે કરેલા ઇલાજથી, એક દરદીને ફાયદો થાયલો તબિબી દફતરે નોધાયો છે.†

## નાહની ઉંમરના દરદીઓના ગુપ્ત ભાગને લાગુ પડતા દરદોના ઇલાજ.

જવાંનીમા આવવા આગમજ નાહની ઉંમરના જવાનોના ગુપ્ત ભાગની આસપાસ, યા તો લિન્ગની ચાંમડી ઉપર કાંઇ કીડ કે ખરૂજ લાગુ પડયાથી, એવા દરદીને ધવડવા વિના ચાલતુ નથી. આ ધવડવાની તજવિજ કરતાં દરદીને એ ઈહ્લતનુ ભાંન આવે છે, અને એ રીતે આ કુટેવની પેહલ્લી શરૂઆતનો દરદીને સડો લાગે છે. એટલાં માટે મા-બાપોએ, યા વાલીઓએ પોતાના બચ્ચાંની આવી હાલત ઉપર ચાંપતી નજર રાખવી ઘટે છે, અને જો કીડ યા ખરૂજ જેવું કાંઇબી માલમ પડે, તો તુરતજ તબિબની સારવાર હેઠલ તે દરદીને મુકવું, યા તો ખરૂજને માટે જણાવેલા ઇલાજે માહેલા એકાદ ઇલાજનો તુરતજ લાભ લેવો. એ ઉપરાંત ગુપ્ત બદનને સાફ રાખવા રખાવવાની તાકીદ કરવી, અને વધુ ખરાબી થતી તુરતજ અટકાવવી.

## સુંનત
## CIRCUMCISION.

'ફાઇમોસિસ' યાને લિંન્ગના મુખ ઉપરની ચાંમડીનુ છિદ્ર જો ઘણુંજ ટંગ હોય, તો તેનો ઇલાજ તુરતજ કોઇ કાબેલ સરજ્યન

† *Lancet*, September 23, 1898.

પાસે કરાવવો. આ 'ફાઇમોસિસ'ના નામે જણાયલી લિંગની હાલત, નાહના તેમજ મોટા જવાંનોને ઘણીજ હેરાનગતી આપે છે, અને તે જો લાંબો વખત સુધી, વગર ઇલાજ કરવે તેને ચલાવી લેવાની બેદરકારી ચાલુ રેહછે તો તેમાથી બીજાં દરદો લાગુ પડવાનો મોટો સંભવ રેહ છે. એ બિમારીના ફતેહમંદ ઇલાજ તરીકે 'સરકમસિશન' યાને 'સુંનત' કરવાનો ઇલાજ જણાયલો છે. એ 'સરકમસિશન' વિશે વધુ લખાણ કરેલું ફોકટ જાય એમ નથી, કેમકે એ ફરીયાદ સાધારણ પ્રકારની જણાય છે.

## મા-બાપ પોતે ગુનહગાર બને છે.

એ ઉપરાંત 'સ્મેગ્મા' યાને મેલનુ જમાવ થવું પણ એ કુટેવને જનમ આપતું હોવાથી, આગલ લખ્યા પ્રમાણે તે નાહના બાળકોની ઇંન્દ્રીને હંમેશાં સાફ રાખવાની ઘણીજ જરૂર છે. મિત્ર મેહરબાંન, આ સઘલી સુચનાઓ જે રજુ કરી છે, તે નાહના બાળક—બેટાઓના ભવિશના ભલાં માટે કરી છે. જયાં સુધી નિરદોશ બાળક—બેટાઓ પોતાની ખરી હાલત પોતે સમજી શકે નહી, યા તો તેઓ પોતે પોતાના ગુપ્ત બદનને પોતાને હાથે સાફ-સફાં રાખી શકે નહી, ત્યાં સુધી તે કાંમ કરવાની ફરજ મા-બાપની પોતાની છે. એ કામ માબાપનુ પોતાનુ છે, અને જો એ ફરજ તેઓ પુરેપુરી બજાવે નહી, તો તેઓ પોતાની ઔલાદની ખુવારી કરવાના ગુનાહ માટે જોખમદાર ગણાવાં જોઇયે છે.

## મોટી ઉંમરના દરદીઓની પિડાકારીના ઇલાજો.

એ, અને એના જેવી બીજી ફરીયાદો જયારે નાહની ઉંમરના દરદીઓની અંદર માલમ પડે છે, ત્યારે તેના ઇલાજો કુશળ તબિબો પોતાની

રીત પ્રમાણે કરે છે. પણ એ ઇલ્લતને વસ થયલા મોટી ઉંમરવાલા દરદીઓને લાગુ પડતી બિમારી, એથીબી વધારે ગંભીર પ્રકારની હોય છે. દાખલા તરીકે 'યુરિથ્રા' (પિસાબની નળી) અને 'પ્રોસ્ટેટ ગ્લેન્ડ' (જુવો ચિત્રમા આપેલી જગ્યા.) જયારે દરત દરાજીના ચાલુ મારથી જોખમાય છે, ત્યારે તેના રામબાંણ ઇલાજ સરજયનો સિવાય કોઇથી થઇ શકતા નથી. એવા દરદીઓની પિસાબની નળી, તેમજ પ્રોસ્ટેટ ગ્લેન્ડમા ધીમો સોજો (Chronic Congestion) લાગુ પડે છે, અને જો દરદી પોતાની તેવી હાલત પોતે નકકી કરી, પોતાની પિડાકારી સમજી શકતો હોય, તો તેવી પિડાકારીના ઇલાજ તરીકે, નિચલી દવાઓની પિચકારીનો તે જો ઇલાજ ચાલુ કરે, તો તેથી તેને ફાયદો થવાનો સંભવ રેહ છે. પણ કેહા વગર ચાલતું નથી, કે એ પિચકારી મારવાનુ કાંમ, અને તે માટે સુચવેલી પીચકારની દવાઓ, એટલી તો જોખમભરી છે, કે તેનો ઉપયોગ કુશળ તબિબોને હાથેજ થવા દેવા જોઇયે. નિચલી દવાઓની મેળવણી એકાદ એવા કુશળ 'કેમિસ્ટ' ને ત્યાથી મેળવવી, કે જે લખ્યા પ્રમાણેના પ્રમાણમા બનાવી શકતો હોય.

℞

Zinci Sulphatis. Grs IV.
Plumbi Acetatis. Grs VIII.
Tinct Catechu. Drachm I
Tinct Opii. Drachm I
Aoquæ Q. S. ad Ounces II
M. ft. Lotio.

આ દવાની મેળવણીને વાપરવા આગમજ, પેહલાં તેને સારી રીતે હિલાવી, રોજ દિવસમા બે ત્રણ વાર પીચકારી તરીકે વાપરવી. એ ઉપરાંત

એક બીજી મેલવણી, જે પીચકારી માટે વાપરી શકાય, તે નિચે વર્ણવી છે.

℞

Solution of Nitrate of Silver.

(Strength 1: 10,000.)

આ મેળવણી પિડાકારીની શરૂઆતમા લેવી, અને પિચકારી વડે 'યુરીથ્રા' રોજ દિવસમા એકાદ બે વાર સાફ કરવી. ધ્યાન રાખવુ કે આ મેળવણી ધણાજ નરમ, પ્રમાણમા બનાવેલી છે, પણ રફતે રફતે એ પ્રમાણ 1:5000, અને ત્યાર પછી 1:1000, વાલાં પ્રમાણમા બનાવી તેનો ચાલુ ઉપયોગ કરવો.

'યુરિથ્રા' ને લાગુ પડેલી ઉપલી બિમારીના દરદી માટે સુચવેલો આ ઇલાજ, ગમે એવો સેહલ લાગતો હોય, પણ તેને લાગુ પડેલી શારિરીક પિડાકારી માટે તો તેણે કોઇ તબિબની સારવાર હેઠળ જવુજ જોઇયે. વળી દરદીને જો 'પ્રોસ્ટેટ'ની બિમારી લાગુ પડી હોય, તો તેવા સંજોગ વચ્ચે, તેણે તુરતજ કોઇ તબિબને જઇ મળવું અને તેના ઇલાજ કરાવવા, કેમકે એ બિમારી પિછાનવી, અને તેની સારવાર ઘેરગટુ ઇલાજથી થઇ શકે, એ જરા મુશ્કેલ છે.

## નિમહકીમની જાળમા ફસતા દરદીઓની કાંહુણી.

મિત્ર, એવા દરદીની હાલત દયાજનક થઇ પડે છે. એ ઇલ્લતવાલાઓ પોતાની બિમારી કોઇનેબી જાહેર કરવા ચાહતા નથી, અને પોતાની પિડાકારીમા સબડતાજ રેહવું તેઓ પસંદ કરે છે! એવી રીતે ખાંમોસી અખત્યાર કરી પોતાની નામોસી છુપાવવા, એકાદ લેભાગુ વૈદ કે હકીમની પાસે જઇ, તેઓ પોતાના દરદની દવા કરવામા સંતોશ માની લીયે છે. ઘણાક નિમહકીમો અને વૈદો, એવાં

દરદોની કેહવાતી 'ખાસ દવાઓ' બનાવવા માટે પોતાની જાહેરખબર જાહેર છાપામા છપાવે છે, અને છાપાવાલાઓ તેવી જાહેરખબર મોટી ઉકમાઇ સાથ છાપે છે. તેઓ દરદીને રાહત આપવા માટે તરેહવાર ફ્ડાકાવાલાં ભાશાંણ કરી, દરદીના મન ઉપર છાપ મારે છે, અને પોતાની દવાઓ, પાક, પાકુતી, ચાટણ, ગોળી, માજુમ, · અને બીજી એવી દવાઓ, ઘણી મોંઘી કિમતે દરદીને ગળે બાંધે છે.

વળી ઘણાક એવાઓ પ્રથમમા દરદીનું દીલ જીતવા, વગર પઇસે દવા આપવા તઇયાર થાય છે, અને જણાવે છે કે; "જો મારી દવાથી તમારી પિડાકારી અમુક દિવસોમાં ન જાય, તો મારે એક પઇસોબી લેવો હરામ છે!" દરદની જાળમાં ફસેલો બિચારો દરદી, પોતાની હાલત સુધારવા, તબિબ સાહેબના કેહવાતા ઇલાજ ઉપર, આવી સમજાવટથી સંપુરણ ઇતબાર મુકી મનને સમજાવે છે કે; "બિચારો કેવો ભલો! સારૂં થાય તોજ પઇસા આપવા! કોઇ કાબેલ અને ખાતરી પુર્વક (નીમ) હકીમ જણાય છે!"

આવી જાતની વાતચિત પછી, 'શું લેવું અને શું આપવું' તેના કરાર તે ઇલાજ કરનાર સાથે થાય છે. "સારૂ થાય તો રૂપીઆ ૫૦૦) લેઇશ."

"અરેરે હકીમ સાહેબ, તે તો ઘણા થયા!" દરદી કલવાઇને કેહ છે. "બાવા, હું તો ઘણો ગરીબ માનસ છુ. એટલી રકમ તમુને આપવી મારાથી બને એમ નથી. જો હું બિલકુલ સાજો બનુ, તો રૂપીઆ બસો આપવા બંધાઉ છુ."

ઘણીક ભાંજઘડ પછીં ડાકટર! તે રકમ કબુલે છે. દરદી કબુલ થયા પછી, તે ડાકટર સાહેબ એક નાહની જેવી પતરાની ડાબડી, ઘણીજ

ઉકમાઇથી લાવી, દરદીની નજર સાંમે તે ઉંધાડે છે. તે દાબડી માહેલી મેળવણી ઉપર રૂપાંના વરખનુ પાણુ મુકેલું દરદીને દેખાડી, તે દવાની ઉમદા અસર માટે વખાંણુ કરતાં કેહછે: "આ દાબડી માહેલી દવા ઘણીજ કિમતી છે! એમાથી રોજ સહવારે બે આંની ભાર લેઇ ગરમ દુધ સાથ ખાજો! એ દવાથી જેબી કાંઇ ફેરફાર થાય, તે તુરત મને કેહવા આવજો! લેવો શેઠજી, આ દબ્બી લેઇ જાવો. એની કિમતના રૂપીઆ પચીસ આપજો!"

રૂપીઆની વાત સાંભળી, તે દરદી ડાકટર સાહેબનુ! મોહડું જોતો રેહ છે! અંતે દરદી હિંમત કરી બોલે છે: "આપ સાહેબે હમણાજ કેહયું કે રૂપીઆ પાંચસો સાજો થયા પછી લેવા, અને—"

"જી. હા—આપ બિલકુલ સાજા થાવો, અને જેવી પેહલ્લાં તમારી તબિયત હતી, તેવી તબયિત તમે હાંસલ કરો, તોજ મારે રૂપીયા લેવા, નહી તો—"

"જી હા, પણ—પણ ત્યારે આ પચીસ રૂપીયા" પેલો દરદી અચકાતાં બોલે છે, તેટલાં ડાકટર વચમા ઝટ જવાંબ દેતાં કેહ છે.

"ખરૂ, ખરૂં. રૂપીયા બસો તો શું પણ કોઇ રજવાડો કે અમીર ઉમરાવ જો હોય, તો શેઠજી તમારા કસમ, રૂપીયા એક હજારથી ઓછુ હું નહી લેઉ! આ દવા શું છે, તે આપ જાણોછો? એમા એક એક દવાઇ એવી મોઘી પડી છે, કે તેની કિમત થઇ શકે એમ નથી. અરે શેઠ મારાં "મુવાં મુરદાં જીવતાં કરે એવી એ દવાઇ છે!" રૂપીયા પાંચસો તો સારૂ થયાં પછી તમો આપશો, પણ દવાઇનું દાંમ તો તમુને પેહલ્લાં આપવુ પડશે."

મિત્ર, આ ચિતાર કલપીત સમજવો નહી. આ દરદી અંતે પેલા તબિબની લતરાજ આગલ નબલો પડી જાય છે; તે પોતાની

બગડેલી દેહને સુધારવાની આશામા પેલાં કેહવાતા કિમતી 'મુવેલાં મુરદાંને જીવતાં કરનારા પાકની દવાના' રૂપીઆ આપે છે, કે જે દવાની ખરી કિમત, ચાર આનાથી વધારે હોતી નથી. તે દવાનુ તે સેવણુ કરે છે. એવી અનેક દબ્બીઓ, તે દરદી અનેક વાર ખરીદી લઇ જાય છે, અને જ્યારે તે દરદી તે પાકથી પોતાને કાંઇ પણ લાભ થયલો જોતો નથી, ત્યારે અંતે પેલા હકીમને ત્યાં વધુ વાર જવાનુ, તે પોતેજ બંધ કરી, પોતાના નસીબ ઉપર વિલાપ કરી કંટાળીને નિરાસ થઇ બેસે છે. અજબ જેવું એ છે, કે એવા દરદીઓ અકલ પસંદ ઇલાજ કરવાથી દુર નાહસતા ફરે છે, અને તેમ કરતાં તેઓ તન, મન, અને ધનનો નાશ કરી, સેવટે પોતાને મારગે લાગે છે.

## સામાન્ય શારિરીક નબળાઇ માટે વપરાતી દવાઇઓ.

રફીક મેહરબાંન, ધ્યાંન રાખવું કે આ જાતની પિડાકારીમા કોઇબી ચોકસ જાતની ફરિયાદ દરદી કરતો નથી, પણ તેને અનેક જાતની ફરીયાદ ફરવી પડે છે.

આ સબબને લીધે, દરદીની ફરિયાદ પ્રમાણે તબિબોને ઇલાજ કરવા માટે જુદી જુદી દવાઓ આપવી પડે છે. એવા સંજોગ વચ્ચે કોઇબી ચોક્સ દવાનો ઉપયોગ કરી શકાતો નથી, તેમજ અતરે તેવો ઇલાજ પણ સુચવી શકાય એમ પણ નથી. તોપણ જવાંન તેમજ મોટી ઉમરવાળા દરદીની સામાન્ય તબિયતના સુધારા માટે, તબિબો મોટે ભાગે નિચલી દવાઇઓનો ઉપયોગ કરે છે.

આયર્ન ( લોખંડની બનાવટવાળી દવાઓ ). કુઇનિન, સ્ત્રિકનિન; ફોસફરસ; આર્સેનિક ( સોમલ ) વિગેરે શારીરિક નબલાઇ માટે તબિબો પોતાના દરદીને આપે છે.

અગર જો દરદીને ધાતુસ્ત્રાવ થતો હોય, યા જો તેનુ ગુપ્ત બદન ઉશ્કેરાયલાકરતું હોય, તો તેવી ફરિયાદ માટે પોટાશ્યમ બ્રોમાઇડનો ઉપયોગ તબિબો કરે છે. તેમજ કોનાયમ, બેલેડોના, કેનેબિસ-ઇનડિકા, હાયોસાયેમસ વિગેરે દવાઓ પણ એ જાતની ફરિયાદ માટે આપવામાં આવે છે.

જડ ઘાલી બેઠેલી ઇલ્લતવાલા દરદીઓની ખખડી ગયેલી દેહની આરોગ્યતા માટે સુચવાતા અનેક ઇલાજોમા, દરીયાની તેમજ ઉંચી ટેકડીવાલી હવાની ખાસ ભલામણ થઇ શકે છે. તેમજ બાહાર ખુલ્લી હવામાં ફરવા હરવાની ચાલુ ટેવ રાખ્યાથી તબિયત ઘણેક દરજ્જે સુધરવાનો મોટો સંભવ રેહ છે. બીજા ખાસ ઇલાજો તરીકે, ઠંડા પાણીની અંઘોળ, વિજળી અને ચંપી (મશાઝ)ના ઇલાજો, અનુભવી તબિબોની દેખરેખ હેઠળ ચાલુ કરવાની સુચના કરવામા આવે છે.

એવાં દરદીઓએ જેમ બને તેમ ગરમ મસાલેદાર ખોરાકનો ઉપયોગ એકદમ બંધ કરવો જોઇયે, અને તે બદલ સારો પુષ્ટીકારક ખોરાક, સેહલથી હજમ થઇ શકે એવો લેતા રેહવું. રાત્રે, જેમ બને તેમ ઓછો ખોરાક લેવો; કઠન બિછાના ઉપર સુવું; સુવાના ઓરડામા હવાનો આવ જાવ સારી રીતે રેહ તેમ કરવું, અને ઓરડામા વેન્ટીલેટરને ખુલ્લાં રાખવાં; ગરમ ઓઢવુ નહી, પણ હલકી ઓઢણીનો ઉપયોગ કરવો. એવા દરદીએ જાગરણ કરવું નહી, પણ જેવી ઉંઘ આવવા માંડે, કે સુઇ જવું, અને સહવારે પડતાંજ અંઘોળ કરી નાસતો-પાંણી કરી, રાબેતાને કાંમે લાગવું.

મિત્ર, આ ઇલ્લતની બિમારી એવી નથી, કે તે જલદીથી સાજી થઇ જાય. આગલ જણાવેલી દવાઓ માટે દરદીઓને જણાવવાની ખાસ જરૂર છે, કે દરેક સુચવેલી દવા ઘણીજ ઝેરી પ્રકારની છે,

## સ્ત્રી હમેલ કેવી રીતે ધારણ કરેછે.




ગર્ભસ્થાન અંદર સ્પર્મેટોઝુઆનો સંતાન બીજ સાથ
કેવી રીતે મેળાપ થાય છે, તેનો ચિતાર.

માટે તેનો ઉપયોગ દરદીએ પોતે કરવો નહી. તેટલાંજ માટે એ દવાના 'ડોઝ' આ પત્રમા મે જણાવ્યા નથી. એ સઘળી દવાના ઉપયોગ તબિબોનેજ કરવા દેવામા દરદીની સલામતી અને સુખાકારી સમાયલી છે.

લા૦ દુવાગીર,

D. H. P.



# પત્ર ૧૪ મું.

## ESOTERIC ANTHROPOLOGY.

## માનસજાતના મર્મ-સ્થાનના ભેદ.

(વૈદક શાસ્ત્રને આધારે.)

પ્રિય મિત્ર—

પુરૂષના શરીર અંદર ઉત્તપંન થતી ધાતુ માટે મેં મારાં આગલાં પુસ્તકો, પુરૂષ—શાસ્ત્ર તેમજ સ્ત્રી—શાસ્ત્રમા લંબાણ લેખ લખ્યા છે. આ નવાં પત્રમાં તે વિશે હું કાંઇક નવુંજ લખવા ધારૂ છું.

### પુરૂષોથી સ્ત્રીઓ વાંઝણી કેવી રીતે બને છે.

( ચિત્ર સાથે. )

પુરૂષના શરીર અંદર ઉત્તપંન થતી ધાતુમા ભવિસના આદમીને જનમ આપનારાં જંતુઓ-સ્પર્મેટોઝુઆ-વસે છે, એ બિના હવે છુપી રેહી નથી. એ જીવન-જંતુથી સ્ત્રી હમેલદાર બને છે, એ અત્યાર આગમજ વાંચકોએ વાંચી લીધું છે.

પુરૂષની ધાતુ જ્યારે તેના પોશીદા બદનમાંથી બાહાર પડે છે, ત્યારે તે મુત્ર-માર્ગ યાને યુરિથ્રામા આવેલાં કેટલાંક પિન્ડ, જે પ્રોસ્ટેટ ગ્લેન્ડસને નામે જણાયલાં છે, તે પિન્ડમાંથી નિકલતા પ્રવાહી † સાથ, તે ભેલાઇ જઇ એકરસ થઇને બાહાર પડે છે.

## પુરૂશની ધાતમા સમાયલા ત્રણ પ્રવાહી.

**Constituents of Semen.**

પુર્વકાળના લખનારાઓ પુરૂશના ગુપ્ત શરીરમાથી નિકલતા આ પ્રવાહીની બનાવટ માટે એવું જણાવે છે, કે તે ત્રણ જાતના જુદા જુદા પ્રવાહીથી બનેલી મિલાવટ હોય છે. સર્વથી ઉત્તમ પ્રકારની પ્રવાહી (૧) પુરૂશની ગોળી અંદર ઉતપંન થાય છે; (૨) કાંઇક પાણી જેવો પતલો પ્રવાહી, જે 'વેસિકલ્સ'માથી. નિકલી ધાતુ સાથે મળી જાય છે; અને (૩) તેલ જેવા દેખાવવાલો ઘટ પ્રવાહી, જે પ્રોસ્ટેટ ગ્લેન્ડસ'માથી નિકલી ધાતુ સાથે મલી ગયેલો હોય છે. આ ત્રણે રસની ભેગી મિલાવટથી પુરૂશની ધાતુ બનેલી પુર્વ કાલના લખનારાઓ વર્ણવી ગયા છે.

## જીવન શકિત આપનારો પ્રવાહી.

મિત્ર, આ પ્રોસ્ટેટ ગ્લેન્ડસ માહેલો રસ, ધાતુ માહેલાં જીવન જંતુને જીવન શકત આપવા માટે જણાયલો છે. પ્રોસ્ટેટ ગ્લેન્ડસમાથી નિકલેલો રસ, ધાતુ સાથ મલી જતાંજ, ધાતુ માહેલા 'સ્પર્મેટોઝુઆમા' તુરતજ તેજી લાવે છે, જેથી તેમણી હીલચાલ યાને Motility તુરતજ વધી જાય છે, અને જો સુક્ષમદર્શક યંત્ર વડે જોયું હોય,

† મુત્ર મારગમા પ્રોસ્ટેટ ગ્લેન્ડસ ઉપરાંત બીજાબી ગ્લેન્ડસ આવેલા છે, વધુ માટે વાંચો મારૂ પુરૂશ-શાસ્ત્ર, કરતા.

તો એ 'સ્પર્મેટોઝુઆ'ની હિલચાલની ગતી અતિશય વધી ગયેલી દેખાય છે. અવલોકન કરનારા વિદ્વાનોએ ખાસ નોંધ લીધી છે, કે પ્રોસ્ટેટ ગ્લેન્ડસના રસની અંદર, 'સ્પર્મેટોઝુઆને' નવું જીવન આપવાનો ખાસ ગુણ સમાયલો માલમ પડયો છે, કેમકે એ રસની મિલાવટ આગમજ 'સ્પર્મેટોઝુઆ' ધાતુમા બિલકુલ મુરદાલ, મંન્દ, અને સ્થીર હાલતમા જણાયાં હતાં. † આ ઉપરથી માલમ પડે છે, કે પ્રોસ્ટેટ ગ્લેન્ડસમાંથી નિકલતો રસ કેટલો બેમુળ અગત્યતા ધરાવે છે. અગર જો એ પ્રવાહી ન હોય, યા તો પ્રોસ્ટેટ ગ્લેન્ડને કાંઇક બિમારી લાગુ પડવે તેમાંથી નિકલતો એ રસ જો નાશ પામે, યા તે ઉતપંન થતો બંધ પડે, તો તેનુ પરીણામ એવુજ આવે, કે મરદની મરદીને તેથી મોટું નુકસાન પોંહચે. એવા સંજોગ વચ્ચે મરદ મરદીમા હોવા છતાં, અને પોતાની પરણેતરને લગ્નના સઘલા હક આપતો હોવા છતાં, તેની પરણેતર વાંઝણી રેહ છે, અને તે વાંઝીયાપણાનો ખરો ભેદ જે સમજી શકાય છે, તે એજ કે પુરૂષની ધાતુમાં વસ્તાં 'સ્પર્મેટોઝુઆ,' પ્રોસ્ટેટ ગ્લેન્ડસના રસની મિલાવટ વિના બિલકુલ મુરદાલ, અને મંન્દ હાલતમા હિલચાલ વગર સુસ્ત પડી રેહલાં હોવાની સબબે, તેઓ સ્ત્રીના પ્રસવ મારગમાંથી તેણીના ગર્ભસ્થાનની અંદર પ્રવેશ કરી શકતાં નથી, કે જયાં સ્ત્રીના સંતાન-બિજ—ovum—સાથ તેનો મેલાપ થવે, સ્ત્રી હમેલ ધારણ કરે છે. સ્પર્મેટોઝુઆનો સ્ત્રીના ગર્ભસ્થાન અંદર કેવી રીતે મેલાપ થાય છે, તે આ સાથે આપેલાં ચિત્ર ઉપરથી જણાઇ આવે છે.

મિત્ર, સંસારમા આવા બનાવો અસંભવિત હોતા નથી. પુરૂષની આવી કફોડી હાલતની ખરી ખબર તેની પરણેતરને ન હોવાથી, અને

† Study in the Psychology of Sex, By Havelock Ellis.

પુરૂષના વિર્યની આ ભેદી શક્તિના જ્ઞાનથી તે અજ્ઞાન હોવાને લીધે, ઘણીક પરણેતરો જ્યારે હમેલ ધારણ કરી શકતી નથી, ત્યારે તેઓ પોતાનાજ શરીરમાં કાંઇક ખામી હોવી જોઇયે એવા શકમા તેઓ પડે છે, અને પોતાના વાઝીયાપણાના ઇલાજો કરવા તેઓ અનેક સિંખ્યા તેમજ આડકતરા ઇલાજો અજમાવવા શરૂ કરે છે.

## પુરૂષોને ઘડપણમા લાગુ પડતી પ્રોસ્ટેટની બિમારી.

આ પ્રોસ્ટેટ ગ્લેન્ડસ કાંઇક અજબ જેવો ભાગ, નર જાનવરોમા પણ ભજવે છે. નર જાનવરોમા પ્યારની મોસમ–Rutting Season–મા એ 'પ્રોસ્ટેટ ગ્લેન્ડસ' તણાઇને મોટા થઇ આવે છે, અને પ્રજા ઉતપંન કરવાની તેમણી મોસમ પુરી થતાંજ, એ 'ગ્લેન્ડસ' બિલકુલ પાછા બેસી જઇને બેમાલમ થઇ જાય છે. પણ માનસજાતમા તેમ થતું નથી. કુદરતે માનસજાતને માટે પ્રજા ઉતપન કરવાના જે નિયમ મુકરર કરેલા છે, તે જાનવરો કરતાં જુદીજ પ્રકારના હોવાને લીધે, આ પ્રોસ્ટેટ ગ્લેન્ડસ પુરૂષોમાં બેમાલુમ થઇ જતા નથી. પુરૂષની પ્રકૃતી તરફ જોતાં, કુદરતે જાનવરો માટે પ્યારની મોસમ જેમ મુકરર કરી છે, તેમ માનસજાત માટે કાંઇ ચોકસ પ્રસંગ કે વખત મુકરર કરેલો હોતો નથી, જેથી તેઓને પોતાના વિર્યનો ઉપયોગ, કોઇબી પ્રસંગે પોતાની મરજી અનુસાર કરવાની કુદરતે ગોયા છુટ મુકેલી હોય છે. પુરૂષમા વૃધ ઉંમરે આ પ્રોસ્ટેટ ગ્લેન્ડસ, કોઇક વાર અમુક કારણે જ્યારે મોટા Hypertrophied થાય છે, ત્યારે તેઓને તેથી મોટી પિડાકારી ઘડપણમા વેઠવી પડે છે.

## પુરૂશની ધાતના પુર્વ કાળમા દવા તરીકે થતા ઉપયોગો.

મિત્ર, પુરૂશની ધાતના ગુણુદોશની તપાસ કરનારા વિદવાંનોએ પોતાના અવલોકનના પરીણામો જે તબિબી દફતરે નોધાવ્યાં છે, તે સાહિત્યથી આપણુ હજી અજાણ્યાં છૈયે. વિદવાંન લેખક હેવેલોક એલીસ પોતાના એક પુસ્તકમા, એ વિશે જે નોધ લીધી છે, તે તેનાજ શબ્દોમા વાંચક રૂબરૂ હું રજુ કરૂ છું:—

"· · · When at length the semen is ejaculated, it contains various substances which may be separated from it, and possesses various qualities, some of which have only lately been investigated, while others have evidently been known to mankind from very early period" · · · · "When held for some time in mouth," remarked John Hunter, "it produces a warmth similar to spices which lasts some time."† *Possibly this fact first suggested that semen might,* when injected, possess valuable stimulant qualities a discovery which has been made by various savages, notably by the Australian aborigines, who, in many parts of Australia, administer a potion of semen to dying or feeble members of the tribe. It is perhaps noteworthy that in Central Africa the testes of the goat are consumed as an aphrodisiac.† "

† J. Hunter, Essays and Observations, Vol. I, p. 189.

## સતર અને અધારમી સદીમા પુરૂશની ધાતનો કેવો ઉપયોગ થતો હતો.

વાંચક મિત્ર, ઉપલા લેખ ઉપરથી જણાય છે, કે પુરૂશની ધાતનો જંગલી જમાનામા ઓસ્ટ્રેલિયાના જંગલી લોકો, મરણ કાંઠે પડેલાઓને સજીવન કરવાના ઇલાજ તરીકે, તેમજ નબળાઓને શકતી આપવાના ઇલાજ તરીકે ઉપયોગ કરતા હતા. વળી સેંન્ટ્રલ આફ્રિકાના વતનદારો, મરદીના ઇલાજ તરીકે, પુર્વકાળમાં બકરાંની ગોળીઓનો દવા તરીકે ઉપયોગ કરતા હતા. વળી અધારમી સદીના જમાનામા, યુરપના કેટલાક વિદવાંન તબિબો, પુરૂશની ધાતનો દવા તરીકે ઉપયોગ કરવાની ભાર મુકી હિમાયત કરી ગયા છે, અને તેમા સમાયલા વૈદક ગુણો માટે, લંબાણથી દલીલ કરી 'પ્રિસકીપશનો'મા લખાવટ પણ કરી ગયા છે, એવી નોધ તબિબી દફતરોમાં નોધાયલી મલે છે.

## પુરૂશની ધાતનો સતરમી સદીમા જાદુ–તોણા અને વશીકરણ માટે કેવી રીતે ઉપયોગ થતો હતો.

એક હાથ ઉપર પુર્વકાળમા જ્યારે પુરૂશના વિર્યનો દવા–દારૂ તરીકે ઉપયોગ થતો હતો, ત્યારે તેજ જમાનામા એજ વસ્તું જાદુ-તોણા માટે કેવી રીતે વપરાતી હતી, અને તેને માટે કેવા વેહમો તે વખતના જમાનામા જાએજ હતા, તેની નોધ પણ આપણુને સાહિત્યમા મળે છે. દાખલા તરીકે સતરમી સદીમા, એનો ઉપયોગ જાદુ–તોણા અને ધંતર મંતર માટે થતો હતો, એવી અનેક દંતકથા નોધાયલી જણાઇ છે. એ ઉપરાંત તે વખતના લોકો વિસ્વાસભરી માન્યતા સાથ, સામા ધણીનો પ્યાર જીતી લેનાર (Love-philter) વસ્તુ તરીકે તેનો ઉપયોગ કરતાં હતાં. વલી એટલેથીજ નહી અટકતાં, બિજા અનેક ઉપયોગો એ

વસ્તુના થતા નોંધાયા છે. સ્ત્રીઓ પોતાના બેદરકાર ભરથારોને વશ કરી લેવાના ઇલાજ તરીકે, પોતાના ભરથારની એ વસ્તુનો એવો તો નજીસ ઉપયોગ કરતી હતી, કે તેવાં કાંમ કરનારી સ્ત્રીઓને સાત વરશની સજા થતી હતી †

## પુરૂશની ધાતનો પુર્વકાળમા દવા તરીકે થતો ઉપયોગ.

મિત્ર, આ વસ્તુમા સમાયલા વૈદક ગુણોથી પુર્વની પ્રજા માહિતગાર હતી, અને ગ્રીસ્યન તબિબો, તેમજ ઇરાંનના અને હિંન્દના વૈદક શાસ્ત્રીઓ, તેમા સમાયલા એવા ગુણોથી જાણીતા હતા. પુરૂશના વિર્ય યાને 'સિમેન'મા, જનંન શરીરને તાકત, જોર અને જુસ્સો આપે એવા ગુણ સમાયલા છે, એવું તે જમાનાના તબિબો જાણતા હતા. જમાનાના તે કાળમા જે જે વનસ્પતીઓ, આદમીના શરીરમાં પ્યારનો જુસ્સો પેદા કરનારી દવાઓ તરીકે જણાયલી હતી, તે દવાના વર્ગમા એક "ફિઝીયોલોજીકલ એફ્રોડિસીયેક*" તરીકે પુરૂશની ધાત પણ ગણાતી હતી. પુરૂશના વિર્યમા કામનો જોશ ઉત્તપન્ન કરનારી શક્તી સમાયલી છે, એવો તે જમાનાના લોકોમા મજબુત વિચાર હતો, કેમકે તેઓની એવી માન્યતા હતી, કે એ પ્રવાહી માનસના બરડાના કાંઠા spinal cord માથી ઉતપંન થઇ બાહાર નિકળી હતી. વિર્યમા સમાયલા એ ગુણ ઉપરથી, તે વખતે એ એક શક્તિ આપનારી 'ટોનિક' દવા તરીકે નબળાં અને દુર્બળોને માટે પણ એ વસ્તુ વપરાતી હતી. વળી

† Havelock Ellis Vol. V. P 173.

* એફ્રોડિસીયક (aphrodisiac) જનન શરીરમા કામનો જોશ ઉતપંન કરનારી દવા.

ઘરડાંઓના શરીરને પુષ્ટી આપવા માટે, તે એક ' સ્ટિમ્યુલંન્ટ ' ગણાતી, જેથી 'હાર્ટ' અને 'મસ્સ'ને તાકત મળતી હતી.

## દુખ દરદના ઇલાજ માટે જાનવરોના અવયવોનો દવા તરીકે થતો ઉપયોગ.

## "ઓરગેનોથિરેપી."

## ORGANOTHERAPY.

પુરૂશના જીવન પ્રવાહીની બનાવટ કેવા પ્રકારની છે, તે આજના વખતના રસાયણ શાસ્ત્રીઓએ ખુલ્લી રીતે જાહેર કીધું છે. આ પ્રવાહી અંદર સમાયલા ગુણ, એક ફ્રેન્ચ વિદવાંને પોતાના લાંબા અભ્યાસ અને અવલોકનને આધારે થોડુંક થયું જાહેર કીધા છે.* આજ કેટલીક મુદતથી યુરપના વિદવાંન તબિબોએ માનસને લાગુ પડતાં દુઃખ દરદોના ઇલાજે કરવા માટે, ' ઓરગેનોથિરેપી ' (Organotherapy) નામે જણાયલું એક નવું વૈદુ દુનિયા સમક્ષ જાહેર કીધું છે. એ વૈદું મોટા પ્રમાણમા ફતેહમંદ નિવડેલું જણાયું છે. પણ ખરૂ જોતાં એ વૈદુ પુર્વકાળની અરબ અને ચીનની પ્રજામા જાણીતુ હતું, અને હાલમા સુધરેલી ઢબ ઉપર, પશ્ચીમના વિદવાંનોએ આપણી સમક્ષ, તેને નવાંજ રંગ-રૂપમા પ્રગટ કીધું છે. પુર્વકાળમાં એ વૈદાં માટે અરબ લેખકોએ મોટાં દફતર લખ્યાં હતાં, જેમા તે વખતમાં હસ્તી ભોગવતાં જાત જાતના જંતુંઓ, તથા જાનવરોના શરીરના જુદા જુદા ભાગો અને અવયવો માનસજાતને લાગુ પડતાં કેટલાંક દરદો ઉપર, જુદાં જુદાં અનુપાન સાથ ખવડાવવામા આવતાં હતાં. એટલુંજ નહી, પણ જાનવરોના શરીરના જુદા જુદા ભાગોમાં જાદુઇ અસર

* Florence on 'Sperm.'

કરનારા અમુક પ્રકારના ગુણ હતા, એવી તે લોકની માન્યતાને લીધે, તેઓ તેનો પણ ઉપયોગ કરતા હતા. આ પુસ્તક 'હયાત-અલ-હયવાંન' † ને નામે ઓળખાતું હતું.

## પુરૂશની નામરદી માટે આગલા વખતમા જણાયલા ઈલાજો.

દાખલા તરીકે એ પુસ્તકમા જણાવ્યા પ્રમાણે "સસલાંનું ભેજું પકાવીને કાળાં મરી સાથ ખવાડયું હોય, તો ધ્રુજરી *Tremors* નો મરજ મટે! અગરજો સસલાંનું ભેજું ગાયના દુધમા ભિંજવી દરદીને ખવાડયું હોય, તો ખાનાર ધણી કદીબી ઘરડો બનતો નથી.! અગરજો કોલહાંની ગોળીઓ (testes) નો 'અરક' નપુંશકને ખવાડે, તો તે મરદીમાં આવે! અગર જો એજ જાનવરનુ મેળું (dung) ગુલાબના તેલમા મેળવી, પુરૂશના ગુપ્ત બદન ઉપર માલીસ કરે, તો તેથી તેનુ બદન ઘણુજ બળ મેલવી શકે.!"

## ધુવડની આંખોમા સમાયલા બે અજબ જેવી શકતી.

એજ કિતાબમા મંતર મંતરના કેટલાક લેખ લખેલા જણાવ્યા છે. દાખલા તરીકે ધુવડ માટે લખતાં એવું જણાવ્યું છે કે: "ધુવડને જ્યારે મારી નાખવામાં આવે છે, ત્યારે તેની એક આંખ ઉઘાડી અને બિજી આંખ બંધ રેહ છે! અગર જો એ ધુવડની ઉંઘાડી આંખ કાહડી લઇ, તેને એકાદ વિંટીમા રાખી હોય, અને જેબી આદમી તે વિંટી પોતાને આંગલે જ્યાં સુધી પેહડી રાખે, ત્યાં સુધી તે જાગરૂત હાલતમા રેહ છે, અને રાત્રે પણ તેને નિંન્દ આવતી નથી!

† Ad-Damer's Hayat.Al-Hayawan, Translated From the Arabic By Late Lt. Colnel A. S. G. Jaykar, I. M. S.

અને એજ રીતે તે ઘુવડની બંધ રેહલી આંખને વિટીમા જડાવી, તે વિટીનો જો ઉપયોગ કરવામા આવે, તો ઉલટાજ પ્રકારની અસર પેહડનાર અનુભવે છે!"

## નિંન્દમાં પડેલી સ્રીને મોહડે, તેના દીલની વાત બોલાવવાની રીત.

વળી ઘુવડના 'હાર્ટ' માટે એજ કિતાબમા જે અજાયબ લખાવટ કરી છે, તે એ છે કે: "જો ઘુવડને મારી નાખી, તેના 'હાર્ટ' ને કાહડી લેઇ, એક ન્દિંમાં પડેલી સ્રીના ડાબા હાથમાં મુકયું હોય, તો તે સ્રી પોતાના દીલની સઘલી વાત નિંન્દમાં પડી પડી બોલી દે છે!" આ સઘલાની સચાઇ માટે મજકુર પુસ્તકનો હવાલો આ અદના લખનાર વાંચકને આપે છે, કેમકે તેનો અનુભવ તેના લખનારનેજ હોવો જોઇયે!

મિત્ર, અલબતાં આ લખાવટ પુર્વકાળના અરબોએ લખેલાં સાહિત્યમાથી વાંચક વરગની ફકત જાણ માટે અતરે ઉતારી લીધી છે. પણ તે એટલુંજ દેખાડવા માટે, કે 'ઓરગેનોથિરેપી' કાંઇ યુરપના વૈદોની શોધતુ પરીણામ નથી, પણ પુર્વના મુલકોમા એવું વૈદું અસલ હતું, અને પાછલથી યુરપીયન વિદવાંનોએ તેને સુધારી, આજના વખતને અનુસરતુ બનાવી જાહેર કીધું છે. નીચલી દવાઓનો ઉપયોગ આજના વખતમા જગ જાહેર થઇ ચુકયો છે.

મૅરૂબીનને નામે આજે ઓલખાતી દવા, બલદના હાડકાંમાથી લાલ રંગની ગુરનો ખેંચી કાહડેલો અરક છે, જે દુબળાં અને નાતવાંન બાળકોને પુષ્ટી આપવા માટે વપરાય છે.

**વિશેષ:** એ હાંડકાની ગુર સાથ ઈંડાં અને 'માલ્ટ'ની મિલા-વટવાલી બનાવટ છે, જે નાતવાંન બચ્ચાંઓને માટે ભલામણ કરવામા આવી છે.

**કૅારપોરા લૂટિયા:** જાનવરોની માદાના સંતાંન-બિજ-સ્થાંનના (overy) અમુક ભાગમાથી ઉપજાવેલી બનાવટ છે. સ્ત્રીઓને દરતાંનની પિડાકારીમા, તેમજ ગર્ભસ્થાનની અમુક બિમારી માટે ખાસ ભલામણ કરવામા આવી છે. સ્ત્રીઓને લાગુ પડતી હિસ્ટીરિયાની બિમારી, અમુક કારણે લાગુ પડેલુ વાંઝીયાપણું, કલોરોસિસ, વિગેરે બિમારી ઉપર એ વસ્તુ હાલ વપરાય છે.

**સ્પર્મિન ; ઑર્કિડીન; ટેસ્ટીકયુલીન:** એ સરવે જાનવરની ગોળીઓમાંથી બનાવેલી બનાવટો, જનાંન શરીરની જુદી જુદી પિડા-કારીઓ માટે વપરાય છે. એ ઉપરાંત અનેક બિજી બનાવટો બનેલી છે, અને રોજ-બ-રોજ વિદવાંનો એવી નવી નવી શોધ ખોલ કરી, નવી નવી બનાવટો બનાવતા રેહા છે.

## આગલા જમાનામા મરદી માટે વપરાતી વનસ્પતીઓ.

મિત્ર, એવી ઘણીક વનસ્પતિઓ જે માનસજાતના ખોરાક તરીકે અસલ વપરાતી હતી, તેનો જમાનાના તે કાળમા 'એફ્રાડિસીયેક' દવા તરીકે ઉપયોગ થતો હતો, પણ ખરૂં જોતાં તેમા સેહજભી તેવો ગુણ હતોજ નહી. દાખલા તરીકે, પટેટા(Potato) જેવી ખાવાની વનસ્પતી જ્યારે ઈંગ્લંન્ડમા પેહલ વેહલ્લી અમેરીકાથી આવી, ત્યારે તેને માટે એવું માની લેવામા આવ્યું હતું, કે 'પટેટા' પુરૂષની કામ શકતીને ઉશ્કેરનારી વસ્તુ છે! એવુંભી કેહવામા આવે છે, કે પટેટાની

અંદર સમાયલા એ કેહવાતા ગુણ વિશે, રાણી એલીઝાબેથના વખતમા નાટક લખનારાઓએ પોતાના લખાણોમા વઠિક ટીકા કીધા હતા! પણ તેથી એવું માની લેવું નહી, કે સઘલીજ વનસ્પતીઓ નકામી છે. કેટલીક વનસ્પતિઓ એવા ગુણ ધરાવવા માટે આજેબી જાણીતી છે. દાખલા તરીકે કાંદાની અંદર એવો ગુણ વર્ણવાંમા આવ્યો છે; અને ગ્રીશ્યનો પણ કાંદા માટે એવોજ વિચાર ધરાવતા હતા. ઇટલીના બંદીખાના માહેલા કેદીઓ માટે કેહવામા આવ્યુ છે, કે કુંછન્દી પ્રકૃતીના કેદીઓ કાંદાના ઘણાજ શોખીન હોય છે. સેલરી માટે બેલજીયમના લોકોમા એવોજ વિચાર જાએજ હતો. વળી લસનને યુનાની હકીમો ખાસ શક્તિવરધક વનસ્પતી તરીકે ગણતા હતા, અને તે માન્યતા ખોટી નથી, કેમકે આ અદના લખનારે ખાસ યુનાની લસન પાકના નુસ્કા અજમાવ્યા પછી, તે વિશે શક રેહયો નથી.

## હાલના જમાનામા મરદી માટે વપડાતી હિંન્દી ધાતુપુષ્ટ વનસ્પતિઓ.

ઉપલી નોધ લીધા પછી, હાલના વખતમા આપણા દેશમા ઉતપંન્ન થતી કામવરધક ગુણ ધરાવતી થોડીક વનસ્પતીઓના નામની નોધ લીધેલી ફોકટ જશે નહી. એ વસ્તુઓ 'ધાતુ પુષ્ટ' જડીબુટીને 'લાડકે' નામે આપણા વચ્ચે જણાયલી છે. નિચલી વસ્તુઓના ગુણ દાખલામા ઉતરવાની હાલમા આ જગ્યા નથી, પણ એ વસ્તુઓ સપ્રમાણ વજનમા પુરૂશની ધાતુને પુષ્ટી આપવા માટે જણાયલી છે. (૧) સફેદ મુસલી (૨) કાળી મુસલી; (૩) ગોખરૂ; (૪) એખરો, (૫) સીંગોડા; (૬) કંમર કસ; (૭) ઝેરી કચુરો; (૮) કંમર કાકડી; (૯) દોધીના બિજ; (૧૦) કોહડાંના બિજ, (૧૧) બદાંમના બિજ; (૧૨) પીસ્તાં, ચારોલી વિગેરે બીજી અસંખ્ય જડી બુટીઓ જણાયલી છે.

## થોડાંક કામ વરધક તેજાંણા.

એ ઉપરાંત જુદી જુદી જાતના મસાલા અને તેજાંણા પણ આદમીના શરીરમા કાંમને ઉશ્કેરવાના ગુણ ધરાવવા માટે જણાયલા છે. એ તેજાણાના વરગમા નિચલાં નામો મશહુર જણાયલાં છે. ૧, જાયફલ,. ૨, જાવત્રી, ૩, તજ ૪, સુંઠ, ૫, કસ્તુરી, ૬, અંબર, ૭, કેસર, વિગેરે.

## થોડીક કામ વરધક મચ્છીઓ.

વળી કેટલીક જાતની મચ્છીઓ પણ એવા ગુણ ધરાવવા માટે જણાયલી કેહવામા આવે છે. ઓઇસ્ટર્સ, અને એજ વર્ગને લગતી કોટલાં અને શિંગડાંવાલી મચ્છીઓ (shell fish) એવી શક્તિ ધરાવવા માટે જણાયલી કેહવામા આવે છે. વિદવાંન તબિબ 'કીશ' કેહ છે, કે એ મચ્છીમાં સમાયલો કાંમવરધક ગુણ, તેના 'ગર્ભ' ને આભારી હોય છે. એ ઉપરાંત આજના ઇંગ્રેજી વૈદક શાસ્રમા ધાતુ-પુષ્ટ, અને નામરદીની દવાઓના નામોનો સેહજથી દુકાલ નથી. એવી દવાઓના નામો અને તેમના ગુણદોશની નોધ, નામરદીના વિષય ઉપર લખાણ કરતી વખતે હું લેવા ધારૂ છું.

## હિજડાઓની વિચીત્ર હાલતના કારણ.

પુરૂશની ધાતના આવાં મહાન પરાક્રમની વિગત એટલેથીજ અટકતી નથી. એ બાબદ હજી ઘણી સારી રીતે લંબાણથી દરશાવી શકાય એમ હોવા છતાં, અતરે પુરતી સગવડની ગેરહાજરીને લીધે તે બંધ કરવી પડે છે. આ બેમુળ પ્રવાહી માટે જુના જમાનાના કેટલાક લખનારાઓનુ એવુ મત હતુ, કે પુરૂશની ધાત તેના શરીરની અંદર લાંબા વખત બંધીયાર રેહવી જોઇયે નહી, પણ શરીરમાથી તે બાહાર નિકલી જવી જોઇયે, કેમકે તે શરીરની અંદર રેહવાથી શરીરને

નુકસાન કરના થઇ પડે છે. પણ એ વિચારોની વિરૂધ, તે જમાનામા વળી એવાબી લેખકો હતા, કે જેઓનુ મત એવું હતું, કે પુરૂશનુ વિર્ય પુરૂશના શરીર અંદરજ રેહવું જોઇયે, અને જેમ તે વધારે વખત પુરૂશના શરીર અંદર રેહ, તેમ તે શરીરને વધારે ફાયદાકારક થઇ પડે છે, અને જો તે શરીરની અંદર પાછી સોષાઇ (Re-absorb) જાય, તો તેથી શરીરને પુષ્ટી અને તાકત મળે છે.

અધારમી સદીમા વિદ્વાંન તબિબ હૅલર, પોતાની 'એલીમેન્ટસ ઓફ ફિઝીયોલોજી' નામની ચોપડીમા લખી ગયો છે કે: "સ્પર્મ, સેમિનલ વેસિકલમા જમાવ થયા પછી, શરીર માહેલાં લોહીમા પાછુ સોષાઇ જાય છે, અને તેના પરીણામમા મરદોને દાહડી અને મુછના બાલ, તેમની જવાનીના બહારની નિશાંણી તરીક ઉગે છે, જે હિજડાઓમા બિલકુલ ઉગતાજ નથી."

## નબલી અને દુરબળ બાંધાવાલી સ્રીઓ, પરણ્યા પછી ભરેલાં આંગની કેમ બને છે?

મિત્ર, પુરૂશના માર્મિક સ્થાંનનો ભેદ એટલેથીજ અટકયો નથી. વિદ્વાંનો કેહ છે કે: "પુરૂશનુ વિર્ય શરીરમા દાખલ થયા પછી તે એક 'સ્ટિમ્યુલંન્ટ' (Stimulant) ના જેવું કાંમ કરે છે. એ ઉપરથી સેહલથી અનુમાન થઇ શકે છે, કે સંસાર વૈભવ દરમિયાન સ્રીના શરીર અંદરબી એ વસ્તુ તેરીજ અસર ઉતપંન્ન કરી શકે. સ્રીના પ્રસવ માર્ગમા એક ખાસ ગુણ એ હોય છે, કે તેના સમાગમમા આવતી કોઇબી પ્રવાહીને, તે સોષી લેવાની શક્તિ ધરાવે છે." 'કેન' અને 'લેવી' નામના બે તબિબોએ બિજાઓ ભેગા અખ્તરા કરી એવુ

સાબિત કીધું હતું, કે આયોડીનના પાણીમા ભિંજવેલો રૂ, સ્રીના પ્રસવ-માર્ગમા દાખલ કીધા પછી, એક કલાકે તેણીની પિસાબ (urine) તપાસી જોતાં, તેમા 'આયોડીન'ને‌ા કસ માલમ પડયો હતો.

એ ઉપરથી તબિબો એક મત થયા છે, કે સ્રીનો પ્રસવ માર્ગ દવા જેવી વસ્તુઓ સોષી લેવાની શક્તિ ધરાવે છે, તો બનવા જોગ છે, કે પુરૂષનુ વિર્ય પણ તેમા એજ રીતે સોષાઇ જવું જોઇયે. એ ઉપરથી એવાં અનુમાન ઉપર તબિબો આવ્યા કે, "નબળા બાંધાવાલી અને તરાઇ ગયલાં શરીરવાલી કુંવારી જવાંન છોકરીઓ, લગનના ગાંઠથી જોડાયા પછી, ભરેલાં અાંગવાલી અને લોહીયાલ બને છે, તેનુ એજ કારણ હોવું જોઇયે. મિત્ર, એજ સબબને લીધે ઘણાક તબિબો 'કલોરોસિસ' અને 'એનિમીયા'ની બિમારીથી રીબતી જવાંન બાનુંઓને પરણી જવાની ભલાંમણ કરતા જણાય છે."

## સ્પર્મિન—બ્રાઉન સિકવાર્ડની મહાંન શોધ.

પુરૂશની ધાતુના ગુણ દોશનુ અવલોકન કરવામા ઘણાક વિદ્વાંન તબિબો રોકાઇ ગયા હતા. એ સર્વેમા બ્રાઉન સિકવાર્ડ નામના તબિબે ગઇ સદીમા પોતાના અવલોકનને આધારે એવું જાહેર કીધું, કે પુરૂશોને લાગુ પડેલી નબળાઇ (debility) અને કવખતના ઘડપણ (senility) જેવી બિમારી ઉપર 'ગોળીઓનો કસ' (Testicular juices) 'સ્ટિમ્યુલંન્ટ' અને 'ટોનિક' તરીકે ઘણીજ સારી અસર કરે છે. આ બિના તબિબ મંડળોમા જાહેર થતાંજ, રોગ નિવારણ કરનારી દવાની શોધ ખોલ કરનારાઓની નજર સાંમે એક નવો રસ્તો જાહેર થયો. જુદાં જુદાં ગામોમા વસ્તા તબિબોએ એવી જાતના 'અરક' બનાવવાની યોજના સોધી કાહડી, અને એજ અરસામા

'પેહેલ' નામના વિદ્દવાને 'સ્પર્મિન.' (Spermin) નામની દવા પેહલવેહલ્લી બનાવી.†

મિત્ર, આ ઉપરથી વગર શક માલમ પડે છે, કે પુરૂશની ધાત કેવી બેમુલ વસ્તુ છે, અને માનસજાતની ઓલાદના વધારા માટે કેવી ગુપ્ત કરાંમત તેની અંદર સમાયલી છે. એ વસ્તુથી ઓલાદની ઉત્પંતિ વધે છે તેટલાં માટેજ તે બેમુલ છે એમ સમજવું નહી; એમા જીવંન-જંતુ પેદા કરવાની કરામતભરી શકિત છે, તેટલા માટેજ એને બેમુલ સમજની નહિ; પણ એ વસ્તુમા પુરૂશને તેનુ પુરૂશાતન, તેનુ સુરવીરપણુ, તેના મનની મરદાંનગી, અને એક હિજડાથી એક મરદ કેવો અને કેટલો જુદો પડે છે, અને તે કેવો હોય છે, તે દેખાડી આપવાની ગુપ્ત શકિત એ વસ્તુ અંદર જગત કરતાએ સમાવેલી છે.

લા૦ દુવાગીર,

D. H. P.

---

† એ દવા માટે પેહેલે જે મત આપ્યુ, તે આ છે:

"A positive Katalysator or accelerator of metabolic processes, exert a real influence in giving tone to the heart and other muscles, and improving the metabolism of the tissues, even when all influences of mental suggestion have been excluded." (*Havelock Ellis.*)

પુરૂશની તંન્દરોસ્ત હાલતમાં સ્પર્મેટોઝુઆ શરીરમા કેવાં હોય છે.




(સુક્ષમ દર્શક યંત્રમાથી નજરે પડતો આકાર.

સુક્ષમ દર્શક યંત્રમાથી સ્પર્મેટોઝુઆ કેવાં દેખાયછે, તેનો
સાચો ચિતાર.



સંખ્યાબમા આ જંતુ એટલાં તો નાહના હોય છે, કે સૂક્ષમ દર્શક
યંત્રની મદદ વિના તે કદીઆ નજરે પડતાં નથી.

# પત્ર ૧૫ મું.

—o—

## પુરૂશની ધાતુને લાગુ પડતાં થોડાંક દરદો.
(ચિત્રો સાથે.)

## DISORDERS AFFECTING THE SEMEN.
## સીમેનનુ વધી તેમજ ઘટી જવું.

સુજ્ઞ મિત્ર—

### પુરૂશના વીર્યની ખાસિયત ક્યારે બદલાય છે.

મિત્ર, ઓલાદની ઉતપંતિ માટે પુરૂશની ધાતુમા વસ્તાં જીવન જંતુની પુખ્ત હાલત, તથા તેમની તંન્દરોસ્ત તબિયત ખાસ જરૂરની હોય છે. એ જીવન—જંતુ યાને 'સ્પર્મેટોઝુઆ'ની શારિરીક રચના અને શક્તિ, પુરૂશના શરિરની આરોગ્યતા અને તંન્દરોસ્તીના પ્રમાણમા હોય છે. મજબુત બાંધાના, તેમજ કદાવર અને જોરવાલા પુરૂશોની અંદર, એ જંતુઓ મોટી સંખ્યા અને તંન્દરોસ્ત હાલતમા હોય છે. બિજા હાથ ઉપર નબળી દેહ અને કમજોર પુરૂશોમા એ જંતુઓ જેમ સંખ્યામાં ઓછાં હોય છે, તેમ શક્તીમા પણ નબળાં અને નિર્બળ હોય છે. તેમજ દરદી તબિયતવાલા મરદોની ધાતુમા એ જંતુઓ, ઘણીજ ધીમી ચળવળવાલાં, સુસ્ત હાલતમા પડી રેહલાં, અને કદમા પણ નાહનાં થઈ ગયલાં હોવા ઉપરાંત, સંખ્યામા પણ તેઓ ઘણાજ ઓછાં હોય છે. વળી કેટલાકં પુરૂશોના શરીરમાંથી એક વખત ધાતુ સ્રાવ થયા પછી, આ જંતુઓ ઘણીજ મોટી સંખ્યામા પાછાં પેદા થાય છે, અને કેટલાકોના શરીરમા તેમની પેદાયસ ઘણીજ ધીમે ધીમે થાય છે,

અને સંખ્યામા પણ તેઓ ઓછાં હોય છે. પુરૂશની કોઇબી જાતની બિમારી દરમિયાંન તેની ગોળી (Testes) અંદર ચાલતા શુભ પ્રયોગો અટકી પડે છે, અને લાંબા વખતની કોઇબી જાતની જુની બિમારી (Chronic disease) દરમિયાંન, એ જંતુઓની ઉતપંતિ ધીમી પડી જાય છે, અને તેઓની શક્તિ પણ નબળી પડેલી હોય છે.

## બદરૂપાં અને કદરૂપાં સ્પર્મેટોઝુઆં.

કેટલીક વાર પુરૂશની ધાતુમા વસ્તાં જીવન-જંતુ જેને આપણ 'સ્પર્મેટોઝુઆ' ને નામે ઓલખ્યે છિયે, તેઓ કોઇ નહી જણાયલાં કારણને લીધે, બદરૂપાં તેમજ કદરૂપાં માલમ પડે છે. કોઇ વાર તેમના માથાં ફુલીને મોટાં થઇ ગયલાં હોય છે; કોઇ વાર તેમને બે માથાં હોય છે; કોઇવાર એ જંતુઓ બે પુછડીવાલાં નજરે પડે છે. પણ ધ્યાંન રાખવું, કે સઘલાંજ જંતુ કાંઇ એવા એક સરખી રીતે બદરૂપાં બની જતાં નથી. જંતુઓના આખાં ટોળાંમા એવાં એકાદ બે, યા ત્રણ બદરૂપાં જંતુઓ સુક્ષ્મદરશક યંત્ર મારફતે જોતાં કોઇ વાર દેખાવ દે છે.

## પુરૂશના વીર્યના પ્રમાણમા વધ ઘટ થવાના કારણ.

### Quantitative Changes in the Semen

"વળી પુરૂશના શરીરમાથી નિકલતી ધાતુના જથ્થાનું પ્રમાણ હંમેશાં કાંઇ એક સરખુ રેહતું નથી. અમુક ઉંમરે અમુક જથ્થામાજ એ પ્રવાહી શરીરમાથી નિકલવો જોઇયે, એ કદીબી નક્કી કેહી શકાય એમ નથી. છતાં વિદવાંન તબિબોએ કરેલાં અવલોકનને આધારે, તબિબી દફતરે એવી નોંધ લેવાઇ છે, કે એક તંન્દરોસ્ત જવાંન પુરૂશના શરીરમાથી, ઓછાંમા ઓછો બે દ્રામને સુમારે એ જીવન-પ્રવાહી નિકલે છે; પણ કોઇ વાર એથી વધારે, તેમજ કોઇ

વાર એથી ઓછો પણ હોય છે. મધ્યમ ઉંમરના પુરૂશના શરીરમાથી સુમારે એક ડ્રામ, અને વૃધ ઉંમરના પુરૂશોના શરીરમાથી એક ડ્રામ, યા તેથીબી ઓછો જથ્થો નિકલે છે."†

## પોલીસ્પર્મિયાઃ પુરૂશના વીર્યનુ વધી જવું. તેના કારણ.

પણ અપવાદવાલા સંજોગમા વિદ્વાંન તબિબ ટેલર લખે છે, કે કોઇ કોઇ વખત, એ જીવન પ્રવાહી ઘણા મોટા જથ્થામા નિકલે છે, અને તેણે કેટલીક વાર છ ડ્રામ જેટલા જથ્થામા એ પ્રવાહી નિકલવાની નોધ લીધી છે. એના સંબધમા તેણે લીધેલી નોધ તેનાજ શબ્દોમા રજુ કરવી ઠીક થઇ પડશેઃ– "*** and in a case reported by Ultzman, it was found to be over (thirty five grams) about eight and three quarter drachims."*

વીર્યના જથ્થામા થયલો આવો ફેરફાર તબિબી ભાશામા પોલીસ્પર્મિયાને નામે જણાયલો છે.

વીર્યના પ્રમાણનુ આવી રીતે વધી જવું, ઘણુ કરી 'નર્વસ' પ્રકૃતીવાલા પુરૂશોમા થાય છે. એવા પુરૂશો સેહજમા ઉશ્કેરાઇ જાય, તેવા હોય છે. એવા પુરૂશોના જનન અવયવોમા કોઇપણ પ્રકારની ખામી હોતી નથી. આ ફરિયાદમા વીર્યનો જે મોટો જથ્થો માલમ પડે છે, તે મોટે ભાગે પ્રોસ્ટેટ ગ્લેનડસ અને બિજાં પિન્ડમાથી નિકલતા પ્રવાહીનો બનેલો હોય છે, અને તેમા 'સ્પર્મેટોઝુઆ, તેમજ વીર્યનુ પ્રમાણ તો રાબેતા પ્રમાણેજ હોય છે.

† વધુ માટે જુવો સ્ત્રી–શાસ્ત્ર, આવૃતી બીજી પાનુ ૨૧૦.

* Pratical Treatise on Sexual Disorders of Male and Female, By Robert Taylor, M. D.

## ઑલિગોસ્પર્મિયા: પુરૂશના વીર્યનુ ઘટી જવું.

### વિર્ય ઘટી જવાના કારણ.

જેમ વીર્યનો જથ્થો પુરૂશના શરીરમા વધી જાય છે, તેમ તે બાજે વખત ઘટી પણ જાય છે. વીર્યની આવી હાલત 'ઑલિગોસ્પર્મિયાને નામે ઓળખાય છે. આ ફરિયાદ મોટે ભાગે ઘરડી ઉંમરના પુંરૂશોમા કુદરતી જનમ પામે છે. એ ઉપરાંત વ્યભીચારી પુંરૂશો, જેઓ હદ બાહાર વિશ્રામમા લીન થયલા હોય છે, તેઓમા પણ વીર્યનુ પ્રમાણ ઘટી જાય છે. અમુક દરદો, જે દરદીને નબળાં કરી નાખનારાં હોય છે, તેવા દરદીઓની પણ એવીજ હાલત વીર્યના બાબમાં થઇ પડે છે. વીર્યની આવી હાલતનું ખરૂ કારણ મોટે ભાગે, પ્રોસ્ટેટ ગ્લેન્ડસની કાંઇક ખામીને આભારી હોય છે, તોપણ ઘણીક વાર તે બીજાં કાંઇક કારણોને અંગે પણ બનવા પામે છે, અને તેટલાં માટે તેનું ખરૂં કારણ શોધી કાહડવા, અને ખરા ઇલાજ કરાવવા કોઇ કુશળ તબીબની સારવાર અને સલાહ લેવાની ભલામણ કરવામાં આવે છે.

### એસ્પર્મિઆ: પુરૂશના વીર્યનું બંધ પડવું.—

ધાતુને લાગુ પડતા રોગોમાં આ એક બિજી જાતનો રોગ છે. એ રોગમાં જાણુવા જોગ ફરિયાદ જે દરદી કરે છે, તે એ કે, શરીરમાં ધાતની પેદાયસ બિલકુલ થતી નથી. જો કે દરદીની હાલત તંન્દરોસ્ત હોય છે; કોઇબી પ્રકારના દુ:ખ કે વેહના વિશે કાંઇબી ફરિયાદ હોતી નથી; દરદીનું ગુપ્ત શરીર કાંઇબી ખામી રહીત હોય છે, અને ઓને લગનના હક તે આપી શકે છે, પરંતુ ફરિયાદ ફકત એકજ હોય છે, કે મૈથુન પ્રસંગે ધાતુસ્રાવ ( Ejaculation ) બિલકુલ થતોજ નથી, જેથી મૈથુનનો છેલ્લો તબકકો નિશફળ જાય છે. આ પિડાકારી જો સેહજ નરમ પ્રકારની હોય છે, તો ધાતુસ્રાવ કાંઇક સેહજ પ્રમાણમાં

થાય છે, યા તો તે નિકલતો અટકે છે. એ પિડાકારી 'એસ્પર્મિયા' ને નામે ઓલખાય છે.

## વાંઝીયું વીર્ય.

**Infecund Semen.**

પુરૂશની ધાતુમાં વસ્તાં 'સ્પર્મેટોઝુઆ'ની, પ્રજા ઉતપતિ માટે ખાસ જરૂર હોય છે. પણ અગર જો એ જીવન—જંતુની હસ્તી પુરૂશની ધાતુમા ન હોય, તો સ્ત્રી ગર્ભ ધારણ કરી શકેજ નહી. પણ એવાબી દાખલાઓની ઘણીક નોંધ લેવાઇ છે, કે કેટલાક પુરૂશોના વીર્યમા આ જંતુઓ (સ્પર્મેટોઝુઆ)ની કાંઇબી હસ્તી હતી નહી, અને પુરૂશની ગોળીઓમાં એ જંતુઓની ઉતપતિ થતીજ નહી હતી. પુરૂશના વીર્યની જંતુ વિનાની હાલતને 'એઝોસ્પર્મિયા'-(Azoospermia)ને નામે તબિબો ઓલખાવે છે. વીર્યની આવી કફોડી હાલતને પિછાનવા માટે, સુક્ષ્મદર્શક યંત્ર તબિબોની મદદે આવે છે, જે વડે વીર્યની અંદર આ જંતુની હાજરી છે કે નહી, તે ઝટ દેખાઇ આવે છે.

## એઝોસ્પર્મિયાઃ જંતુ વિનાનું પુરૂશનું વીર્ય.

પુરૂશની આવી હાલત જો કે તેના શારિરીક બળને કાંઇબી નુકસાંન કરતી નથી, પણ તેના સંસારને બેશક તે મોટું નુકશાંન કરે છે, તેમાં તો જરાએ શક નથી. અને દેખાઇતું છે કે એવો એક મરદ, મરદીમાં હોવા છતાં તેને પેટે ફરજંન્દની વરધી થતી નથી. જો તે માલેતુજાર, અને દોલતનો ધણી હોય છે, તો તેની તમામ ગંજાવર દોલતનો વારેસ તેને ત્યાં અવતરતો નથી.

આ ફરિયાદ સંસાર સુખનો નાશ કરે છે. પતી—પત્ની વચ્ચે દિલસોજી રેહતી નથી; પ્યાર અને પ્રીતની ઉમેદમા પરણેલાં જોડાંના

દીલ એ સબબને લીધે તુટી જાય છે; અને આ વાંઝીયાપણાને માટે કોણને ઠપકો આપવો, તે વાત તો બાજુએજ રહી જાય છે.

## કોણ વાંઝીયું–ધણી કે ધણીઆંણી!

અલબતાં ઉપલી બિના વાંઝણી સ્ત્રીઓને લાગુ પડતો કલંક કાંઇક પ્રમાણમાં ધોઇ નાખે છે, અને વાંઝીયાપણાનો સઘલો ઠપકો તે સ્ત્રીના ધણીનેજ માંથે નાખવા જેવું થઇ પડે છે. પણ ઘણી વખત સ્ત્રીઓના હિમાતીઓની એ ગણત્રી કેવળ ખોટી પડે છે. કેમકે ઘણીક વાર એવા બનાવ બનેલા નોંધાયા છે, કેઃ "એક ધણીના વીર્યમાં જીવન જંતુ હોવા છતાં, તેના વીર્યથી તેની સ્ત્રી જો કે ગર્ભ ધારણ કરતી નથી, પણ તેજ પુરૂશના વીર્યથી બિજી સ્ત્રી હમેલદાર બની શકે છે. એ વિશે પ્રખ્યાત તબિબ વિલીયમ એકટન નિચે પ્રમાણે લખે છેઃ— "In fact, the semen of one male, from some hidden cause, will not impregnate a particular female, though it will others." † અને એના જેવા બનાવો, વનસ્પતી તેમજ જાનવરી દુનિયામાં સાધારણ રીતે બનતા રેહા છે.

## એક વાંઝીયા પુરૂશની કાંહણી.

એક તંન્દરૈસ્ત અને કદાવર બાંધાનો શખ્સ, પોતાને મનપસંદ સ્ત્રી સાથ પ્યારમા પડી પરણ્યો હતો. ધણી તેમજ ધણીઆણી બંને જનને ફરજંન્દનો ઘણોજ શોખ હતો, પણ તેમના કમનસીબે તેઓ લગનના હક ભોગવતાં હોવા છતાં, લાંબી મુદત સુધી એકબી ફરજંન્દ પૈદા પડયું નહી. આવા સંજોગ વચ્ચે પેલી સ્ત્રી પોતાના મનમા ઘણીજ મુંઝાવા લાગી, અને પોતેજ તેના વાંઝીયાપણાનુ કારણ છે, એમ પોતાના મનમા

† Reproductive Organs, By William Acton.

સમજી તે દુખી થવા લાગી. અંતે તેણીનો ધણી, અમેરીકાની એક હૉસ્પીટલમા તેણીના વાંઝીયાપણાનો ઇલાજ કરાવવા તેણીને લઇ ગયો. તે સ્ત્રીની ફરીયાદ સાંભળી, તબિબોએ તેણીની ઉપર કેટલાક ઇલાજો હથીયાર વડે અજમાવ્યા, અને તેમ કરતાં તેણીને ઘણું દુખ ખમવું પડયું. તેણીની ઉપર કરેલા ઇલાજો પછી તે સ્ત્રી સાજી થઈ, છતાં તે વાંઝણીજ રહી, અને બંનેની નાસિપાસીનો પાર રેહો નહી. અંતે એક કાબેલ તબિબે આ જોડાંની ફરિયાદ સાંભલી, પેલી સ્ત્રીના ધણીની તબિબી તપાસ કરવાની ખાએશ જણાવી. તે તપાસ દરમિયાંન તેની ધાતુને સુક્ષ્મદર્શક તેણે યંત્રમા તપાસી જોઇ, તો તે તબિબે તેને તુરતજ જણાવ્યું કે તેમાં ' જીવનજંતુ ' બિલકુલ હતાંજ નહી. આ દરદીની ધાતુની આવી હાલતનુ કારણ શોધી કાહડવાની તજવિજ કરતા, પેલા ધણીએ તબિબને જણાવ્યુ કે " પરણવા પેહલ્લાં, કેટલાક વરસ ઉપર તેને પ્રમેહની એક સખત બિમારી લાગુ પડી હતી; અને તેને લીધે, તેની બંને ગોળીઓની રગો સુજી આવી હતી. તબિબે તુરતજ કેહયુ કે: "તમુને ' ગૉનોરિયલ-એપીડિડીમાઇટીસની બિમારી લાગુ પડી હતી, અને તમારા વાંઝીયાપણાનુ કારણ તમારી સ્ત્રી નહી, પણ તમે પોતે છો, કેમકે તમારી ધાતુમા એકબી સ્પર્મેટોઝુઆ દેખાતું નથી."

## એઝોસ્પર્મિયા :–જીવન-જંતુ વિનાના વીર્યવાલી પિડાકારી ઉતપંન્ન થવાના કારણો.

( ચિત્ર-સાથે )

તબિબી દફતરે એવા દાખલા નોંધાયા છે, કે કેટલાક પુરશોના વીર્યમા ' જીવનજંતુ ' ( સ્પર્મેટોઝુઆ ) ઉતપંન્ન થતાંજ નહી હતાં. આ જંતુની પેદાયસ પુરશની ગોળીઓમા થાય છે, પણ વિદવાંનોના

અવલોકન ઉપરથી જણાયું છે, કે કોઇ નહી જણાયલાં કારણોને લીધે, એ ' જંતુઓ ' પુરૂશની ગોળીઓમા ઉતપન્ન થતાં અટકી પડે છે. આ ફરિયાદનું મુળ કારણ ઘણા ગુચવાડામા ગુંચવાયલું રેહ છે, કેમકે પુરૂશના બિત્તરના ગાભમા ચાલી રેહલી તે એક ગુપ્ત ક્રિયા છે. એના મુળ કારણો મુખ્ય કરી નિચલી બિમારીઓમાં હોય છે.

૧: પુરૂશની ગોળીઓ (Testes) ને લાગુ પડેલો સોજો. એ બિમારી ' ઑરકાઇટીસ, (Orchitis) ને નામે ઓલખાય છે.

૨: પુરૂશની ગોળીઓનો તે ભાગ, જે ' એપીડિડીમિસ ' અને ' વાસ-ડેફરન્સને ' નામે જણાયલો છે, ( જુવો ચિત્ર. ) તેને પ્રમેહની બિમારી પછી લાગુ પડેલો સોજો.

૩: સિફીલિસ યાને ત્રિશફોટકની બિમારીનુ પરીણામ.

૪: પુરૂશોની ગોળીઓનુ કરમાઈ જવુ. (એટ્રૂફી-ઑફ-ધી ટેસ્ટીસ.)

૫: પુરૂશની ગોળી અંદર પાણી ભરાવું. ( હાઇડ્રોસીલ. )

૬: પુરૂશની ગોળીમા લોહીની ગાંઠ બંધાવી. ( હિમેટોસીલ. )

૭: પુરૂશની ગોળીઓ, કેટલિક વાર ' સ્ક્રોટૂમની ' અંદર ઉતરતી નથી, અને બાજે વખત તે પિડુની હેઠલ ફાતરાવાલી તેમજ એવીજ બિજી જગ્યામા અટકી પડી, તે ત્યાંજ રેહી જાય છે. એ વિગેરે અનેક કારણોને લીધે પુરૂશના વીર્યમા મજકુર 'જીવન-જંતુ'ની ઉતપંતિ થતી બંધ પડે છે.

## સ્પર્મેટોઝુઆનો નાશ કરી વાઝીયાપણુ ઉતપંન્ન કરવાની રીત. એક ચોકાવનારી શોધ.

મિત્ર, ' જંતુ ' વિનાની પુરૂશના વીર્યની હાલત, વાંઝીયાપણુ ઉતપંન કરે છે, એમ હમણાજ આપે વાંચ્યું છે. જનંન શરીરને

લાગુ પડતાં જુદાં જુદાં દરદોથી, વીર્યની એવી હાલત થાય છે, એમબી આપણુ જોઇ ગયા છીયે. પણુ ઇ. સ. ૧૯૦૫ ના સાલમા, અમેરીકાના એક પ્રખ્યાત તબિબ ડાક્ટર ટિલડન બ્રાઉને એ બાબદ એક ચોકાવનારી ખબર જાહેર કરી છે. તેણે એવી ખબર આપી કે: 'એક્સ-રે' ( X-Rays ) ની અસરથી, યા તો જેઓ દરદના ઇલાજ તરીકે 'એક્સ-રે'ની મદદ લેતા હોય, તેઓ વાઝીયા બને છે. આ એક ચોકાવનારી ખબર હોવાથી, તેના લખનારનાજ બોલોમા તે અતરે નોધી લીધેલી ઠીક થઇ પડશે:

"He (*i.e.*, F. Tilden Brown) had to announce that men by their mere presence in an *x-ray* atmosphere, incidental to radiography or therepeutic uses of the rays, after a period of time—as yet undetermined—will be rendered sterile. In the last four days ten individuals who have devoted more or less time to the work during the past three years—none of whom have had any venereal disease or traumatism involving the genital tract—have been found to be the subjects of absolute azoospermia." †

પુરૂશના વીર્યને આવી રીતે લાગુ પડતી નામરદીની આ શોધ, અચબુચ માલમ પડી હતી. જેઓને આવી રીતે નામરદી લાગુ પડી હતી, તેઓની 'શક્તી' કાઇબી રીતે કમજોર હતી નહી. પણુ તેના વીર્યની તપાસ સુક્ષમદર્શક યંત્રમા કરતાં માલમ પડયું હતું કે, તેમા 'સ્પર્મેટોઝુઆ' બિલકુલ હતાજ નહી; અને જેઓના વીર્યમા 'સ્પર્મેટોઝુઆ માલમ પડયા હતા, તેઓ માહેલા કેટલાંકના શરીર ભાંગી તુટી ગયલાં

† Sexual Disorders, By Taylor.

હતાં; કેટલાકના બિલકુલ માથાં નહી હતાં; કેટલાકની પુછડીઓ નહી હતી, અને સઘળાં જતુઓ એવી હાલહવાલ હાલતમા જણાયાં હતાં.

**પુરૂશની ધાતુ ઉપર 'એક્સ-રે 'ની અસર '.**

'એક્સ-રે ' ના કિરણોની આ અજબ જેવી અસરનો એક બીજો જાણવા જોગ દાખલો એવો જાહેર થયો છે કે, જે ઉપલી શોધને પુરેપુરો ટેકો આપે છે. એક દરદી પુરૂશ, સફરા ઉપર થાયેલી ખુજલી (Praritis) થી હેરાંન થતો હતો. આ દરદીના દરદનો ઇલાજ તરીકે એક્સ-રે ના કિરણોની મદદ લેવી પડી હતી. એ ઇલાજ શરૂ કરવા આગમજ, દરદીની તપાસ કરતાં માલમ પડયુ હતું, કે તેની ધાતુમા 'સ્પર્મેટોઝુઆ ' પુષ્ત હાલતમા હતાં. ત્યાર બાદ તે દરદી ઉપર એક્સ-રે ના કિરણોનો ઇલાજ અજમાવ્યો હતો. ઇલાજ પુરો થયા પછી, તપાસ કરતાં જણાયું હતું, કે તેના વીર્યમા એકબી 'સ્પર્મેટોઝુઆ ' જીવતું કે મુવેલું હતું નહી, પણ કેટલાક મહીના પછી ધીમે ધીમે જંતુઓ પાછાં દેખાવ દેવા લાગ્યાં હતાં.

**વનસ્પતી અને જાનવરો ઉપર ' એક્સ-રે ' ની અસર.**

આ એક ઘણીજ જાણવા જોગ શોધ છે. વળી એક્સ-રેની આવી અસર માનસના શરીર ઉપરજ થાય છે, એમ નથી. અવલોકન કરતાં માલમ પડયુ છે, કે ફળ-ફ્લાદી, અને વનસ્પતીના બીજની ઉપર પણ ' એક્સ-રે ' ની એવીજ અસર થાય છે. એક્સ-રેના કિરણોની અસરથી વનસ્પતીના બીજ પણ એવીજ રીતે બળહીણ થઇ ગયલાં જણાયાં હતાં, કેમકે જમીનમાં રોપ્યા પછી જેટલી મુદતમા તેઓ ઉગી નિકલતાં હતાં, તે મુદતમા મોટો વધારો થઇ ગયો હતો, જ્યારે તેજ જાતના બીજાં બીજ તેના કરતાં વધારે જલદી ઉગ્યાં હતાં. આ પ્રયોગ ઉપરથી સાબેત થયું હતું, કે વનસ્પતી બીજને જો

લાંબો વખત (થોડાક વધુ કલાક) એક્સ–રે ના કિરણો હેઠલ રાખ્યાં હોત, તો તેની ઉગી નિકલવાની સઘલી શકની એકદમ સદાની નાશ પામત.

એજ રીતે સસલાં અને બિજાં જાનવરો ઉપર એવા અખ્તરા કરતાં માલમ પડ્યું હતું, કે એક્સ-રેના કિરણોથી, ધાતુ માહેલાં જીવનજંતુઓ નાશ પાંમતાં હતાં. ના એટલુંજ નહી, પણ એ 'એક્સ–રે'ની અસર સસલાની માદાઓ ઉપર અજમાવતાં જે પરીણામ જાહેર થયું, તે વળી વધારે જાણવા જેગ હતું. અને તે એ કે સસલાંની માદાના સંતાંન બિજ–સ્થાંન (ઓવરી)ની રચનામા તેથી એવો તો મોટો ફેરફાર (Histological change) થઇ ગયો હતો, કે તે માહેલાં ગ્રેફિયન-ફોલિકલ્સ † ' બિલકુલ નાબુદ થઇ ગયાં હતાં. પણ એ નાબુદગી કાયમને માટે હતી કે નહી, તેની તપાસ હજી અધુરી રેહી છે. ખતમ કરતાં, આ અગત્યની શોધ માટે વિદ્વાંનો કેહ છે, કે: "જાનવરો ઉપર કરેલા જુદા જુદા અખ્તરા, માનસ-જાત ઉપર કેવી અને કેટલી અસર કરે છે, તે જેમ નક્કી કરી શકાયું નથી, તેમજ એક્સ–રેથી થતી અસરો કાયમ સુધી રેહ છે કે નહી, તે પણ નક્કી કરી શકાયું નથી.

## મરદો વાંઝીયા કેમ બને છે.

આગલ જણાવેલી પિડાકારીની અસરથી પુરૂષો વાંઝીયા બને છે, પરંતુ મજકુર પિડાકારી માંહેલી કેટલીક પિડાકારીઓના ખલાજ થઇ શકે છે, જેથી પુરૂશના વીર્યમા જીવનજંતુની ઉત્તપતિ શરૂ થવા માંડે છે. પણ એ સઘલી પિડાકારીઓમા એક પિડાકારી એવી છે, કે જેથી એક મરદીવાલો પુરૂશ, લગનના હક ભોગવતો હોવા છતાં, વાંઝીયો

† ઓવરી (યાને 'સંતાંન-બિજ-સ્થાન') ના ભિતરમા સમાયલું 'ઓવ્યુલ' યાને બિજ, જેમાં ભવિશ્ય સંતાંન રેહ છે.

રેહ છે. એ પિડાકારી ઉપલી ટીપમા બીજાં નંબરવાલી છે. એ પિડાકારી પુરૂશને લાગુ પડેલા પ્રમેહ યાને 'ગૉનોરિયા' ના રોગના પરીણામમા, ગોળાની ઉપર આવેલી રગો—એપીડિડીમિસ-ને સોજો લાગ્યાથી લાગુ પડે છે. 'ગૉનોરિયાના પરીણામમા અગર જો સોજો બંને ગોળીઓની રગોને લાગુ પડે છે, તો વીર્યમા વસ્તાં જંતુઓ, ગોળીમાથી બાહાર નિકલી શકતાં નથી, અને તે કારણે પુરૂશ વાંઝીયો બને છે. આવી જાતની બિમારી તબિબી ભાશામા

## ગૉનોરિઅલ-એપીડિડીમાઇટીસ

ને નામે ઓલખાય છે. પુરૂશોને લાગુ પડેલાં વાંઝીયાપણાના કારણોમા મોટો ભાગ, આવી જાતના કારણથી વાંઝીયો બનેલો હોય છે.

## ગૉનોરિયલ સ્ટેરિલીટી

કોઇ વાર એવુંબી બને છે, કે 'ગૉનોરિયા'ની અસર એકજ ગોળીની રગો-એપીડિડીમીસ—ને લાગુ પડે છે. એવા સંજોગ વચે, બિજી ગોળી જો સારી હાલતમા હોય છે, તો તે માહેલી ધાતુમા 'સ્પર્મૅટોઝુઆ' જીવતાં માલમ પડે છે, અને તે વડે સ્ત્રી હમેલદાર બને છે.† પણ કમનસીબે અગર જો બંને ગોળીઓની રગો, ગૉનોારયાની અસરથી બગડી હોય, ત્યારે વાંઝીયાપણાનો ઇલાજ થઇ શકતો નથી. અને તબિબો ગૉનોરિયલ સ્ટેરિલીટીને નામે ઓલખાવે છે:

લા૦ દુવાગીર,

D. H. P.

† Sexual Disorders By Robert Taylor, M. D.,

# પત્ર ૧૬ મું.

—o—

## પુરૂશની ધાત—'સિમેન'—ને લાગુ પડતાં દરદો.

(ચિત્ર સાથે.)

**ASPERMATISM.**

પ્રિય મિત્ર—

પુરૂશની ધાતને લાગુ પડતા રોગનુ એક અગત્યનુ સ્વરૂપ ગયાં પત્રમાં રજુ કીધું છે એમા 'સ્પર્મેટોઝુઆ' વિનાની વિર્યની હાલત જોઇ લિધી છે. હવે એક બિજા પ્રકારની વીર્યની પિડાકારી જે કોઇ વાર પુરૂશની ધાતને લાગુ પડે છે, તે તરફ વાંચકનુ ધ્યાંન ખેંચવું જરૂરનુ ધારૂ છું.

### પુરૂશની ધાતની ઉત્તપંત્તિનુ અટકી પડવું.

પુરૂશની ધાતને લાગું પડતા રોગોમા આ એક જુદીજ જાતનો રોગ છે. એ રોગમા દરદી એવી ફરિયાદ કરે છે, કે તેના શરીરમા ધાતની પેદાયસ બિલકુલ થતી નથી. દરદીની હાલત તમામ તંન્દરોસ્ત હોય છે; કોઇબી દુ:ખ કે વેદના વિશે દરદી ફરિયાદ કરતો નથી; દરદીનુ ગુપ્ત શરીર સંસાર વહેવારના ગુપ્ત કાર્યોને દરેક રીતે જવાબ દેઇ શકે છે, અને હંમેશ મૈથુન પ્રસંગે તે સતેજ રેહ છે, પરંતુ તેને ધાતુસ્રાવ (Ejaculation) બિલકુલ થતો નથી. કોઇક વાર આ ફરિયાદ જ્યારે સેહજ ઓછા પ્રમાણમા હોય છે, ત્યારે ધાત જેટલાં પ્રમાણમાં શરીરમાથી નિકલવી જોઇયે, તેના કરતાં ઘણીજ ઓછી નિકલે છે, યા તો તે નિકલતી અટકી પડતી હોય, એમ દરદીને લાગે છે; અને કોઇક વાર તો તે શરીરમાથી બિલકુલ નિકલતીજ નથી. એવી ફરિયાદને તબિબી ભાશામા 'એસ્પર્મેટિઝમ' કેહ છે. પુરૂશની ધાતુને લાગુ

પડતી આ બિમારી સારા નસીબે ઘણીજ જવલે બને છે. આ બિમારી કેવી રીતે, અને કેવાં કારણે લાગુ પડે છે, તે સવાલના ભિત્તરમા ઉતરવાની આ પ્રસંગે જરૂર નથી, કેમકે જનંન શરીરના ભિત્તરમા આવેલાં અનેક અવયવો માહેલાં એકાદમાં થતા કાંઇક રોગીષ્ટ ફેરફારોને લીધે એ પિડાકારી જનમ પામે છે. તબિબી દફતરે નોધાયલા એવા દરદીના કેટલાક હેવાલો ખરેખર જાણવા જોગ છે. એક વિદ્વાંન તબિબ પોતાના કેટલાક દરદી, જેઓએ એવાંજ દરદની સારવાર તેની પાસે કરાવવા ગયા હતા, તેઓની હકિકત તે નિચે પ્રમાણે નોંધે છે.

"દરદીની ઉમર વરશ ચાલીસ. પરણેલો. મૈથુંન પ્રસંગે તેને એવુ લાગતું હતું, કે તેને ધાતુસ્રાવ થાય છે. તેની બંને ગોળીઓ જો કે નાહની હતી, પણ જનંન શરીર સંમપુરણ હાલતમા દેખાતાં હતાં. બારીક તપાસ કરતાં એવું માલમ પડયું, કે દરદીને મૈથુન પ્રસંગે ધાત નિકલતી હતીજ નહી. †

એક બિજો દરદી, મજબુત બાંધા અને કદાવર કદનો. ઉંમર વરશ ચોવીસ. મૈથુન પ્રયોગ ભોગવી શકે એવો, પણ તેને ધાતુસ્રાવ થતોજ નહી હતો. જો કે તેના જંનન શરીર તપાસતાં તે સઘળાં સંમપુરણ અને તંન્દરોસ્ત હાલતમા માલમ પડયાં હતાં, છતાં તેને સ્ત્રીની સેહજબી ખાએસ થતી હતીજ નહી. આ દરદીના શરીરમા ધાતુની ઉત્તપતિ બિલકુલ થતીજ નહી હતી.†

## એસ્પર્મેટિઝમ—તે લાગુ પડવાના કારણો.

મિત્ર, આ પિડાકારી કાંઈ એકજ કારણથી થતી નથી પુરૂશને એ પિડાકારી અનેક કારણે લાગુ પડે છે. તે સઘળાં કારણો ઘણા

† Sexual Disorders, by Robert Taylor.

ગંભીર પ્રકારના હોય છે. પુરૂશના જંનન શરીર સાથ સંબંધ ધરાવનારાં અવયવો, તેમજ શરીરમા ધાત ઉતપંન કરનારાં મર્મસ્થાંનવાળા ભાગો જોખમાયાથી, યા કાંઇક કારણે તે રોગીષ્ટ બન્યાથી આ પિડાકારી આડકતરી રીતે પુરૂશને લાગુ પડતી જણાઇ છે. કેટલીક વાર એ પિડાકારી એવી કાતીલ હોય છે, કે તેનો ઇલાજ થઇ શકતો નથી; તેમજ કેટલીક વાર તે એવા પ્રકારની હોય છે, કે ચાંપતા ઇલાજ કીધાથી તે સાજી થઇ જાય છે. એ સબબને લીધે, એ પિડાકારીના કારણો પિછાનવાનું કાંમ કોઇ કુશળ 'સ્પેશિયાલિસ્ટ'ને સ્વાધીન કરવું સલાહકારક લાગે છે. ઘણાક અજ્ઞાન પુરૂશો એ પિડાકારી માટે જાહેર છાપામા છપાતી જાહેર ખબરો ઉપર વિસ્વાસ મુકી, પાક, ચાકુટી, ભષ્મ, અને શકિતની ગોળીઓ વિગેરેનો ઉપયોગ કરી નિરાસ થાય છે, અને મુળ ફરિયાદ જેવીને તેવીજ રેહ છે.

### લોહીવાલી ધાત.

**Bloody Ejaculation**

ધાતુને લગતી પિડાકારીમાં આ મથાલે લખેલી ફરિયાદ કોઇવાર દરદી કરતો જણાય છે. પણ જાણવું કે એ કાંઇ ધાતને લાગુ પડેલું દરદ હોતું નથી, પણ ભિતર માહેલા જોખમાયલા યા રોગીષ્ટ જનંન શરીરના કોઇ ભાગમાંથી નિકલતું લોહી, ધાતના પ્રવેશ દરમિયાન તેની સાથે મલી જવાથી ધાતનો રંગ લોહી જેવો બને છે. એવી ધાતનો લાલ રંગ તેમાં મલેલાં લોહીના પ્રમાણમાં હોય છે.

વિદ્વાંન તબિબ એકટન, એવા એક દરદીનો 'કેસ' પોતાના દફતરે નોંધેલો-જણાવે છે. એક દાહડો પચાસ વરશની ઉમરનો એક પુરૂશ, તેની વૈદક મદદ લેવા આવ્યો. તે પરણેલો હતો. તે બેહદ વિલાસી કે ભોગી નહી હતો. એક દાહડે સહવારે નિંદમાંથી ઉઠતાંજ

તેની અજાયબીનો પાર રેહયો નહી. તપાસ કરતાં માલમ પડયું કે રાત્રે નિંન્દમાં તેને ધાતુસ્રાવ ( Emission ) થયો હતો, અને તેનુ પેહરણુ લોહીથી ખરડાઇ ગયેલું હતું. તુરતજ તે ડાકટર એકટનની પાસ તેની સલ્લાહ લેવા ગયો. ડાકટર એકટને તેની પિસાબ તપાસતાં માલમ પડયું, કે તેમાં કાંઇબી પ્રકારનો ફેરફાર થયો હતો નહી. થોડાક દિવસ સુધી તે દરદીને પોતાની સારવાર હેઠલ ડાકટર એકટને રાખ્યો, પણ ફરીથી તે દરદીના બાબમાં તેવો ધાતુસ્રાવ થયલો જણાયો નહી. આ વિદવાન તબિબ એવું મત આપે છે, કે "કેટલાક એવી ફરિયાદવાલા દરદીઓની ઇન્દ્રીને નિંન્દમાં કાંઇક ઇજા થવાથી આવો બનાવ બનવા પાંમે છે.† વળી એજ ફરિઆદ માટે એજ તબિબ જણાવે છે, કે જયારે કોઇ પુરૂશ હદબાહાર ભોગી બને છે ત્યારે, તેમજ દસ્તદરાજીથી આવી કિસમનો ધાતુસ્રાવ થાય છે.

## લોહીવાલી ધાત ગર્ભ ધારણ કરાવી શકે કે નહી?

આવી રીતે નિકલતું લોહી, જનંન શરીરના કયા ભાગમાંથી નિકલે છે, તે શોધી કાહડવાનું કાંમ કાબેલ તબિબોજ કરી શકે છે. વળી એક ઘણોજ અગત્યનો સવાલ, જે એવે પ્રસંગે ઉભો થાય છે, તે એ કે એવી રીતે નિકલતું લોહી, પુરૂશની ધાત સાથ મલી જવાથી ધાત માહેલાં 'જીવન-જંતુ' ઉપર કેવી અસર કરે છે. અવલોકન કરનારાઓએ એવી નોધ લીધી છે, કે જો એવા પુરૂશની ધાતમાં સેહજ પ્રમાણુમાં લોહીની મિલાવટ થાય, તો તેથી તેવાં પુરૂશની ધાતની ગર્ભ ધારણુ કરાવવાની શકિત—Fecundating property—નાશ પાંમતી નથી; પરંતું જો લોહીનો જથ્થો મોટાં પ્રમાણુમા ધાત સાથ મલી ગયલો હોય છે, ત્યારેજ તેની મજકુર શકિત નિર્બળ થઇ જાય છે.

† Acton on Reproductive Organs

## પ્રમેહવાલા દરદીની ધાત વિશે.

જુના પ્રમેહ–ગોનોરિયા–વાલા દરદીને, તેમજ સખત પ્રકારના પ્રમેહવાલા દરદીના જનંન શરીરના અમુક ભાગ (સેમિનલ વેસિકલ્સ વિગેરે)ના સોજાને લીધે, ઘણીક વાર લોહી સ્રાવ થાય છે. એવા ભાગમાથી નિકલતાં લોહીની અંદર સમાયલા પ્રમેહના ઝેરી ચેપની અસરથી, ધાત માહેલાં જીવન–જંતુનો નાશ થાય છે, અને એ સબબને લીધે, એવા પુરૂષની ધાત બિલકુલ નિર્મુળ અને વાંઝણી બની ગયેલી હોય છે.

## લોહીવાલી ધાતના ઇલાજ.

પણ એ ઉપરાંત એક વાત ખાસ ધ્યાનમાં રાખવી, કે જનંન શરીરના ભિતરમાંથી નિકલતું લોહી, હંમેશાં ઝેરી તત્વથી ભરેલું હોતું નથી. એક પ્રખ્યાત ફ્રેન્ચ તબિબે એવો અભિપ્રાય તબિબી દફતરે નોંધાવ્યો છે, કે પુરૂષના જનંન શરીર માહેલા મજકુર ભાગમાં આવેલા સાદા સોજાને લીધે પણ તેમાંથી લોહી નિકલવા માંડે છે, તેમજ હદબહાર સંભોગમાં લીન ( excessive coitus ) થયાથી, તેમજ ચાલુ દસ્તબાજી કીધાથી પણ લોહી નિકલી ધાત સાથ મલી જાય છે, પણ એવી ધાતમાં સમાયલાં જીવન જંતુથી સ્રી ગર્ભ ધારણ કરી શકે કે નહી, તે નક્કી કેહી શકાતું નથી. એટલું છતાં, આ બીના તો અલબત સાબેત થઇ ચુકી છે, કે પ્રમેહનો ચેપ, ધાત માહેલાં જીવન જંતુનો નાશ કરે છે.

ફકત ઉપર જણાવેલાં કારણોને લીધે, જો લોહીવાલી ધાત વેહતી હોય, તો તેના ઇલાજ તબિબો સેહલથી કરી શકે છે. એવી કિસમની ફરિયાદવાલા દરદીને લાંબો વખત સુધી બિછાનામાં પડી રેહી, આરામ-

એસ સેવાની, અને મરી મસાલાવાલાં ગરમ અને તિખા તેમજ ખાટા ખોરાક ખાવાની બિલકુલ મનાઇ કરવા ઉપરાંત, સ્ત્રીની સંગતથી પરહેજ રેહવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. એ ઉપરાંત પીવાની દવાઇ તરીકે પોટાશ બ્રોમાઇડ, અને સોડા બાઇકારબોનેટ ઉપરાંત ટિંકચર ડીજીટેલીસ અને ટિંકચર બેલેડોના વિગેરે દવાઇઓનો દરદીની ઉંમરના પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવે છે. વળી ઘરગતુ ઇલાજ તરીકે, 'સિટ્ઝ બાથ' ચાલુ લીધાથી દરદીને મોટો ફાયદો થવાનો સંભવ રેહ છે. એ ઉપરાંત તબિબો બીજા ઇલાજો ઇંગ્રેજી વૈદકશાસ્ત્રને આધારે ઘણી અસરકારક રીતે કરે છે.

## પરૂ જેવી ધાતનું જવું.

જેમ પુરૂશની ધાત કોઇવાર લોહી સાથ મલેલી શરીરમાથી નિકલે છે, તેમ પુરૂશની ધાતમાં પરૂ પણ કોઇવાર મલેલું જણાય છે. આવો બનાવ સખત પ્રકારની 'ગોનોરિયા' ની બિમારીમાં બનવા પાંમે છે. મુત્ર માર્ગમાં (મુરિથ્રામાં) જ્યારે પ્રમેહનો ચેપ લાગુ પડેલો હોય છે, ત્યારે પુરૂશની ધાત સાથ તે આમેજ થાય છે. જ્યારે પ્રમેહના ચેપવાલું પરૂ-Pus-ધાત સાથ મલી જાય છે, ત્યારે જીવન જંતુ-સ્પર્મેટોઝુઆ-ઉપર તેની ઘણીજ નાશકારક અસર થાય છે. એવે પ્રસંગે સુક્ષ્મદર્શક યંત્ર જીવન-જંતુની ખરી હાલત તુરતજ દેખાડી આપે છે, કેમકે આગલ જણાવ્યા પ્રમાણે પ્રમેહના ચેપથી જીવન જંતુનો નાશ થાય છે. પણ ધ્યાન રાખવું કે પ્રમેહની બિમારી કાંઇ એકલા પુરૂશોનેજ લાગુ પડે છે, એમ નથી. એ બિમારી જેમ પુરૂશોને તેમજ સ્ત્રીઓને પણ એક સરખી રીતે લાગુ પડવાના દરેક સંભવ રેહ છે. જેમ પુરૂશો તરફથી સ્ત્રીઓને એ બિમારી લાગુ પડે છે, તેમ સ્ત્રીઓ

તરફથી પુરૂશો પણ એ ચેપના ભોગ થઇ પડે છે. એવા સંજોગ વચે તંન્દરોસ્ત અને નિરોગી પુરૂશની ધાત, જો પ્રમેહની બીમારીથી હેરાંન થતી રોગીષ્ટ સ્ત્રીના સંબંધમાં આવે છે, તો તે માહેલાં જીવન જંતુ તતકાળ નાશ પામે છે. એવા દરદીની ધાત રંગે પીળી, પતલી અને ગદલી હોય છે. તે માહેલાં જીવન જંતુ, ઉપર જણાવ્યા પ્રમાણે નાશ પામેલાં યા તો ઘણાંજ મુરદાલ જેવી હાલતમાં હોય છે. એવી પિડાકારીનો એકલો ઇલાજ, દરદના મુળ કારણનો ઇલાજ કીધાથી થાય છે.

## પાણી જેવી ધાત.

**Watery Semen**

મિત્ર, લોહી અને પરૂ જેવી ધાત વિશે લખ્યા પછી, હવે પાણી જેવી પાતળી ધાત વિશે કાંઇક જાણવું જરૂરતું છે. ધાતના ગુણદોશ અને તેની બનાવટ વિશે મે આ તેમજ મારાં આગલાં પુસ્તકોમાં લંબાણ લેખ લેખ્યા છે. તંન્દરોસ્ત હાલતવાલી ધાત દેખાવે અને રંગે જેવી હોય છે, તેવી પાણી જેવી પાતળી ધાત હોતી નથી.

## પાણી જેવી ધાત પિછાનવાની રીત.

આ પાણી જેવી પાતળી ધાત, તેમજ આગલ જણાવેલી સઘલી પિડાકારીવાલી ધાત, જનંન શરીર સાથ સંબંધ રાખતાં એક યા બિજા અવયવને લાગુ પડેલાં કાંઇક દરદની નિશાંણી દેખાડનારી હોય છે. આ પાણી જેવી ધાત તેના દેખાવ ઉપરથીજ જણાઇ આવે છે. તે તંન્દરોસ્ત ધાત જેવી ઘટ હોતી નથી, તેમજ તેનો રંગ પણ તેવો હોતો નથી. તે ઘણીજ પાતળી અને રંગે સેહજ પીળી હોય છે, અને જથ્થામાં પણ તે ઓછી નિકલે છે. એવી ધાતમાં 'જીવન જંતુ'

ઘણાજ થોડાં અને તેબી મરણ પામેલાં, યા દુરબળ થઇ ગયલાં સુ દરશક યંત્રમાં દેખાય છે. એની ધાત શરીરમાંથી ઘણીક વાર ઘણ થોડા જથ્થામાં નિકલે છે.

## ધાતનું ઘણા મોટા પ્રમાણમા જવું.

એ ફરિયાદ પોલિસ્પરમિયાને નામે જણાયલી છે. ઉપલી ફરિયા આ ફરિયાદ કેવળ ઉલટી ખાંમીવાળી હોય છે. એટલે કેટલીકવાર કેટ દરદીના શરીરમાથી ધાત ઘણાજ મોટા જથ્થાંમા નિકલે છે. તબિ એવી નોંધ લીધી છે, કે એવી કિસમની ધાત કેટલીક વાર બે આં જેટલા જથ્થામા શરીરમાથી બાહાર પડે છે. એ ફરિયાદને તબિ ભાશામા 'પોલિસ્પરમિયાને નામે ઓલખાવી છે. શરીરમાંથી પ જેવી ધાતનું નિકલવું, એ પુરૂશની ધાતને લગતાં ગુપ્ત સ્થાંનની ક રોગીષ્ટ હાલતને લીધે હોય છે.

## ગુંદર જેવી ચિકણી ધાત. તેનો ઇલાજ.

કોઇ વાર ચિકણી ધાત શરીમાથી નિકલે છે. જ્યારે ઍ ખાસિયતવાલી ધાત શરીરમાથી બાહાર પડે છે, ત્યારે તે જથ્થામા ઘણીજ ઓછી હોય છે. ધાતની આવી હાલત 'પ્રોટસ્ટેટ ગ્લેન્ડ માથી નિકલતા રસની ગેરહાજરીને લીધે બને છે. પ્રોસ્ટેટ ગ્લેન વિશે મે મારાં આગલાં પુસ્તક પુરૂશ-શાસ્ત્રમા પુરતું લખયુ એટલે અતરે ફરી તે વિશે લખવાની જરૂર નથી. આ પ્રોસ્ટેટ ગ્લેન્ડર બગડેલી હાલતને લીધે તેમાથી નિકલતો રસ બંધ પડે છે, યા તેની ઉતપંતિ અટકી પડે છે. એ કારણને લીધે, ધાતની હાલત ઘણી ઘટ અને ગુંદર જેવી ચિકણી રેહછે. ધાતની આવી ઘટ અને ચિક ખાસિયતને લીધે, તે માહેલાં જીવન-જંતુની હિલચાલ ઘણી

મંદ યાને ધીમી પડી જાય છે, અને તેથી સ્ત્રીના ગર્ભસ્થાનમા સંતાંન બિજને તેઓ પકડી શકતાં નથી. આ કારણને લીધે પુરૂશની એવી ધાત વાંઝણી બને છે. પુરૂશની એવી હાલત વાલી ધાતને તબિબી ભાશામા 'કોલૅાપ્સડ-સિમેન' કેહ છે. એ ફરિયાદનો ઇલાજ 'પ્રોસ્ટેટ-ગ્લેન્ડસ' ને લાગુ પડેલી પિડાકારી શોધી કાહડી તેના ઇલાજ કીધાથી, યા તો જો કાંઈ ખાંમી તે પિંન્ડને લાગુ પડી હોય, તો તે ખામી સુધારવાથી થઇ શકે છે.

## અફીણીઓની ધાત વિશે.

મિત્ર, ઉપર દરશાવેલી જુદી જુદી હાલતવાલી ધાત મોટે ભાગે વાંઝણી હોય છે. એવાં અનેક કારણોને અંગે પુરૂશની ધાતનો ખરો ભેદ અંધકારમા પડેલો હોવાથી, વાંઝીયાપણાંનો દોશ કોણને દેવો, તે સવાલ હંમેશાં ખાન ખેંચી રેહ છે. પણ એ ઉપરાંત જાણવું જરૂરતું છે, કે અફીણ ખાવાની લતમા પડેલા પુરૂશો, જેઓને અફીણ વગર ચાલે નહી, તેવા પુરૂશોની ધાતની અંદર 'જીવન જંતુ' મોટે ભાગે બિલકુલ હોતાં નથી, અને જો કદાચ હોય છે, તો તે ઘણાજ દુરબળ, નિરજીવ, અને ઘણાજ નાહનાં કદના હોય છે. અફીણીની ધાતની એવી હાલતને લીધે, તેઓ ગમે એવા મરદીમાં હોવા છતાં, વાંઝીયાજ રેહ છે.

## પુરૂશની ધાતનુ ઓછું થઇ જવું.

જયારે પુરૂશના શરીરમાંથી નિકલતી ધાતનો જથ્થો ઘણોજ ઓછો થઇ જાય છે, ત્યારે તે એક નવી પિડાકારી થઇ પડે છે. એવી ફરિયાદ ઘણાક પુરૂશો કરતા જણાય છે. તેઓને કમનસીબે, તેમના અજ્ઞાનપણાને લીધે તેઓને એવોજ ખ્યાલ હોય છે, કે આખી જીંદગી

દરમિયાંન, જુવાની તેમજ ઘડપણમાં, તેમજ દુખાકારી અને સુખાકારી દરમિયાંન પુરૂશના શરીરમાંથી નિકલતી ધાતના જથ્થામાં ફેરફાર થવો જોઇયેજ નહી. એ તેમનુ કેવળ અજ્ઞાનપણું છે.

## ઓછી ધાત કેવા પુરૂશોમા થઇ જાયછે.

નબળા તેમજ દુરબળ થઇ ગયલા પુરૂશોમા, તેમજ મોટી ઉંમરે પુગેલા ઘરડા પુરૂશોમા ધાતની ઉતપંતિ કુદરતી ઓછી થઇ જવાથી તે ઘણાજ થોડા જથ્થામા શરીરમાથી બાહાર પડે છે. એટલુંજ નહી, પણ એ ઉપરાંત અમુક દરદવાલાં પુરૂશોમા પણ તેવોજ બનાવ બનેછે.

## ખઇના રોગવાલા પુરૂશોની ધાત.

ખઇના રોગથી રીબતા પુરૂશોમા ધાતનું ઓછું થઇ જવું, એ સાધારણ બનાવ તરીકે ગણાય છે. એવા પુરૂશોના શરીરમાથી નિકલતી ધાતનો જથ્થો, ઘણોજ નાહનો હોય છે. વલી જેઓ હદબહાર વિલાસમા લીન થઇ પડેલા હોય છે, તેઓ પણ એવીજ હાલત ભોગવે છે. વલી કેટલાક પુરૂશો જેઓ દેખાઇતી રીતે બિલકુલ તંન્દરોસ્ત અને મજબુત બાંધાના હોય છે, તેવાઓના શરીરમા કેટલીક વાર ધાતની ઉતપંતિ ઘણાજ ઓછાં પ્રમાણમા થાય છે, અને બાજે વખત તે એટલી તો ઓછી નિકલે છે, કે ફકત થોડાંક ટિપાં! પણ બિજા હાથ ઉપર કોઇક વાર તે ઘણાજ મોટા જથ્થામા નિકલતી જણાઇ છે.

## એ પિડાકારીના ઇલાજ અને સારવાર.

એ અને એવાજ પ્રકારની જનંન શરીરને લગતી ગુપ્ત ફરિયાદોના ઇલાજ જ્યારેબી દરદી કરાવવા આવે, ત્યારે તેના ઇલાજ

કરનારે દરદીની તમામ આગલી હકિકત ખરેખરી જાણવી અવશ્ય જરૂરની હોય છે. ઘણીક વાર એવા દરદીઓ લાજના મારેલા પોતાની ખરી હકિકત જણાવતાં શરમાય છે, અને તેમ કરી તેઓ દરદના ખરા ઇલાજ થતા અટકાવે છે.

જેઓ સ્ત્રી સંગતમાં પાર વિનાના લીન થઇ ગયલા હોય છે, તેઓના મન ઉપર તેમનો તબિબ એ ઇલ્લતથી થતાં નુકશાન વિશે ખુલાસો કરી પરહેજ રેહવા જણાવે, અને જો દરદી મધ્યમ રસ્તો અખત્યાર કરી પોતાની ટેવ (sexual excess) છોડી દીયે, તો તે એક મોટો ઇલાજ ગણાય છે.

જેઓની એ ફરિયાદ જનંન શરિરના ગુપ્ત ભાગોની કાંઇક રોગી-ષ્ટ હાલતને લીધે ભરપા થઇ હોય, તો તેનો ઇલાજ એ દરદનો એકાદ 'સ્પેશિયાલિસ્ટ' પોતાની રાએતાની કુશળતાથી દરદની ખરી પરીક્ષા કીધા પછી કરી શકે છે.

અઇના દરદથી હેરાંન થતા દરદીને લાગુ પડેલી એ પિકાકારી માટે, કાંઇબી આશા કોઇબી તબિબ ઝાજી આપી શકે એમ નથી.

સામાન્ય નબળાઇને લીધે, તેમજ વિશફોટક (સિફીલીસ), તથા જ્ઞાનતંતુની બગડેલી હાલત—ન્યુરાસ્થેનિયા—ને લીધે જો એવી પિડાકારી લાગુ પડી હોય, તો મોટે ભાગે બાહોશ તબિબો ચાંપતા ઇલાજોથી એ પિડાકારી સાજી કરી શકે છે.

લા૦ દુવાગીર

D. H. P.



## પત્ર ૧૭ મું.

—o—

### વાંઝીયા પુરૂષો.

**(ગોળીની રગોનુ સુજી આવવું. ચિત્ર સાથે.)**

માનવંત મિત્ર—

આગલાં પત્રોમા જણાવેલી બિમારી પુરૂશોને વાંઝીયા બનાવે છે, એ બિના બેશક ખરી છે. પણ એકલી એજ બિમારી કાંઇ એવી નથી કે પુરૂશો તેથી વાંઝીયા બને છે. જ્યાં સુધી વાંઝીયાપણુ પુરૂશની ધાત સાથ સંબંધ રાખે છે, ત્યાં સુધી કોઇબી રીતે જોતાં, સ્રીને હમેશ ધારણ કરવા માટે, 'જીવન-જંતુ'ની (સ્પર્મેટોરિયા) હાજરી અને તેમની અખંડ સપુર્ણતા પુરૂશની ધાતુમા હોવીજ જોઇએ.

### સ્પર્મેટોઝુઆની ઉતપંતિનુ વિચીત્રપણું.

મિત્ર, કોઇબી રીતે જોતાં પ્રજા ઉતપંતિ માટે પુરૂશની અંદર જીવન-જંતુની હાજરી અવશ્ય હોવીજ જોઇએ, કેમકે એ વિના પુરૂશની હસ્તી સમુળગી નકામી થઇ પડે છે. પણ આ વાત ધ્યાંનમા રાખવી ઘટે છે, કે એક હાથ ઉપર જેમ અમુક દુખ દરદથી વિર્યમા વસ્તાં જીવનજંતુ નાશ પામ્યાથી સુક્ષમદરશક યંત્રમાં તેઓ દેખાતાં નથી, તેમ વલી ઘણીક વાર તંન્દરોસ્ત પુરૂશની ધાતમા પણ તે દેખાતાં નથી. એવા સંજોગ વચે મામલો બેશક ગુંચવાડામા ગુંચવાઇ ગયેલો જણાય છે. આ વાત સિધ્ધ થાયલી છે, કે માનસ જાતમા, તેમજ જાનવરી દુનિયામા અમુક મોસમ દરમિયાન શરીર અંદર આ 'જીવન-

## પુરૂશની તન્દરોસ્ત અને દરદી



તન્દરોસ્ત હાલત.

દરદી હાલત.

વધુ ખુલાસા માટે વાંચો


Tunica Vaginalis.
Tunica Albuginea
Its Septa.
Spermatic Artery.
Vas deferens.

ગોળીની ભિતરની રચના

જંતુ ' જેમ વધારે પ્રમાણમા ઉતપન્ન થતાં રેહ છે, તેમ અમુક મોસમમા તેમણી ઉતપંતિનુ પ્રમાણ ઓછું પણ હોય છે. વળી કોઇ વખત અમુક તબિયતવાળા પુરૂશોમા એ જીવન-જંતુની ઉતપંતિ ચાલુ મોટા પ્રમાણમા થતી રેહ છે, અને તે ઉતપંતિના પ્રમાણમા તેવા પુરૂશોની કાંમ વાસનામા પણ વધારો તેમજ ઘટાડો થતો રેહ છે. જે પુરૂશોના શરીરમા એ જીવન-જંતુની ઉતપંતિ ઘણા ધીમા પ્રમાણમા, અને સુસ્ત હાલતમા હોય છે, તેઓની કામ વાસના પણ સુસ્ત હોય છે. મિત્ર, આ જીવન-જંતુની ઉતપંતિની બીના કેટલી વિચીત્ર છે, તે દેખાડવા માટે 'ફેરપર ' નામના વિદ્વાનનું અવલોકન પ્રખ્યાત ડાકટર રોબર્ટ ટેલરના પુસ્તકમાથી અતરે ટપકાવી લેવું જરૂરનું વિચારૂં છું.

"A vigorous naturalist, sixty years of age, a married man, and father of a family, accustomed to the use of the microscope, whom I had interested in the question, examined with me for some time continnously, his own semen after coitus. Here we found the greatest variations, which were accurately noted by both of us together. After coitus on the third day, reconing from the last performance of the act, there was a large number of very small spermatozoon; after renewed coitus on the fourth day, few and small; after a pause of only two days, none; after a pause of only one day there was only a watery sperm, in which no zoosperms were found. At another time, on the fifth day after the last coitus, the zoosperms were very numerous; another

time, after a pause of six days, they were very few, but large in size."†

મિત્ર, આ લેખ જેઓને લાગે વલગે તેઓને માટે ઘણોજ અગત્યનો છે, એમા જરાએ શક નથી. અને ફકત તેવાઓની જાણ માટેજ, જે વિદ્વાનોએ એ અવલોકન કરયું છે, અને જેણે તેની નોધ તબિમી દફતરે લીધી છે, તેનાજ શબ્દોમા તે નોધ રજુ કરી છે.

## પુરૂશની ગોળીને લાગુ પડતા બે જાતના સોજા.

મિત્ર, ગોળીની રગો, આ સાથે આપેલાં ચિત્ર ઉપરથી તમો જોઇ શકશો. એ ગોળી તેમજ તેની સાથે લાગેલી રગો, બંનેને સોજો ( ઇન્ફ્લેમેશન ) લાગુ પડવાનો સંભવ રેહ છે. જ્યારે સોજો ગોળીને લાગુ પડે છે, ત્યારે તબિબો તેને 'ઓરકાઇટીસ' કેહ છે. જ્યારે ગોળીની રગોને સોજો લાગુ પડે છે, ત્યારે તેને 'એપીડિડીમાર્ઇટીસ' કેહ છે. વલી એ ગોળીની રગોના જુદા જુદા ભાગો જુદે જુદે નામે તબિબી ભાશામા જણાયલા હોવાથી, અમુક ભાગને લાગુ પડતો સોજો, તેના નામે ઓલખાય છે. એ સઘલી બાબદ આ પ્રસંગે લંબાવવાની જરૂર નથી.

ગોળીને તેમજ તેની રગોને બે જાતના સોજાની બિમારી લાગુ પડે છે. એક સાદો સોજો, અને બિજો પ્રમેહના રોગ ( ગોનોરિયા) ને લીધે લાગુ પડેલો સોજો. આ બે જાતના સોજામા પ્રેમેહ કે વિશફોટક ( સિફીલિસ )ની બિમારીને લીધે લાગુ પડેલો સોજો, દરદીની જીંદગીની ખુવારી કરનારો હોય છે. ગોળીને લાગુ પડેલા સાદા પ્રકારના સોજાને માટે એટલી બધી ધાસ્તી રેહતી નથી, કેમકે તે સાદો

† Robert Taylor, M.D.

થઇ શકે છે. આ સોજો કોઇ વખત એક ગોળીની રગોને, તો કોઇ વખત બંને ગોળીની રગોને લાગુ પડે છે. જ્યારે એ સોજો બંને ગોળીઓની રગોને લાગુ પડે છે, ત્યારેજ પુરૂશ વાંઝીયો બને છે, કેમકે ત્યારેજ દરદીના વિર્યમા જીવનજંતુ બિલકુલ હોતાં નથી.

## ગોળીની રગોને પ્રમેહની અસરથી લાગુ પડેલો સોજો પિછાનવાની રીત.

એવો સોજો ગોનોરિયલ એપીડિડીમાઇટીસને નામે ઓલખાય છે. પુરૂશની ગોળી અને તેની રગોનો કાંઇક ખ્યાલ વાંચકને આવે, એવી મતલબથી આ સાથ આપેલાં બે ચિત્રો તરફ બારીક નજરે જોવાની વાંચકને ભલામણ કરવામા આવે છે. અગરજો ગોળીની રગોને સોજો લાગુ પડેલો હોય છે, તો પ્રથમમા દરદી દુખારાની ફરિયાદ કરે છે. હાથ વડે બારીક તપાસ કરતાં માલમ પડે છે, કે ગોળીની રગો કુદરતી હાલત કરતાં બેવડી ત્રેવડી મોટી થાઇ ગયેલી લાગે છે, અને સેહજ દાબી જોતાં તેમાં સખત દુખારો થતો જણાય છે. ગોળીની રગોને લાગુ પડેલો સોજો અગર જો સખત પ્રકારનો (acute) હોય છે, તો દરદીને ૧૦૦-૧૦૩ ડીગ્રી જેટલી તાપ હોય છે.

## ગોળીને સોજો લાગુ પડવો. ઓરકાઇટીસ.

આ સાથે આપેલું ચિત્ર નંબર ૨, જુવો. એ પુરૂશની ગોળીની ભિતરની રચનાનો સંપુરણ ખ્યાલ આપે છે. એ ગોળીની અંદર જે ગુંચડાં જેવા જુદાજુદા ઝુમખા દેખાય છે, તેની અંદર ધાતુની ઉતપંતિ થાય છે. એ દરેક ગુંચડું બારીક નળીઓનુ બનેલું હોય છે, અને એ નળીઓમાથી વિર્ય મુકરર કરેલે રસ્તે, આગલ વધી બાહાર નિકલે છે. એ વિશે લંબાણ લખાણ પુરૂશ શાસ્ત્ર તેમજ સ્ત્રી શાસ્ત્રમા મે

કરેલું છે. જ્યારે એ ગોળીની અંદર સોજો ચહડે છે, ત્યારે ચિત્રમા દેખાડેલી રચનાની હાલત બદલાઇ જાય છે, અને દરદી અનેક પ્રકારની વેદના માટે ફરિયાદ કરે છે. એ સોજો અગર જો સાદા પ્રકારનો હોય છે, તો ચાંપતા ઇલાજ લીધાથી તે ઉતરી જાય છે. એ બિમારી 'ઓરકાઇટીસ' ને નામે ઓલખાય છે. હવે નંબર બિજાવાલુ ચિત્ર જુઓ. એમા એક ગોળી બિલકુલ તંન્દરોસ્ત હાલતમા દેખાય છે, અને બિજી ગોળી બિલકુલ બગડેલી હાલતમા જણાય છે. એની રગોની હાલત જુઓ, અને ગોળીની હાલત જુઓ, અને તેની પાસેના ચિત્ર સાથ તે સરખાવી બંને વચેનો તફાવત તપાસી લ્યો.

## પુરૂશની ધાતુ બાહાર નિકલતી કેમ અટકી પડે છે.

ગોનોરિયા વિશે એક લંબાણુ લેખ મે પુરૂશ-શાસ્રમા લખ્યો છે, તે વાચી જોવાની ખાસ ભલામણુ થઇ શકે છે. જ્યારે ગોનોરિયાની બિમારીથી સોજો આવવા માડે છે, ત્યારે યાદ રાખવું કે ઘણુ કરીને સોજો ગોળીની રગોના નિચલા ભાગને શરૂઆતમાં લાગુ પડે છે. રગોને સોજો લાગુ પડયાથી તે રગો જડ બની જાય છે, જેથી ધાતનો બાહાર નિકલવાનો મારગ બંધ પડી જાય છે, અને એ રીતે ધાતનુ બાહાર નિકલવું અટકી પડે છે. આ પિડાકારી જો કે દુખારાથી નિરાળી નથી, છતાં દરદીની કામ વાસના સેહજબી બિગડતી કે ઓછી થતી નથી. એવા દરદીઓ જો પરણેલા હોય છે, તો તેઓ મનના હક પોતાની પરણેતરને આપી શકે એવી હાલતમા હોય છે, પણુ તેઓના વિર્યમા બુંન હોતું નથી.

## પુરૂશની ગોળી અને તેની રગોને સોજો લાગુ પડવાના કારણો.

ગોળીને તેમજ તેની રગોને અનેક કારણે સોજો આવે છે. કોઇ વાર સખત પ્રકારની મેહનત કીધા પછી; યા એ જગ્યા ઉપર કોઇક જાતનો માર પડયાથી; યા એ ભાગને કાંઇક ઇજા થવાથી; તેમજ ચોકસ પ્રકૃતીવાલા દરદીની ' યુરીઆ ' યાને મુત્ર મારગમા કાંઇક હથીઆર યા ' કેથીટર ' મુકવી પડે, તો તેમાંથી પણ એ ભાગને સોજાની બિમારી લાગુ પડવાના બનાવો નોંધાયા છે. ટાઇફોઇડ, મેલેરિયા અને એવીજ કોઇક તાપની બિમારી દરમિયાંન, પુરૂશની ગોળીમા કેટલીક વાર સોજો આવે છે. વલી કાંનની અમુક પ્રકારની બિમારી, જે ' મમ્પ્સ ' (mumps) ને નામે ઓલખાય છે, તે બિમારી દરમિયાંન પણ કોઇવાર ગોળીમા સોજો આવે છે. કોઇવાર ગોળીને ' ગાઉટ ' ની બિમારી લાગુ પડેલી પણ જણાઇ છે. છેવટે અગર જો ચહડલો સોજો ઉતરી જતો નથી, અને જો તે સખત પ્રકારનો હોય છે, તો દરદીની ગોળી પાકવા માંડે છે.

બંને પ્રકારના સોજામા મુખ્ય નિશાણીઓ, અતી ઘણો દુખારો, સુજેલા ભાગનુ ચહડી આવવું, કુદરતી હાલતનુ બદલાઇ જવું, અને બિમારી જો સખત પ્રકારની હોય છે, તો દરદીને તાપ ચહડી આવે છે.

### ગોળી અને રગોના સોજાના ઇલાજ અને સારવાર

એવા દરદીને માટે સરવેથી પેહલો ઇલાજ તેની ગોળીઓને કાઇભી હિકમતથી સુતાં સુતાં એવી રીતે નિચેથી ટેકો આપવો કે તે ઉંચકાઇ રેહ, અને ઝુલતી નહીં રેહ, તેવો બંદોબસ્ત કરવો. એવી

દરદીને થતાં દુખમા મોટે ભાગે સુધારો તેમજં ઘટાડો થશે. એ ઉપરાંત ગોળીની અંદર, તેમજ તેની રગોમા થતા દુખારાના ઇલાજ તરીકે, અને ચહડેલા સોજાને ઉતારવા માટે, કેટલાક ઈલાજો સુચવાઇ શકાય છે. અગરજો દરદીને કબજીયાત હોય, તો તુરત તેને એકાદ હલકો જુલાબ પેહલાં આપી દેવો, કેમેકે કબજીયાતને લીધે લાગુ પડેલો સોજો વધારે જોર પકડે છે. એ પછી ગોળી ઉપર અળસીના આટાની ગરમ પોટીસ તુરતજ ચાલુ કરવી. ધ્યાંન રાખવું કે એવી પોટીસ લગભગ અરધા ઇન્ચ જેટલી જાડી કરવી, અને તે આખી ગોળીને, તેમજ તેની ઉપરની રગોને લાગે, એવી રીતે તે બાંધવી. દરેક પોટીસ જલદી ઠંડી પડી જાય નહી, અને લાંબો વખત તે ગરમ રેહ, માટે તેની ઉપર પતલી ગરમ ફલેનલ વિટાલી લેવી, અને દર ત્રણથી ચાર કલાકે તે બદલતા રેહવું. અગરજો દરદીને ઘણોજ દુખારો થતો હોય, તો પોટીસની ઉપર થોડુંક અફીણનું ટિંકચર છાંટીને તે બાંધવી. આ પોટીસના ઘરગતુ ઇલાજથી અગરજો દુખારો નરમ નહી પડે, તો કેમિસ્ટને ત્યાંથી બેલેડોના ઓઇન્ટમેંન્ટ' (બેલેડોનાનો મલમ) લાવી તે આખી ગોળી ઉપર ધીમે હાથે ઉપર સુધી લગાડી, તેની ઉપર રૂ લપેટી સંભાલથી બાંધી લેવું. કેટલાક તબિબો એવે પ્રસંગે આઇસ મુકવાની ખાસ ભલામણ કરે છે, કે જેથી ગોળીમા તેમજ તેની રગોમા થતો દુખારો નરમ પડે, અને ચહડેલો સોજો ઉતરી જાય†. આ ઇલાજથી સોજો નરમ પડવાનો જો કે મોટો સંભવ રેહ છે, છતાં સારવાર કરનારે જાણવું જોઇયે, કે આ આઇ-સનો ઇલાજ ઘણો લાંબો વખત જો ચાલુ રાખ્યો, તો તેમાથી બિજી

† Diseases of the Genito-Urinary System, by E. Fuller, M.D.

કોઈ બિમારી દરદીને લાગુ પડવા જેવો કોઇક વાર સંભવ રેહ છે.* અગરજો દરદ અને દુખારાનુ જોર ઘણુજ હોય, તો નિચલો મલમ દિવસમા એકથી બે વાર લગાડવાની સુચના થઇ શકે છે.

℞

Unguentum Hydrargyri. Dr 2.
Unguentum Belladona. Dr 2.
Ichthyolis Dr 2.
Lanolin Dr 2.
M. Ft Ung. (Merck's Manual)

આ મલમ લગાડી, તેની ઉપર રૂ લપેટી સંભાલથી ગોળીને એવી રીતે પાટા વડે બાંધી લેવી, કે તે ઝુલતી રેહ નહી.

અગરજો ગોળીને કે રગોને લાગુ પડેલો સોજો પ્રમેહ ( ગોનો-રિયા ) ની બિમારીનુ પરીણામ હોય, તો નિચલું તેલ લગાડવાની સુચના થઇ શકે છે.

## ગોનોરિયાની બીમારીને લીધે ગોળીને લાગુ પડેલા સોજા ઉપર લગાડવાનો મલમ.

℞

Methylis Salicylatis Dr 4.
Ol. Olive. Dr 1.

આ તેલમાથી બે નાહની ચમચી જેટલું રૂ ઉપર સારી રીતે રેડી, તે દુખારાવાલી જગ્મા ઉપર લપેટી આગલ જણાવ્યા પ્રમાણે ગોળીને પાટા વડે બાંધી લેવી. આ તેલ રોજ દિવસમા એક વખતજ લગાડવું.

* ન્યુરેલજીઆની બિમારી લાગુ પડવાનો સંભવ રેહ છે.

દરદીને આખો વખત પીઠ ઉપરજ સુઇ રેહવાની, અને બનતાં સુધી કાંઇબી હિલચાલ નહી કરવાની ખાસ તાકીદ કરવી. અગર જો જરૂર પડે, તો દરદીને ઝાડો લાવવા પિચકારી આપવી. આ સઘળા ઇલાજો તબિબની ગેરહાજરીમા દરદીની સારવાર કરનાર કરી શકે એમ સમજી સુચવ્યા છે. પણ જો તક મળે તો તબિબની મદદ લેવા ભુલવું નહી. ગોનો-રિયાના પરીણામ તરીકે અગરજો ગોળીને, યા તેની રગોને એ સોજો આવેલો હોય, તો ચહડેલા સોજાના ઇલાજ કોઇ કુશળ તબિબ પ્રથમથીજ એવી રીતે કરી શકશે, કે જેથી દરદી વાંઝીયો થતો અટકે. ઘણીક વાર એવા દરદીને 'થરમોફ્યુજ' નામની ઇંગ્રેજી દવાનો લેપ લગાડવાની ભલાંમણ કરવામા આવે છે, અને તેથીબી સોજો તેમજ દુખારો નરમ પડવાનો સંભવ રેહ છે. એવા દરદીને ખાસ સુચના કરવામા આવે છે, કે તેણે પોતાની સારવાર કરનાર તબિબની આગલ પોતાંની ખરેખરી હકિકત વગર પુછ્યે જાહેર કરી દેવી, અને જો ગોનોરિયાની યા સિફીલિસની બિમારી લાગુ પડેલી હોય, અને દરદી જો એમ સમજતો હોય, કે તે બિમારી હવે સાજી થઇ ગઇ છે, છતાં તે બિના તેના તબિબથી કદીબી છુપાવવાની સેહજબી તેણે તજવિજ કરવી નહી. કેમકે તેવી હકિકત તબિબ પાસ જાહેર કીધાથી, તેનો તબિબ ખરા ઇલાજ લેઇ શકે, અને દરદીને વાંઝીયાપણુ લાગતુ અટકાવી શકે.

ડા૦ દુવાગીર

*D. N. P*



પ્રમેહ યાને "ગોનોરિયા" ની બિમારીથી પુરૂશના જતંન શરીરને
લાગતાં કાતીલ દરદો.



## પત્ર ૧૮ મું.

———o———

**WHO MAY NOT MARRY.**

**કોણે પરણવું ? કોણે નહી પરણવું ?**

**મારા હાનેશમંદ મિત્ર**

છેલ્લાં પત્રમાં વરણવેલાં દરદો વિશે કાંઇક ઉપર ટપકેનો ખ્યાલ મેલ્યા પછી, દરેક મરદ તેમજ દરેક સમજુ ઓરત, વિના અચકાવે અગર જો એવાં સેવટ ઉપર આવે, કે સંસારમાં પરણેથી જીંદગીમા સમાયલા જોખમોને લીધે, પરણવા કરતાં કુંવારૂંજ રેહવું વધારે બેહતર છે, તો તેઓનો તેવો ઠરાવ જાણી આપણ કદીબી અજબ થઇશું નહી. એવા ઠરાવ ઉપર આવનારાંઓને આપણ સિધ્ધો જવાબ દઇશું, કે: તેઓને એકદમ એવા ઠરાવ ઉપર આવવાની કાંઇબી જરૂર નથી. જે દુ:ખ દરદોથી માનસજાતનો સંસાર ડરાંમણો બને છે, તેનો ઇલાજ વૈદકશાસ્ત્રે ખુલ્લે ખુલ્લો સુચવેલો છે. વૈદકશાસ્ત્રની સુચનાઓને અનુસરી, પરણવા નિકળેલાં સ્ત્રી-પુરૂશો બેદરકાર બની અંધારામા અગર જો કુદકો મારે નહી, તો કદીબી તેઓને પાછલથી પસ્તાવું પડે નહી. એટલા માટે ધ્યાંન રાખવું કે પરણવાની ઉલટ અને ઉતાવલમાં, એકદમ મનની લાગણીઓને વસ થાઇ ધસડાઇ જવું નહી. ખુબસુરત અને સોહામણી સીકલ જોઇ અંજાઈ જવું નહી; મિઠી અને મનહરણ બોલવા ચાલવાની ઢબ, અને આવભાવ સાથ અદા ભરેલાં નખરાં ઉપર લોભાઇ જવું નહી. પ્રખ્યાત તબિબ કેલોગ એ વિશે ખુલ્લા શબ્દોમા લખે છે કે:—

" Look well before you leap ; consider well, carefully and prayerfully. A reckless leap in the dark is a fearful risk, and will be far more likely to land you in a domestic

purgatory than any where else. Do not be dazzled by a handsome face, an agreeable address, a brillant or piqunat manner. Choose modesty, simplicity, sincerity, morality,—qualities of heart and mind,—rather than exterior embelishment.† "

મિત્ર, એવાં ઘણાક પુસ્તકો લખાયાં છે, કે જેમાં પરણવા નિકળેલાં સ્રી-પુરૂશોને જાત જાતની શીખામણો આપવામાં આવી છે. પણ તે શીખામણો અમલમાં મુકવી ઘણીક વાર ન બની શકે એવી હોય છે. એ બીના ધ્યાનમા રાખી, આ પ્રસંગે થોડીક સુચના વૈદકશાસ્રને આધારે હું અતરે એવી મતલબથી રજુ કરૂ છું, કે પરણવા નિકલેલાં સ્રી-પુરૂશો, પોતાની જીંદગીની જાળવણી, સલામતી, અને સુખને માટે તે અમલમાં મુકી શકે.

## ચેપવાલાં દરદોથી હેરાંન થતાં, તેમજ ઓધે ઉતરતાં દરદોથી પિડાતાં માનસો.

### Secret Sins!

વખત જેમ વેહતો જાય છે, તેમ દુનિયામાં દુખ દરદો પણ નવાં નવાં પેદા થતાં જાય છે, એમ મોટી ઉંમરના વૃધ જનોનું કેહવું છે. એકાદ બે સદીનો હિસાબ તપાસતાં માલમ પડે છે, કે અસંખ્ય નવાં દરદોએ માનસ જાતમા દેખાવ દીધો છે. આદમીની ઓલાદ એવાં દરદોથી કેટલી બધી નબળી થઇ ગઇ છે? તેમણી જીંદગીના આયુશ કેટલા બધા ટુંકા થતા ગયા છે? આજથી પચાસ, પંચોતેર વરશ ઉપર આપણા દેશમા જેટલી મોટી ઉમરે માનસો મરી જતાં હતાં, તેમની સાથે આજના વખતમાં થતાં મરણની ઉમરનું પ્રમાણ

† Plain Facts By J. H. Kellogg. M. D.

તપાસતાં તે ફરક ઝટ માલમ પડે છે. બેશક માનવાને એવું અચુક કારણ મળે છે, કે આવી રીતે ચાલી રેહથી ખુવારીભરી ખરાબીનુ કાંઇબી ભયંકાર કારણ હોવુંજ જોઇયે. એ ભયંકાર કારણ ખુવારીભર્યાં દુખદરદોથી પિડાતાં માનસોના લગનથી પેદા પડેલી ઓલાદ છે, એમ કેહવું કાંઇબી ખોટું નથી. આધે ઉતરતાં દરદોની સંખ્યા ઘણી મોટી ગણાઇ છે. તેમાં થોડાંક દરદો ખાસ ધ્યાંન ખેચનારાં ગણાયાં છે. એવાં દરદોમા ખઇ, સિફીલિસ યાને વિશફોટક, નાસુર, રગતપીત, ફીફર, ઘાંનતંતુને લાગુ પડતાં અમુક દરદો, ચાંમડી ઉપર ફુટી નિકલતા ચોકસ રોગો, દીવાનાપણ, અને છાકટપણ છે. આધે ઉતરતાં દરદોની એક લાંબી ટીપ પુરૂશ શાઅવાલાં મારાં પુસ્તકમા મે લંબાણથી દરશાવી છે, પણ તે સઘલાંમા આ ઉપલા દરદો મુખ્ય ભાગ ભજવે છે.

## માનસજાતની ખુવારી કરનારી ત્રણ પિડાકારી.

### The Three Scourges Of Humanity.

લગનની પસંદગી કરવામા ત્રણ ભયંકાર પિડાકારીથી દુરરેહવાની ભલાંમણ વિદવાંનો, સરવેથી પેહલ્લાં કરે છે. ૧, છાકટપણું (એલ્કોલિઝમ), ૨, વિશફોટક (સિફીલિસ), અને ખઇ (ટયુબરકયુલોસીસ). આ ત્રણ દરદો માનસજાતની ઓલાદને ખુવાર કરનારાં સાબેત થઇ ચુકયાં છે, અને તેટલાં માટે એ માહેલાં કોઇબી દરદથી પિડતાં કોઇબી માનસે પરણવું ના રવા છે.

૧ છાકટપણાં (એલ્કોલિઝમ)થી દારૂના વ્યશનમા પડેલાંઓના મગજની હાલત કેટી ખરાબી થાય છે, તે 'ડીલીરિયમ ત્રેમન્સ'ની પિડાકારી જેઓએ નજરે નજર જોઇ હશે, તેઓજ દરદીની ભયંકાર હાલતનો ખ્યાલ કલ્પી શકશે! એવા દારૂડીઓના ફરજંન્દો તેમના બાપને

લાગેલી દારૂની લતનો વારસો, તેમણી માતાના પેટમાંથીજ તેઓ સાથે લઇ જનમે છે, અને કમનસીબે એવાં ફરજંન્દોની વસ્તી આપણ વચ્ચે દીન જતે વધતીજ જાય છે.

છાકટાં બાપના ફરજંન્દોની જીંદગીના હેવાલ બેશક દયાને પાત્ર છે. ડા૦ બ્લોશ લખે છે, કે એવાં મા-બાપના ફરજંન્દો ક્વચીતજ દુનિયામા તન અને મનની તન્દરોસ્તી સાથે જીવે છે. મોટે ભાગે એવાં ફરજંન્દો ફીફરાંના મરજના, યા તો ખધના દરદના ભોગ થઇ પડે છે; અને જો જીવે છે, તો તેઓ પાછલથી દારૂડીયાં, અને કરપીન કામો કરનારાં મહાપાપી નિકલે છે. માનસના વિર્ય ઉપર દારૂની અસર ઘણીજ ઝેરી પ્રકારની થાય છે. એક છાકટા બાપની છાકટી હાલતના પ્રમાણમા, તેના બાલકના તન અને મનની ઉપર, તેની માતાના ગર્ભમાજ અસર થાય છે. એક તંન્દરોસ્ત તબિયતવાલો પુરૂશ, જે કદીબી દારૂ પીતો નહી હોય, તે અગર જો એક વખત બિલકુલ છાકટો થયો હોય, અને તેની તેવી છાકટી હાલતમા તેની સ્ત્રીને રેહલા ગર્ભવાલું બાલક જો અવતરે છે, તો તે બાલક લાંબી જીંદગી ગુજારી શકતું નથી, યા તો તે 'ઇડીયટ' એટલે મુઢ અવતરે છે, યા તો તે ઘણીજ દુરબલ હાલતમા જીવે છે, યા તો તે એકાદ ઉપર જણાવેલાં દરદને આધીન થઇ પડે છે. †

## કુંવારી સ્ત્રીઓને દારૂનો લાગેલો લત.

છાકટી માતાના ફરજંન્દોની જીંદગી છાકટા બાપના ફરજંન્દો કરતાં હંમેશાં વધારે જોખમમાં રેહ છે. એક સ્ત્રી અગર જો કુંવારી હોય, અને જો તેણીને દારૂનો લત લાગ્યો હોય, અને તે જો છાકટી થતી હોય, તો તેવી સ્ત્રીને કદીબી પરણવા દેવુંજ જોઇયે નહી. એક મરદ

† Sexual Life of Our Time By Bloch

જો છાકટો થતો હોય, તો તે કદાચ પરવડી શકે, પણ એક છાકટી સ્ત્રી તો કદી પરવડેજ નહી. અને એવી એક સ્ત્રી સાથ પરણવુ બેશક જોખમભરેલું થઇ પડે છે, કેમકે પોતાની છાકટ હાલતમા સ્ત્રીઓ પોતાના બાલકને બિલકુલ તપાસી શકતી નથી. તબિબી દફતરે એવી નોધ લેવાઇ છે, કે એક છાકટી સ્ત્રીએ પોતાની માસીક માંદગી દરમિયાન તેણીએ પોતાની બાલક દીકરીનું ખુન વટીક કીધુ હતું. †

## સિફીલિસ યાને વિશસ્ફોટકના દરદવાલાં મા-બાપો.

આ એક એવુ જાલમ દરદ છે, જેને માટે દુનિયામા આજે ચો તરફ શોર બકોર થઇ રેહયો છે. પાછલા સફા ઉપર એ દરદ વિશે લંબાણુ લેખ લખ્યો છે, પણ આ પ્રસંગે આ નાશકારક દરદ માટે એટલુંજ કેહવું બસ થશે, કે સિફીલિસના દરદથી હેરાંન થતા એક પુરૂશે, તેમજ એ દરદથી હેરાંન થતી એક સ્ત્રીએ કદીબી પરણવુજ નહી. આવાં દરદથી હેરાંન થતા એક પુરૂશ યા સ્ત્રીની પિડાકારીનુ બયાંન ઘણુજ કમકમાત ઉપજાવનારૂં છે, અને તબિબી પુસ્તકોમા તેનુ બારીક વરણન જોવામા આવે છે.

## સિફીલિસની બિમારીનુ કમકમાતભરેલુ બયાંન.

આ દરદની પેહલવેહલી શરૂઆત દરદીને ઘણીજ નજીવી જેવી લાગે છે. પ્રથમમા ગુપ્ત બદન ઉપર એક ઘણુજ નાહનું દમ વગરનુ ચાંદુ પડે છે! પાછલથી એ જખમ વધવા માંડે છે, અને ટુંક વખતમાં દરદીના આખાં શરીરમા તેનુ ઝેર ફરી વળે છે. વખતના વેહવા સાથ, એ દરદ અનેક રંગ-રૂપમા ચાલુ દેખાવ દેતું રેહ છે, અને પાછલથી તે એક ત્રાસદાયક અને ગજબભરેલી બિમારીનો દેખાવ ધારણ કરે છે. અતી ભયંકાર

† *Sexual Life of Woman By Kisch.*

રૂપમાં જ્યારે એ દરદ પ્રગટી રેહે છે, ત્યારે દરદીના પસ્તાવાનો અને તેના ત્રાસનો પાર રેહતો નથી. પણ અફસોસ! તે પસ્તાવો બિલકુલ નાકામ થઈ પડે છે. આ ઝેરી દરદનું જોર દીનપર દીન દરદીના શરીરને ખરાબ કરતું જાય છે; દરદીની જીભ ખરાબ થવા માંડે છે! તેના માથાંની ખોપરીના હાડકાં ખવાઇ જાય છે! અને કોઇવાર દરદીના ભેજાંની અંદર પણ સડો લાગે છે. કોઇવાર શરીરના હાડકાં સડી જઇ તે પોચાં પડી જાય છે! અને શરીરના જુદા જુદા ભાગો ઉપર, અને બાજે વખત આખા શરીર ઉપર મોટાં ચાંદાં ફુટી નિકલે છે, જેથી દરદીનો દેખાવ કમકમાત ઉપજાવનારો થઇ પડે છે.

પણ હજી એટલેથીજ દરદીની પિડાકારીનુ સેવટ આવતું નથી હજી તો દરદીને ઘણું ભોગવવાનુ બાકી રેહ છે! જો એટલેથીજ દરદી મરણ પામતો નથી, તો પછી દરદીના નાકને સડો લાગી, તે કોહવા માંડે છે! તેના હોઠ સુજી આવી તેની ઉપર સડો લાગે છે, અને તે કોહવાટ લાગ્યાથી ફુલી જઇ ખરાબ થાઇ ગયલા જણાય છે. દરદીની જીભ પણ તેવીજ વેદના વેઠે છે, અને તેની આંખો પણ સુજી આવી લાલચોળ થઇ બાહારથી ફુગી આવી હોય, એમ દેખાય છે! એવાં દરદીઓ એવી પિડાકારી વચેથી જીવતાં રેહ છે, અને જો શરીર શક્તિ ઓછી થઇ જાય છે, તો મોત તેવાંઓને દુખમાથી છોડવી, તેમણે આભારી કરે છે.

## સિફીલિસના દરદીઓએ પરણવું કે નહીં?

આવાં એક ભયંકાર દરદના ઝેરી ચેપની સારવાર કરનારા કેટલાક ડાકટરોનુ એવું મત છે, કે એવાં દરદીઓને લાગુ પડેલી પિડાકારીની નિશાંણીઓ નરમ પડયા પછી, બે–ત્રણ વરશ બાદ જો તેઓ

પરણે તો તેમા વાંધો નથી. ! પણ વિદ્વાંન તબિબો એ દલીલને ઘણીજ જોખમભરી અને ખુવારી કરનારી કેહ છે. તેઓનું કેહવું એ છે, કે સિફીલિસનુ દરદ કદીએ સાજું થઇ શકે એમ છેજ નહી. ત્રણ વરશ તો શું પણ ત્રીસ વરશ પછીએ એવાં દરદીને પરણવાની તેઓ ભલામણ કરતા નથી, કેમકે એ દરદનો ચેપ શરીર માહેલાં લોહીમાથી કાહડી શકાતો નથી. ખરી વાત છે કે એ દરદની નિશાંણીઓ ચાંપતા ઇલાજ કીધાથી નરમ પડી જાય છે, પણ તે પાછી નવેસરથી નવાં રૂપમા, અને તેબી ઘણાજ જોરમા પાછી ઉભરી નિકલે છે. એવાં માનસને પરણવાનો સેહજબી હક નથી. એવાં દરદીને 'તે સાજો થયો છે,' એમ કેહવું બિલકુલ સલામત નથી.

ખઇ યાને ટયુબરકયુલોસીસ માટે પણ વિદ્વાંન તબિબોનુ એમજ કેહવુ છે, કે એવા દરદથી હેરાંન થતાં સ્ત્રી–પુરૂશોએ લગનના ગાંઠથી કદીએ જોડાવું નહી. એવાં દરદીઓ માટે એક પ્રખ્યાત તબિબના શબ્દો અતરે નોધેલા પ્રસંગોપાત થઇ પડેછ:

"Ribbing goes even further, insisting that neither man nor woman affected with pulmonary consumption should marry."†

જનમથી ગંભીર પ્રકારની ખોડ ખાપણવાલાંઓએ પરણવું નહી. એવાંઓએ કાંય નહી પરણવું, એવો સવાલ ઝટ ઉભો થાય છે. જનમથી જેઓ આંધલાં હોય છે; જનમથી જેઓ બેહરાં હોય છે; જેઓના હાથ પગ જનમથી ખોડ ખાંપણવાલા હોય છે, તેઓના બચ્ચાંઓ ઘણીક વાર ખોડ ખાપણવાલાં જનમે છે.

† Sexual Life of Woman By Kisch.

આગલા વખતમા ઘણીક જાણીતી પ્રજાઓ, ખોડ ખાંપણ ઓધે ઉતરતી હતી એમ માનતી હતી. જમાનાના તે કાળમા લંગડા-લુલાં બાળકોનો, જનમ થતાંજ મા-બાપો ગુંગલાવી મારી નાખતાં હતાં, યા તો તેઓને તરછોડીને તજી દેતાં હતાં. એક જાણી સ્પારટન રાજાએ એવો હુકમ પોતાની પ્રજાને કીધો હતો, કે તેની રઇયતમાથી જેઓ મરદ, પોતાના કરતાં શરીરના બાંધામાં, કદમ અને દેખાવમા ઉતરતા પ્રકારની ઓરત સાથે જો તે લગનના ગાંઠથી જોડાય, તો તે મરદે એક મોટી રકમનો દંડ રાજને આપવો.

## અઘોર કર્મ કરનારાઓએ પરણવું નહી.

## Criminals Should Not Marry.

અઘોર કર્મ કરનારાઓ, તેમજ ગુન્હાગાર વર્ગમાં ગણાતાં પાપીઓ માટે વિદ્દવાનોએ પુરતું અવલોકન કરી જગને જાહેર કીધું છે, કે એવા પાપી કરમો કરનારાંઓની અંદર વસેલા પાપી કર્મોની વળાણ અને ગુણ, તેમણી ઓલાદની અંદર ઉતરે છે. દુનિયામા વધતી જતી એવા પાપીઓની વસ્તી વિશે એજ ખુલાસો મેલવી શકાય છે. એક છાકટા બાપનો દીકરો, પોતાના બાપના છાકટપણાની ખાસિયત જનમથીજ પોતાના લોહીમા લેઇને અવતરે છે; તેજ રીતે એક ચોર પોતાની લુચ્ચાઇ, મિંઢાઇ, ચાપલુસી અને છુપાવા સંતાવાની પ્રકૃતી પોતાના ફરજંન્દોને વારસા તરીકે જનમથીજ આપે છે, જેથી તેનું બાલક, જનમથીજ કેદખાને જવાની ટિકીટ પોતાની સાથેજ લેઇ જનમ પામે છે.

## શારિરીક અયોગ્યતાવાલાંઓએ પરણવું નહી.

આ સવાલ પરણેતરોના બાબમા ઘણોજ અગત્યનો છે. શારિરીક

## નબળાં અને દરદી મા-બાપોના ફરજંદોના નમુના




1. ખદીના દરદથી હેરાંન થતાં મા-બાપનું ફરજંદ.
2. મુફલેસીમાં વરતાં મા-બાપનુ ફરજંદ.
3. મીજાજી અને બુરા ખવાસવાલાં મા-બાપનુ ફરજંદ.
4. ખાનાર-પિનાર અને તંબાકુની લતમાં પડેલાં તથા હરાંમ ઇલ્લતમાં પડેલાં મા-બાપનું ફરજંદ.
5. નેક અને ભલા ખવાસના મા-બાપને પેટે અવતરેલું તંનદુરોસ્ત અને ભાગ્યશાળી ફરજંદ.

બાંધો વર-કન્યાનો એક સરખો હોવો અવશ્ય જરૂરનો છે. અયોગ્ય પ્રમાણવાળો શારિરીક બાંધો, પાછળથી પરણેલાં જોડાંમા દુખ અને સંતાપનું કારણ થઇ પડે છે. ખાસ કરી સ્રીને તેથી દુખ, સંતાપ, અને વિપતી વેઠવાં પડે છે. કોઇવાર કાંઇક શારિરીક પિડાકારીની વટીક ફરિયાદ કરવી પડે છે, અને બાજે વખત એવી પરણેતરોને વાઝીયાપણું લાગે છે. એવાં શારિરીક ખામીવાલાં કજોડાં માટે એકાદ પાછલાં પત્રમાં થોડુંક ખાસ લખાણ કરયું છે.

## ઉમરમા મોટા ફરકવાલાંઓએ પરણવું નહી.

એટલું જાણવું ખાસ જરૂરનું છે, કે વર-કન્યાની ઉંમર તરફ જોતાં, વરની ઉંમર તેની સ્રીના કરતાં મોટી હોવી જોઇએ. સામાન્ય રીતે ધણીઆણી કરતાં ધણી ઓછામા ઓછો બેથી પાંચ વરશ મોટો હોવો જોઇયે. ઘણીક વાર ધણી પોતાની પરણેતર કરતાં દસ-બાર વરશ મોટો હોય છે. પરંતુતી કન્યાં પોતાની કાંઇક ખામીઓને લીધે, યા કોઇ બીજા સબબને અંગે એટલી મોટી ઉમરવાળો ધણી કબુલે છે, પણ એથી મોટી ઉંમરવાલા ધણીને પરણ્યાથી, પરણેલું જોડું સુખી થતું નથી. એ વિશે લંબાણ લખાણ કરવાનો આ પ્રસંગ નથી, પણ એવાં લગન 'કજોડાં' તરીકેજ ગણાય છે, અને તેવાં જોડાનાં જોડાણથી નફો કરતાં નુકસાન હદ બાહાર વધારે હાંસલ થાય છે.

## નાત-જાતના તફાવતવાલાંઓએ પરણવું નહી.

જુદા જુદા ધર્મવાલાંઓએ, યાને બે જુદી જુદી જાતવાલાંઓએ કદીબી એક બીજાં સાથે પરણવું નહી. દાખલા તરીકે સુફેદ અને કાલી પ્રજા વચ્ચે થયલાં લગનો કદીબી સુખી નિવડતાં નથી. એવા લગનો તેમની ઓલાદને નુકસાંનકારક થઇ પડે છે. બે જુદી જુદી પ્રજા

વચ્ચે થાયલાં લગનથી જનમેલાં ફરજંન્દો તેમણા મા-બાપની જીંદગી કરતાં વધારે ઓછાં વરશ જીવવા પાંમે છે, એવું વિદવાંનોએ પોતાના અવલોકનને આધારે સાબેત કીધું છે.

## ગુજરાંનના સાધન વગરના માનસોએ પરણવું નહી.

આ સવાલ જો કે દેખાઇતી રીતે ખુલ્લો અને સાદી સમજને પેશ પડતો છે, છતાં આજે ઘણાક પરણવા નિકલેલા મરદો, પોતાનું ગુજરાંન કરવાને અશક્ત હોવા છતાં, પોતાની પરણેતરના પઇસાથી પોતાંનુ ગુજરાંન ચલાવવાની મણત્રી કરી, લગનના ગાંઠથી કોઇબી પઇસાવાલી સ્ત્રી સાથ પરણવા તૈયાર બને છે. ઘણીક વાર એવી રીતે પરણવા નિકલેલા પુરૂશની ખરી હાલત જાણ્યાં છતાં, પરણવા નિકલેલી કન્યા તેવા ધણીને કબુલવા તૈયાર થાય છે. તેમ કરવાના તેણીને અનેક કારણોબી હોય છે. કોઇવાર એવી કન્યાઓ અનેક ખાંમીથી ભરપુર હોય છે; કોઇવાર એવી કન્યાઓ મોટી ઉંમરની થઇ, વગર પરણત્રે પડી રેહલી હોયં છે; કોઇવાર એવી કન્યાઓ પરણ્યા વગર રેહી જવાની ફિકરમાં પડેલી હોય છે; અને કોઇક વાર એવી કન્યાઓ કમનસીબ કુંવારી માતાઓ બનેલી હોય છે! આ સઘલાંનો સામટો સરવાલો તપાસતાં માલમ પડશે, કે એવાં લગનો કદીબી સુખી નિવડતાં નથી. અપવાદ તરીકે કોઇક એવાં જોડાં સુખવાસી માલમ પડે એ બનવા જોગ છે, પણ તે એક અપવાદ તરીકેજ ગણાવાં જોઇયે. પણ એ સવાલ ઉપર આ લખનાર પોતાનુ અંગના મત જરાબી આપવા ના પાડે છે, કેમકે ગુજરાંનનું સાંધન ધરાવવા વગર પરણનાર ધણી, અને એવા એક ધણીને પરણનાર કન્યા, પોતે પોતાના લાભ સાચવવા કેટલાં સામર્થવાંન હોય છે, તે બીજાંઓ કલ્પી શકે એમ નથી.

## કન્યાઓએ કેવો વર પસંદ કરવો.

પરણવા નિકળેલી દરેક જવાન સ્ત્રીની, પરણવા આગમજ પોતાના ભવિષ્યના ભરથારની વફાદારી, તેનું પ્રમાણીકપણું, અને તેની નિતી-રીતી તપાસવાની પેહલી ફરજ છે. જો તેવી કસોટી કરવા જેટલી સમજ કે અકલ તે ધરાવતી નહી હોય, તો તેવી સ્ત્રીનો પરણેલો ભવ તે પોતે કવી રીતે સુધારી કે નિભાવી શકે? પોતાને પરણવા માટે રાજી થયેલા જવાનની પરીક્ષા પરણતી કન્યાએ નિચે જણાવેલી કસોટી મુજબ કરવી ઘટે છે.

૧. જે શખ્સ પોતાના ધરમ અને મજહબ તરફ બેદરકાર અને બેપરવા હોય, અને પોતાના ધરમ તરફ અભાવથી જોતો હોય, તેવો ધણી પરણીને પોતાનો સંસાર કદીબી સુખી કરી શકતો નથી;

૨. જે ધણી પોતાની પરણી જીંદગીની જોખમદારી સમજી શકતો નહી હોય;

૩. જે ધણી ભાંડ ભાશાનો જરા જરામાં ઉપયોગ કરતો હોય;

૪. જે ધણી દારૂના શોખમા લીન થતો હોય, યા થોડો ઘણોબી દારૂ આખુ પીધા વગર તેને ચાલતું નહી હોય, અને જે એ વ્યસનને મુકી શકતો નહી હોય;

૫. જે ધણી તંબાકુ ખાતો હોય, યા બીડી પીઍતો હોય;

૬. જેને ઘોડાની શરતનો શોખ હોય;

૭. જે ઘણો યા થોડોબી અકકડબાજ યા ફાંકડો હોય;

૮. જે આળશુ, અને વગર કામે રખડયા કરતો હોય;

૯. જે તરેહવાર યોજના રચી હવામા કિલ્લા બાંધતો હોય;

૧૦. જે સટોરીયો હોય;

૧૧. અને જે શખ્સ વ્યભીચારી હોય, યા તો જે ખાંનપાંનનો ઘણો શોખીન હોય.

જે ધણીને પોતાના ખુદા અને ધરમની દાજ નહી હોય, તે ધણીને પોતાની બીયા અને બચ્ચાંની દાજ કદીબી હોતી નથી. જે ધણી પોતાને લાગેલાં ખાંન પાંન, અને દારૂ-તંબાકુના વ્યસન છોડી શકતો નહી હોય, અને પોતાના એવા હલકા શોખ, પોતાની વાહલી મોહરદાર અને બાળ-બચ્ચાંને ખાતર મુકી શકતો નહી હોય, તે ધણી કદીબી પોતાની પરણેતરને, કે બચ્ચાંને સુખી કરી શકેજ નહી. જે ધણી પોતાનુ દીલ, પારકી પ્રીતને આપી ચુકયો હોય, તે ધણી કદીબી પોતાની પરણેતર તરફ વફાદાર રેહી શકેજ નહી. આતશની ચેહમાથી પસાર થનારાઓને સેહજબી ભડકાંની ઝાળ, કે ગરમી લાગ્યા વગર રેહતી નથી. વ્યભિચારીઓને લાગુ પડતી પિડાકારીના લેખ આગલાં પત્રમા પુર્ણ લખાયા છે.

### પરણવા નિકલેલી છોકરીની કસોટી કરવાનાં રીત.

કુમારી કન્યાઓના લાભ માટે થોડાક શબ્દો લખ્યા પછી, પરણવા નિકલેલા વર-રાજાના લાભ માટે કાંઇક લખવું, પ્રસગોપાત હોવુંજોઇયે.

૧. ધ્યાંન રાખજો, કે જે સ્ત્રી સાથ તમો પરણવા ચાહતા હોવો તે એવા ખવાસની નહી હોય, કે તેણીએ જેઓ તરફ માન અને વિવેકથી વર્તવુ જોઇયે, તેઓ તરફ બેદરકાર, બેપરવા, અને ધિકકારથી જોતી હોય;

૨. જે સ્ત્રી પોતાના ઇશ્વર તરફ બેદરકાર હોય;

૩. જે સ્ત્રીની જીભ કાતર સમાન ચાલતી હોય, અને જે ઘણીજ બકવા કરી, ઘણુ બોલવાનો શોખ રાખતી હોય;

૪. જે સ્ત્રી પોતાના મા-બાપ અને વડીલોને માન આપતી નહી હોય, અને તેઓ તરફ માનની નજરથી જોતી નહી હોય;

૫. જે સ્ત્રી, ધરમ વિશેની વાતો યા ભાશાણો સાંભલવાની, અને તેવી બાબદોમા વિચારનો આવજો માવજો કરવા નહી ચાહતી હોય;

૬. જે સ્ત્રી, દામાડોળ વિચારની, ઉતાવલી, ઝનુની, મુરખ અને નિંન્દાખોર હોય;

૭. જે સ્ત્રી, ઘણી લેહરી, ઘણી વિલાસી, ઘણી મોજીલી, ઘણી ભપકો કરી ફરનારી, પેહરવાના પોશાક ઉપર ઘણું ધ્યાન આપનારી, અવિચારી, અને દારૂની શોખીન હોય.

એ કસોટીમાંથી જે સ્ત્રી આસાની સાથે પસાર થતી હોય, તેની સાથ પરણી જવાનો જરૂર વિચાર કરજો.

લા૦ દુવાગીર

*D. H. P.*



## પત્ર ૧૯ મું.

---

### સિફીલિસ યાને વિશવેટક!

**SEXUAL PLAGUE!**

" *In Co-operation with alcoholic intoxication and with tuberculosis, syphilis plays in our day the part which in the middle ages was played by the bubonic plague.*" **Alfred Fournier.**

મેહરબાંન મિત્ર—

'સિફીલિસ' જેને આપણા લોક વિશફોટકના સાદા નામે ઓળખીયે છિયે, તે એક એવું ભયંકર સંચારી દરદ છે, કે જેનાથી આખી દુનિયા ત્રાસ પામી રેહી છે. વિદવાંન તબિબોએ એ ભયંકાર દરદની ખરી તવારીખ જાણવા માટે, અને દુનિયામાં તેની ઉત્પતિ કેમ થવા પામી, તે જાણવા માટે પોતાની જીંદગીના મોટા ભાગનો ભોગ આપ્યો છે. આ દરદ વિશે મેં મારાં આગલાં પુસ્તકોમા જુદી જુદી વખતે કાંઇક લખાણ કરયાં છે, પણ આ પ્રસંગે એ દરદનો કાંઇક નવો ખ્યાલ વાંચક મિત્રોને આપવા આ પત્ર લખું છું.

## સિફીલસ—ઇશ્વરનો એક કોપ હતો !

આ ભયંકાર દરદ માનસજાતને લાગુ પડયા પછી, જે ખરાબી દરદીના શરીરની થાય છે, તે એવી તો હેબતાવી મારનારી હોય છે, કે તેનો ખ્યાલ વટીક કોઇ કલ્પી શકે એમ નથી. એ દરદને તેના ખાસ સ્વરૂપમા જોયા પછી, મખ્યાત રશીઆંન વિદવાંન 'ટોલ્સ્ટોય,' અને તેનો ચેલો ડાકટર 'વીનિંગર' એવા તો ઝનુની બની ગયા હતા, કે સ્રીજાત તરફ તેઓ ધિક્કારની નજરથી જોવા લાગ્યા, અને 'સ્રી-સંગ'ની વિરૂધ બિલકુલ મજબુત મત બાંધી બેઠા †. આ ભયંકર દરદને માટે પુર્વકાળમાં એક વખત એવી માન્યતા લોકોમા ફેલાઇ રેહી હતી, કે, તે 'ઇશ્વરી કોપ હોવો જોઇયે.'

પણ એ વેહમી વિચારો વખતના વેહવા સાથ નિરમુળ થઇ પડયા હતા. કેમકે વૈદક શાસ્રની વિદ્યાના ફેલાવા અને વધારા સાથે, સુક્ષમદરશક યંત્રની મારફતે કરેલાં અસંખ્ય અવલોકનને આધારે વિદવાંન

† Iwan Block Sexual Life of Our Time.

તબિબોએ જગતને જાહેર કીધું છે, કે માનસજાતની ખરાબી કરનાર એ ભયંકાર દરદ, કાંઇ ઇશ્વરી કોપ નહી, પણ એક જાતનો ઝેરી ખાસિયતવાળો ચેપી–રોગ (infective disease) હતો. વળી એ અવલોકને એવુંબી સાબેત કરી આપ્યું, કે 'સિફીલિસ'નું દરદ સ્ત્રી સંગતથી લાગુ પડે છે એટલુંજ નહી, પણ સ્ત્રીના સમાગમમા આવ્યા વગરબી એ રોગ, તેના જંતુઓ મારફતે, સ્પર્શ થતાં લાગુ પડવાના અનેક સાધનો હોય છે. આ ઝેરી દરદની આવી રીતે ઉડવાની ખાસિયત, વિદવાંન તબિબ બ્લોશ નિચલા શબ્દોમાં દરશાવે છે:—

"The syphilis of one individual is not the consequence of sexual intercourse, but the consequence of another case of syphilis in another individual, that is to say, syphilis is a *specific infective disease*, transmissible only by means of its peculiar specific virus, and this transmission can be effected *without any sexual intercourse*, by *means of contacts of other kinds. Syphilis arises only from syphilis.*"

## સિફીલિસનુ દરદ દુનિયામાં કેમ અને કયારે ઉતપંન થયું?

મિત્ર, આવા એક ભયંકર દરદની ઉતપતિ દુનિયામાં કેમ અને કયારે થવા પામી, એ આજ સુધી કોઇથીબી મુકરર કરી શકાયુ નથી. પણ એવી અટકળ થઇ છે, કે સુમારે ત્રણ સદી ઉપર એ દરદ સુધરેલી દુનિયાની જાણમાં આવ્યું હતું! એ દરદની હસ્તીના બાબમાં એક વિદવાન પોતાના પુસ્તકમાં નિચે પ્રમાણે લખે છે:—

"In the worst days of Babylon and Rome, it was unknown. We find no hint of it in ancient authors,

medical, historical or satirical. It was never described in Europe until the period of the return of Columbus from the discovery of America. In a few years from that time it had been spread over Europe, and committed everywhere terrible ravages.† "

ઓગનીસમી સદીની અધવચમા, તે વખતના વિદ્વાંન તબિબો, એ દરદની ખાસિયતથી મોટે ભાગે અંધારામાં હતા. તે વખતે સ્ત્રીની સંગતથી લાગુ પડતાં, સિફીલિસ, શેંન્કર, અને ગોનોરિયા, એ ત્રણે દરદો જો કે બિલકુલ જુદાં જુદાં હતાં, છતાં તે સઘલાં એકજ દરદ તરીકે તે વખતના તબિબો ગણતા હતા. પણ એ ત્રણે દરદો, આજના વખતના તબિબો જુદાં જુદાં દરદો તરીકે ગણે છે. આજે સિફીલિસનું દરદ એક જુદાંજ દરદ તરીકે જાહેર થયું છે.

## સિફીલિસના ત્રણ તબક્કાની સમજણ.

આ ભયંકાર દરદ ત્રણ તબક્કામા પોતાની ત્રણ જુદી જુદી શકતી દાખવે છે. પેહલા તબક્કામા ચેપ લાગેલી જગ્યાએ, તે એક ફોલ્લી યા તો અળાઇના આકારે નજરે પડે છે. બીજા તબક્કામા નાંક અને ગળાં માહેલા સુલાએમ હાડકાં-કારટીલેજીસ-નો તે નાશ કરે છે, અને ત્રીજા તબક્કામા આખાં શરીરને સડો લગાડી, હાડકાં, અને મુખ્ય અવયવોની તે નાશકારક ખરાબી કરી નાખે છે.

આજે સિફીલિસ એક બિલકુલ જુદાંજ દરદ તરીકે જાહેર થયું છે, કે જેનું ઝેર માનસના શરીરમા એક વાર દાખલ થયા પછી તેના શરીરની પુરેપુરી ખરાબી કરે છે, અને તેની તેવી ખાસિયતને લીધે, તે બીજાં બે દરદથી કેવલ જુદુ પડે છે.

† Esoteric Anthropology, by T. W. Nicholson, M.D

## સિફીલિસનું દરદ હિન્દુસ્થાનમા કેમ અને ક્યારે દાખલ થયું.

આ નાશકારક રોગની પ્રથમ હસ્તી હિંન્દુસ્થાંન દેશમા હતી નહી, એમ તવારીખ જોતા માલમ પડે છે. એવું માલમ પડે છે, કે ઇ૦ સ૦ ૧૪૯૩ અને ૧૪૯૪ ના સાલમા, સિફીલિસનુ દરદ, સ્પેન દેશમા કોલંબસના ખલાસીઓ સેન્ટ્રલ અમેરીકાથી લઇ ગયા હતા, અને સ્પેનમાંથી આંઠમા ચારલ્સ રાજાના સિપાહો તે દરદ ઇટાલી તરફ લઇ ગયા હતા, જ્યા એ રોગે મોટો ત્રાસ વરતાવ્યો હતો. એ લશ્કરના સિપાહોની ટુકડીઓ જ્યારે વિખરાઇ ગઇ, ત્યારે તેઓની મારફતે સિફીલિસનો રોગ પુર્વના જુદા જુદા મુલકોમા ફેલાવા પામ્યો હતો. હિયાં સુધી એ રોગ યુરપના મુલકોમાજ ઠરીઠામ કરી પડયો હતો, પણ ત્યાર પછી પોરત્તુગીસો જ્યારે પેહલ વેહલ્લા હિન્દુસ્થાનમા આવ્યા, ત્યારે એ રોગને તેઓ પોતાની સાથે હિંન્દુસ્થાંનમા લેઇ આવેલા ધારવામાં આવે છે, અને ત્યાર પછી ચીન અને જાપાન સુધી તે ફેલાવા પામ્યો હતો, એવી નોધ તબિબ દફતરે નોધાઇ છે. †

સિફીલિસના રોગની હસ્તી હિંન્દુસ્થાંનમા નહી હતી એવું મત પશ્ચિમના વિદવાનોએ જાહેર કીધું છે, તેની નોધ આ અદના લખનાર અતરે લેવી બિલકુલ પ્રસંગોપાત ધારી તે રજુ કરે છે:-

### બાદ-એ-ફરંગ !

સિફીલિસનો રોગ હિન્દુસ્થાંનમા મજકુર સનેની આગમજ હતો, એવી કાંઈબી નોધ ખાસ લેવાયલી મલની નથી. હિન્દુસ્થાંનમા એ રોગ

† Sexual Life of Our Time, in its Relation to Modern Civilization, by Iwan Bloch, M.D.

પ્રથમ યુરપથી પોર્ચ્યુગીસ લોકો લઈ આવેલા હોવાથી, હિન્દુસ્થાંનીઓ એ રોગને 'બાદ-એ-ફ્રંગ' એટલે ફિરંગી લોકોનુ દરદ, એવે નામે ઓલખાવે છે! આપણા દેશમા એ દરદથી થઇ રેહલી ખુવારી ઉપર અજવાલું નાખવા માટે, સરકારે એક રોયલ કમીશન ખાસ નેમ્યું હતું, જે સમક્ષ પડેલી ગંજાવર જબાંની, બેશક એ રોગથી થઇ રેહલી ખરાબી ઉપર મોટુ અજવાલું નાખે છે. એ રોગ જ્યારે પેહલ વેહલ્લો જુની દુનિયામા ફાટી નિકલ્યો, ત્યારે તેણે ઘણોજ નાશકારક ત્રાસ વરતાવ્યો હતો. તે વખતે એ દરદના પ્રાથમિક હુમલાથી દરદીઓની ખરાબી ઘણીજ ઝડપથી થતી હતી, અને આજના કરતા ઘણાજ થોડા વખતમા દરદીના શરીર અંદર એ દરદનુ જોર એકદમ પ્રગટી નિકલતું હતું. વળી એ દરદથી મરણ પ્રમાણ પણ તે વખતે ઘણુજ મોટુ નિપજતું હતું, અને જો કે કોઇ વાર કોઇ દરદી સાજું થતું હતું, તોપણ દરદીની હાલત ઘણીજ કમકમાત ઉપજાવે એવી થઇ જતી હતી. પણ જેમ જેમ વખત વેહતો ગયો, તેમ તેમ એ દરરદનુ જોર ધીમે ધીમે નરમ પડતું ગયું, અને આજના વખતમા એ દરદ આગલા વખતના જેટલું જોરમા દરદીને લાગું પડતું નથી, જો કે દરદીના શરીરની તેથી કાંઈ ઓછી ખરાબી આજેબી એ દરદથી થતી નથી.

### ગોનોરિયા અને 'શેન્કર' યાને ચાંદી.

ગરમીના બીજા બે દરદો જેને આપણા લોક પ્રમેહ અને ચાંદી ને નામે ઓલખાવે છે, અને જે તબિબી ભાષામા 'ગોનોરિયા' અને 'શેન્કર' ને નામે ઓલખાય છે, તે બન્ને દરદો પુર્વ કાળમા યુરપમા હસ્તી ભોગવતાં હતાં. એ બંને દરદો પણ એજ પ્રકારની ઉડતી ખાસિયતવાલાં હોય છે, અને તેનો ફેલાવો પણ સિફીલિસની માફક તે દરદમા વસ્તાં ચેપને આભારી હોય છે.

## પ્રમેહ અને ચાંદીના દરદ માટે થાયલી શોધ.

અત્યાર સુધી એ ઝેરી દરદોના બાબમા વિદ્વાંન તબિબોનું જ્ઞાંન ઘણુંજ જુજ જેવું હતું, પણ એ દરદમા સમાયલા ઝેરી ચેપની ખરી શોધ ઇ૦ સ૦ ૧૮૭૯ ના સાલમા ઓલબર્ટ નીસર નામના વિદ્વાંને પેહલ વેહલ્લી કરી હતી. તેણે ગોનોરિયાના દરદની રસીમા વસ્તાં જંતુઓ શોધી કાહાડી, તેને 'ગોનોકોકસ'નુ નામ આપી, જગતને સાબેત કરી આપ્યું, કે એ ઝેરી દરદનુ મુળ કારણ તે જંતુઓ છે.

ઇ૦ સ૦ ૧૮૭૯ ના સાલ પછી બરોબર દસ વરશે, એટલે ઇ૦ સ૦ ૧૮૮૯—૧૮૯૨ ના સાલમા, શેંન્કર યાને ચાંદીના દરદની રસીમા વસ્તા એવાંજ ઝેરી ચેપની શોધ ડયુકે અને સુના નામના બે તબિબોએ કરી હતી, અને ત્યાર બાદ ઇ. સ. ૧૯૦૩—૧૯૦૬ ના સાલમા સિફીલિસના ચેપની શોધ કરવામા આવી હતી.

## સિફીલિસ માનસને એક સો અને એક રીતે કેમ લાગુ પડે છે!

આ ખુવારીભરયાં દરદની ટુંકી હકિકત જાણ્યા પછી, હવે એ દરદ સ્ત્રી તેમજ પુરૂશોને અસંખ્ય રીતે કેમ લાગુ પડે છે, તે વિશે કાંઇક જાણવું ઘણુંજ જરૂરતું છે. સિફીલિસનો ચેપ મોટે ભાગે સંભોગ દરમિયાંન લાગુ પડે છે. પણ એ ઉપરાંત કોઇબી તંન્દરોરસ્ત આદમી, એ દરદથી હેરાંન થતાં માનસના સમાગમમા આવ્યાથી, તેનો ચેપ તેને લાગવાનો મોટો સંભવ રેહ છે. દાખલા તરીકે એક બીજાને 'કીસ'યાને ચુંબન કીધાંથી; સુવાવડી સ્ત્રી જો એ દરદથી હેરાન થતી હોય, અને તેવી સ્ત્રીની સુવાવડ દરમિયાંન એક તબિબ જો તેની સારવાર કરતો હોય, તો, યા તો તેવી સ્ત્રીને કાંઇક વાહાડ—કાપ કરતાં તે તબિબને પણ એ દરદનો ચેપ સેહજમા લાગુ

પડે છે. પાણી પીધેલાં ગલાસનો ઉપયોગ કીધાથી; એવા દરદીએ વાપરેલા ટુવાલ, રૂમાલ, નેપકીન, તેમજ બિછાનાથી પણ એ રોગ લાગુ પડી શકે છે. દરદીએ વાપરેલી તંબાકુની બિડી પીવાની પાઇપથી; મોહડે વગાડવાના વાજીંત્રોથી; દાંત સાફ કરવાના બ્રશથી, દાંત કોતરણી, અસતરા, કાતર, બાલ સાફ કરવાના બ્રશ તથા નિખીઆ, દાંતના ડાકટરોના હથીઆર, તેમજ લખવાની પેનસીલને મોહડાંમા લેવાની આદતથી, તથા 'પોસ્ટની' ટિકીટ થુક વડે લગાડવાની ટેવથી, અને સિફીલિસના દરદવાલી ધવડાવનારી આયા-દાયાઓને બાળકના ધાવ્યાથી તે બાળકોને પણ એ ચેપ ઝટ લાગુ પડી જાય છે. મિત્ર, આ વિગત ઉપરથી આપ સમજી શકશો, કે 'સિફીલિસનો' ચેપ કાંઇ સ્ત્રી-પુરૂશના જનંન શરીર ઉપરજ લાગુ પડતો નથી, પણ અનેક જુદાં જુદાં સાંધનો મારફતે, આદમીના શરીરના કોઇબી ભાગ ઉપર તે ઝટ લાગુ પડી જવાનો મોટો સભવ રેહ છે. એ વિશે મે લંબાણ ખુલાસાવાર વિગત, મારા આગલાં પુસ્તકમાં આપી છે, એટલે આ પ્રસંગે તે ફરી ફરી દરશાવવાની જરૂર જણાતી નથી.

## સિફીલિસનો ચેપ કયાં લાગે છે?

આ સઘલી વિગતો ઉપરથી સમજી શકાય છે, કે સિફીલિસનો ઝેરી ચેપ, કોઇબી વખતે, દરદીના સમાગમમા આવનાર શખ્સના શરીરના કોઇબી ભાગ ઉપર ઝટ લાગુ પડી જવાનો મોટો સંભવ રેહ છે. સિફીલિસના દરદની રસી, દરદના કોઇબી તબક્કા દરમિયાંન પુરેપુરો ચેપી ગુણ ધરાવે છે.

## સિફીલિસના સંબંધમાં એક ગંભીર ચેતવણી.

એટલાં ઉપરથી નિરદોશ બાળકોના મા બાપોને એક ગંભીર ચેતવણી આપી શકાય છે. સિફીલિસના દરદનો ચેપ એટલો બધો ઝેરી

છે, અને તે એટલો સેહલથી લાગુ પડે છે, એમ અગરજો લોકો સમજતાં હોય, તો તેઓ પોતાના બાળકોને, જેને ગમે તેને ચુંબન કરવા દેવાની રીત, એકદમ બંધ પાડી શકે. સિફીલિસના દરદથી હેરાંન થતાં સ્ત્રી તેમજ પુરૂશોના શરીર માહેલું લોહી પણ કોઈ વખત ચેપી ગુણ ધરાવતું હોય છે. એટલું છતાં એવાં દરદીના મોહડાંમાથી નિકલતી લબ યાને થુક, અને તેમણી આંખોમાથી નિકલતાં આંસુ, અને સ્ત્રીની છાતીમાથી નિકલતું દુધ વિગેરે પ્રવાહીને જો ચેપ લાગ્યો નહી હોય, તો તે નિરોગી કેહવાય છે. પણ એ બાબે તબિબો હજી એકમત થયા નથી. સિફીલિસનો ચેપ ઘણુ કરી પુરૂશની ધાતુ મારફતે પણ સ્ત્રીને લાગુ પડે છે.

શરીરના કોઇબી ભાગની ચાંમડી જો સેહજબી છોલાઈ અથવા તો ઘસાઈ હોય, તો તેમા આ દરદનો ચેપ તુરતજ લાગુ પડે છે. તેમજ 'મ્યુકસમેમ્બ્રેન' જેને આપણુ 'અંતરપડ'ને નામે ઓલખ્યે છીયે, તેને પણ સિફીલિસના દરદનો ચેપ તુરતજ લાગુ પડે છે.

## સિફીલિસનુ સરવેથી પેહલ્લુ દર્શન પિછાનવાની રીત.

મિત્ર, આ દરદનો ચેપ શરીરમાં દાખલ થયા પછી ઓછામાં ઓછા ત્રણથી ચાર અઠવાડીયાં પુરાં કરી, એ દરદ પોતાનો પેહલ્લો દેખાવ દેવા બાહાર પડે છે. કોઇ વખત એ મુદતની આગમજ પણ તે દેખાય છે.

સરવેથી પેહલ્લાં શરીરના જે ભાગ ઉપર ચેપ લાગ્યો હોય, તે ભાગ ઉપર એક નાંહની જેવી અળાઇ ( priokly-heat ), યા 'ફોલ્લી' ( vesiole ), યા તો નાહની જેવી લાલચોલ બનેલી ગાંઠ

( nodule ) ના આકારમા એ ઝેરી દરદની શરૂઆત થાય છે. એ ગાંઠ રફતે રફતે કદમા મોટી થતી જાય છે, અને ત્યાર પછી તેની અંદરથી રસી જેવો પદાર્થ નિકલવા માંડે છે. એ રસી ઘણીજ ઝેરી હોય છે. એને ચાંદને તબિબો 'હાર્ડ-શેંન્કર' કેહ છે.

### બદની બિમારી. 'બ્યુબો.'

આગલ ચાલતાં એ ચેપની રસી દરદીના શરીરમા પચ્યાથી, તેના કાતરા આગલની ગાંઠ ( inguinal gland ) ખેંચાઇ આવે છે. એ ગાંઠમા બાજે વખત દુખારો થતો નથી, જેથી એ ગાંઠને તબિબો Indolent bubo ને નામે ઓલખાવે છે.

એટલેથી નહી અટકતા, એ ચેપનુ ઝેર ધીમે ધીમે દરદીના આખાં શરીરમા પચવા માંડે છે, અને જેમ જેમ તે ઝેર શરીરમા જડ ઘાલતુ જાય છે, તેમ તેમ દરદીના શરીરના જુદા જુદા ભાગોમા આવેલા પિંન્ડ ( glands ) ધીમે ધીમે મોટાં થવા માંડે છે. એ રીતે બગલ માહેલા 'ગ્લેન્ડસ,' અને ગરદન આગલના 'ગ્લેન્ડસ' ખેંચાઇ ને મોટા થઇ આવેલા જણાય છે.

આ બિમારીમા ચેપ લાગ્યા પછી ઘણીક વાર ચાલીસ દિવસ પછી દરદીને તાપ લાગુ પડવા માંડે છે; શરીર (મરહ્સ) મા દુખારો થાય છે; સાંધાઓ કળે છે, અને માથું અતિશય દુખવા માડે છે. ભુખની રૂચી ઓછી થઇ જાય છે, અને જરા જરામા દરદીને ઠાક ચડે છે, વિગેરે.

### સિફીલિસનો બિજો તબકકો.

આ સઘલી નિશાંણીઓ એ દરદનો બીજો તબકકો શરૂ થવા આગમજની હોય છે. એ પછી દરદનું ઝેર દરદીના શરીર ઉપર ફુટી નિકલવા માડે છે, જેથી એ રોગનુ ખરૂ રૂપ બિલકુલ નક્કી થાય છે. આ

સબબને લીધે શકમંદ દરદીઓએ પોતાના શરીરની તપાસ દરરોજ મહીનાઓ સુધી સંભાલભરી રીતે રાખવી ઘટે છે, કે તેમના શરીર ઉપર કાંઇક દરદ (ઇરપશન) ફુટી નિકલે છે યા નહી. આ ફુટી નિકલેલું દરદ, ઘણીક વખત શરીરના ઉપલા ભાગ (Trunk) ઉપર ગુલાબી રંગના ચાટાંના આકારે નજરે પડે છે. તબિબો એને 'રોઝીયોલા સિફીલિટીકા' કેહ છે. રફતે રફતે ચાંમડી ઉપર ફુટી નિકલેલું આ દરદ આખાં શરીર ઉપર ફેલાવા માંડે છે, અને કોઇ કોઇ વાર તે મળ-દવાર યાને સફરા-anus-ઉપર, મોહડાં ઉપર, અને બાજે વખત જીભની ઉપર પણ તે લાગુ પડે છે. આ સબબને લીધે દરદીને ઘણીજ વેદના થવા માંડે છે, કેમકે તેના મોહડાંમા દુખાવો થવા માડે છે, અને સફરામા સખત ચીડ લાગવી શરૂ થાય છે.

એ પછી દરદનુ જોર દરદીના ગળાં ઉપર ગલબો કરે છે, અને ગળાંને સખત સોજો લાગુ પડે છે. જ્યારે દરદ આવું રૂપ ધારણ કરે છે, ત્યારે અંતે દરદીને ડાકટર પાસે જવાની ફરજ પડે છે.

## સિફીલિસનો રોગ પિછાનવાની ખાસ નિશાણીઓ.

સિફીલિસના બીજા તબક્કાના ખાસ લક્ષણ તરીકે, કોઇ વાર દરદીના કપાલ ઉપર, અને ઘણુ કરી માથાના બાલની કિનારી આગલ કોહોડના જેવાં ચાટાં પડવા માડે છે, જેને અજ્ઞાન લોકો ભલતુંજ રૂપ આપે છે. આ ચાટાં ધીમે ધીમે વધવા માંડે છે, અને ગળાં અને ગરદન પછવાડે તે લંબાય છે. આ જાતના ચાટાં, ખાસ કરી સિફીલિસના રોગથી હેરાંન થતી સ્ત્રીઓનેજ પડે છે, અને સિફીલિસના રોગની તે એક અચુક નિશાણી ગણાય છે. એ ઉપરાત માથાના બાલનુ ખરી જવું, એબી એક અચુક લક્ષણ ગણાય છે.

ચામડી ઉપર ફુટી નિકળેલુ દરદ, જે માટે ઉપર ઇશારો કીધો છે, તે કાંઇજ નહી પણ એવું દેખાડનારી એક અચુક નિશાણી છે, કે દરદીનુ આખું શરીર, એ રોગના સપાટામા સપડાઇ ચુકયું છે, અને શરીર અંદરના અવયવો પણ હવે બગડવા લાગ્યા છે. એ પછી દરદ 'લીવર' યાને કલેજાને લાગુ પડયાથી દરદીને કમળો લાગુ પડે છે; માથાંના ચાલુ દુખારાને લીધે દરદીના ભેજાંની ઉપર માઠી અસર થવા માંડે છે, અને એજ સબબે દરદીની યાદદાસ્ત શક્તિ બગડતી જાય છે. એ પછી ગુરદાની પિડાકારીને લીધે દરદીની પીસાબમા 'આલ્બ્યુમિન' જવા માંડે છે; નહી ખમાય એવી વેદના દરદીને લાગુ પડે છે, અને આંખોને પણ એ દરદને લીધે વેઠવું પડે છે, કેમકે તેમા સોજો આવ્યાથી 'આઇરાઇટીસ' નામની બિમારી લાગુ પડે છે

યાદ રાખવું કે આ બીજા તબક્કાવાલો દરદી, ઘણોજ જોખમભરેલો થઇ પડે છે, કેમકે તે એક એવું હડહડતું ચેપી ખાસિયતવાલુ ઝેરી દરદ પોતાના શરીરની અંદર, તેમજ શરીરની બાહાર પોતાની સાથે લેઇ ચોતરફ શેહરના વસ્તીવાલા ભાગોમા બેધડક ફરતો ફરે છે, કે જે ઝેરી ચેપ કોઇબી વખતે, અને કોઇબી ઘડીએ, તે સામા ધણીને જાણતાં કે અજાણતાં લાગુ પાડી દે છે. એવા દરદીનુ લોહી, તેની લબ યાને થુક, તેની ધાત (સીમેન) અને બીજા પ્રવાહીઓ, જે તેના શરીરમાથી નિકલતા હોય, તે હડહડતા ઝેરી બનેલા હોય છે. એ પછી સિફીલિસનુ દરદ ત્રીજા તબક્કા ઉપર આવી પુગે છે.

### સિફીલિસ—તેનો ત્રીજો તબક્કો.

### સડેલો સામાંન !

### Damaged Goods !

એ પછી એ દરદનો ત્રીજો તબકકો શરૂ થાય છે. જો એવા દરદીની સારવાર કે ઇલાજ થતા નથી, તો ઉપરી સઘલી પિડાકારી ઘણાજ

ભયંકર રૂપમાં બદલાઇ જાય છે, અને એ દરદનો ત્રીજો તબકકો હવે શરૂ થાય છે. એ ત્રીજા તબક્કામા દરદના જોરથી દરદીનુ શરીર વધુ ખરાબ થવા માંડે છે. દાખલા તરીકે મોહડાંમા અને ટાળકની અંદર છેદ (નાસુર) પડવા માંડે છે, અને ધીમે ધીમે આખું હાળક નાશ પામતું જાય છે. એ પછી નાકના બિસ્તરમા સડો લાગવાથી નાકની દાંડી ખવાઈ જાય છે, જેથી દરદીનુ નાક બેસી જાય છે, અને તેનો ચેહરો બદસુરત બની જાય છે. નાકની આવી હાલતને તબિબો, 'સેડલ-નોઝ' (Saddle nose) કેહે છે.

### જાનવરના અવતારમા બદલાઇ ગયલું આદમી!

સિફીલિસના દરદનો આ ત્રીજો તબકકો, દરદીના પેહલા તબક્કાવાલું ચાંદું શરૂ થયા પછી, ઓછાંમાં ઓછાં ત્રણ વરશ બાદ શરૂ થાય છે, અને કોઇ વાર તો ચેપ લાગ્યા પછી, પાંચથી દસ વરશે એ દરદનો ત્રીજો તબકકો શરૂ થાય છે. બિજા તબક્કા દરમિયાન થયલા જખમો જો કે રૂઝાઇ જાય છે, પણ ત્રીજા તબક્કા દરમિયાન થાયલા જખમો, દરદીને જાહુકનું ભયંકાર નુકસાન કીધા વગર જરાબી રૂઝાતા નથી. એ ત્રીજા તબક્કામા ઉપર જણાવેલી પિડાકારી ઉપરાંત દરદીના શરીરના હાડકાં ફુલી જાય છે; અને તેના ફેફસાંને કાંઇક દરદ લાગુ પડે છે. ખરૂં જોતાં તો શરીર માહેલો 'સઘલો સામાન સડી' જાય છે. અગર જો દરદનો ચેપ ઘણો ઝેરી હોય છે, તો હજી તે દરદીનો પીછો જરાએ છોડતો નથી. દરદીનુ ભેજુ જોખમાયા પછી, દરદીને લકવાની બિમારી લાગુ પડે છે; તેની બોલવાની વાચાશક્તિ લથડી જાય છે; તેનો અવાજ નાશ પાંમે છે, અને તેને ફિફરાંનો મરજ લાગુ પડે છે. સરવેથી ખરાબમા ખરાબ પરીણામ જે આવે છે, તો દરદીના આખાં

શરીરને લકવાની બિમારી લાગુ પડે છે, જેને તબિબો general paralysis કેહ છે. એવા સંજોગ વચ્ચે તેવા દરદીની હાલત એક જાનવર કરતાંબી વધારે ખરાબ બને છે.

## સ્ત્રીના ગર્ભ અને મરદની ધાતુ ઉપર સિફીલિસની અસર.

એ દરદથી અગર જો સ્ત્રી પિડાતી હોય, અને તેની તેવી હાલતમા જો તે હમેલદાર બને, તો તે દરદ તેના પેટ માહેલાં બાળકને પણ લાગુ પડે છે. પણ જો હમેલદાર ઓરત બિલકુલ નિરોગી હોય, અને જો તે સ્ત્રીનો ખાવિંદ એ દરદથી હેરાંન થતો હોય, તો તેવા ખાવિંદથી તે ઓરતને રેહલો હમેલ પણ એ દરદનો ભોગ થઇ પડે છે. આ વાત તબિબોએ એક મતે મંજુર કરી છે, કે સિફીલિસવાલા દરદી મરદની ધાતુ, તેમજ સિફીલિસના દરદથી હેરાંન થતી ઓરતના સંતાન બિજની અંદર, એ ઝેરી દરદનો ચેપ લાગુ પડેલો હોય છે. એવા સંજોગ વચ્ચે રેહલા હમેલ મોટે ભાગે અધુરે માસે પડી જાય છે.

## અધુરે માસે પડી જતા હમેલના કારણો.

અધુરે માસ પડી જતા હમેલનુ સિફીલિસ પણ એક મુખ્ય કારણ હોય છે. તેમજ મુવેલાં બાળક જનમ પામવાનુ પણ એ એક કારણ ગણાયુ છે અગર જો એવું બાળક જનમ લીધા પછી જીવતું રેહવા પામે છે, તો જનમથીજ તેનું નાક દબાઇ ગયલું, યા તો તેવાં બાળકની ચામડી ઉપર કાંઇક ફુટી નિકલેલું હોય છે. વળી તેના શરીરનાં બાંધામા પણ કાંઇક ખોડ ખાપણ હોય છે, અને તે ઉપરાંત તે બાળકને ઉપલિયાં અને ફીફરાંનુ દરદ લાગુ પડે છે. ઘણીક વાર તો એવુ બાળક

આંધલું, બેહરૂં, યા લુલું-લંગડું હોય છે, અને જો તે મોટું થવા પામે છે, તો આવાં દુખ દરદ અંદર પોતાને જનમ આપનારને હજારો શ્રાપ દેતું રેહ છે. સિફીલિસના દરદનો આ એક ઘણોજ ઉપર ટપકેનો ચિતાર છે. ખરો ચિતાર, અને એ દરદનુ ખરૂં બયાંન કરવું, આ નાહના પુસ્તકમા કેવળ મુશ્કીલ થઇ પડયુ છે.

ડા૦ ફુવાગીર
D. H. P.



## પત્ર ૨૦ મું.



### સિફીલિસ યાને વિશફોટકનો રોગ કેમ અટકાવી શકાય-અને તે કેમ સાજો કરી શકાય.?

"*Syphilis and alcoholism can by social arrangement and carefully adopted measures be suppressed just as much as plague and cholera.*" I. Bloch.

પ્રિય મિત્ર

ઇ૦ સ૦ ૧૮૮૯ના સાલના સપટેંબર માસમા બ્રસલ્સ શેહરમા, યુરપના લગભગ સઘળાં આગેવાન મુલકોનાં પ્રખ્યાત તબિબોની એક 'ઇન્ટરનેશનલ કોનગ્રેસ' સિફીલિસ અને એવાંજ બીજાં પિસાબના

વેહતાં ચેપી દરદોનો અટકાવ કેમ કરવો, તેના ઇલાજો યોજના માટે મલી હતી. તે એક મહાસભા હતી, કેમકે તે સભામા તબિબોજ માત્ર નહી, પણ દેશ-પરદેશના 'ડરમિટોલોજીસ્ટ' (ચાંમડીના દરદોના ખાસ તબિબો), કાયદા શાસ્ત્રીઓ, એલચીઓ, ધર્મગુરૂઓ અને જાહેર લેખકો પણ ભેગા મલ્યા હતા, અને ત્યાં આ અગત્યના સવાલ ઉપર ભારે ચકચાર અને વાદવિવાદ ચાલી રહી હતી. એ તકરારે દેખાડી આપ્યું હતું, કે એ દરદનો ફેલાવો થતો અટકાવવાનું કામ, દુનિયામાં વસ્તી દરેક પ્રજાની બેહતરી માટે કેટલું અગત્યનું હતું. એ મહાસભાના પરીણામમા અનેક મોટી નવી નવી સંસ્થાઓ જુદાં જુદાં શેહેરોમા ઉભી થઇ હતી. તે સઘલી સંસ્થાઓએ, એ દરદો વિશે ભાશાણો અને એ દરદોને લગતા સાહિત્યને ચોપાનીઆંના આકારે છપાવી, જાહેર પ્રજાને એ દરદની જીવલેણ અસરથી જાણીતી કરવાની ચાલુ કોશીસો કરી હતી. મિત્ર, આ નોધ લેવાની મતલબ એટલીજ છે, કે આપણા દેશમા પણ આ ભયંકર દરદોનો ફેલાવો થતો અટકાવવાના ઇલાજો યોજવાની મતલબથી, એવુંજ એક 'કમીશન' સરકારે ઉભું કરેલું હતું, પણ તે કમીશન સમક્ષ પડેલી કિમતી જુબાંની હજી જાહેર પ્રજાની જાણમા જેવી જોઇયે તેવી આવવા પામી નથી.

**ચેપી દરદોને જડ મુળથી ઉખેડી નાખવાના ત્રણ ઇલાજ.**

૧:—આ દરદોનો ચેપ લાગતો અટકાવવાનાં ઇલાજો અમલમા મુક્યાથી,

૨:—આ દરદોના ઇલાજો, વૈદક શાસ્ત્ર પ્રમાણે કરવા-કરાવ્યાથી,

૩:—રૈયતની સલામતી અને તન્દરોસ્તીના બચાવ માટે સરકાર તરફથી આરોગ્યતાના રક્ષણ માટે યોજેલા કાયદા પુરવક ઈલાજો અમલમા મુકયાથી, અને અજ્ઞાન લોકોને એ દરદોમા સમાયલા

જીવલેણ જોખમ વિશે ચિત્ર યુકત જાહેર ભાષણો મારફતે કેળવણી આપ્યાથી.

મિત્ર, એ દરદના અટકાવ માટે લંબાણુ લખાવટ કરવા જેટલી આ પુસ્તકમા જગા નથી, પણ એ દરદોનો ચેપ લાગુ પડતો અટકાવવાના કાંઇક ઇલાજો, અગર જો આદમી પોતે ચાહે તો તે અમલમા મુકી શકે એવા છે. આ ઇલાજો અમલમા મુકયાથી ઘણી નહી પણ થોડીક સલામતી (ગ્યારંન્ટી) આદમીને મલવાના સંભવ રેહ છે. આ નેમ પાર પાડવા માટે અનેક સંજોગો ધ્યાનમા લેવા જરૂરના છે. પણ એકજ ઇલાજ ઉપર સલામતી માટે મદારત કે આશા બાંધ્યાથી દરદનો ચેપ લાગુ પડતો અટકવોજ જોઇયે, એમ કદીબી કોઇએબી માની કે સમજી લેવું ઘટે નહી

## સિફીલિસ અને એવાંજ દરદોનો ચેપ લાગુ પડતો અટકાવવાની વૈદકશાસ્ત્ર પ્રમાણે રીત.

૧:—આ દરદનો ચેપ લાગુ પડતો અટકાવવા માટે, દરેક પ્રસંગે, દરેક સ્ત્રી તેમજ પુરૂશ બંનેના શરીર બિલકુલ સાફ, સ્વચ્છ અને બિલકુલ કાંઇબી કલંકથી રહીત હોવાં જોઇયે. શરીરની બાહારની તેમજ શરીરની અંદરની સફાઈ સુઘડાઇનો આ નિયમ જેઓ ધારણ કરે છે, અને જેઓ પોતાના બાહારના તેમજ અંદરના ભુગડાંઓને સાફ સફાઇદાર રાખવાની કાળજી અને મેહનત લેય છે, તેઓ મોટે ભાગે, હમબિસ્તરી દરમિયાંન લાગતો ચેપ કાંઇક દરજજે અટકાવી શકે છે. ધ્યાંન રાખવું, કે કોઇબી આદમી અગરજો પોતાની રીતભાતમાં તેમજ પેહરવેશમા, નજીસ, યા ફુવડ હોય, યા પોતાના શરીરને સફાઇદાર રાખવાની બેદરકારી યા ગફલતી કરતું હોય એવો શક જો સેહજબી જાય, તો તેવાં ઇસમથી બિલ-

કુલ દુર રેહવુ ઘટે છે. એ વિશે એક વિદ્વાંન જરમન તબિબની નિચલી લખાવટ ઘણીજ ધ્યાંન પુગાડવા જોગ હોવાથી, તે નિચે નોધી લીધી છે.:-

"Every uncleanliness, is an irritant; it impairs the intactness of the skin; and especially is this true of any uncleanliness of the genital organs, and above all of the male genital organs, where, under the foreskin, the '*smegma*' (the sebaceous secretion of the preputial glands) often undergoes decomposition, and give rise to an inflamation, the so—called *balanitis*, which greatly favours the probability of infection." *

મજકુર તબિબના ઉપર દરશાવેલાં મત પ્રમાણે પુરૂશના ગુપ્ત બદન ઉપરની ચાંમડીના પડની અંદર સફાઇ અને સુકાઇ વિના જે મલીન મેલ જમાવ થવા પામે છે, તે મેલની મલીનતાના સબબે, આસપાસની ચાંમડી તડકાઇ જવાને લીધે તેની ઉપર ઝીનો સોજો આવે છે, જેથી મજકુર દરદનો ચેપ ત્યાં લાગવાનો મોટો સંભવ રેહ છે.

### સુંનત.
### 'સરકમસિશન.'

**Circumcision in the Prophylaxis of Venereal Disease.**

તબિબોનું મત એવું છે, કે પુરૂશના ગુપ્ત બદન ઉપરની ચાંમડી (prepuce) અગર જો કપાવી નાખી હોય, તો તેમા જે મેલ એકઠો થાય છે, તે જમાવ થતો અટકે છે, અને તેથી ચેપ પણ લાગુ પડતો અટકે છે. આ ચાંમડી કાપવાના પ્રયોગને તબિબી ભાશામા 'સરકમ-સિશન' કેહ છે, અને આપણ તેને 'સુંનત'ને નામે ઓલખ્યે છિયે.

* The Sexual Life of Our Time, by Iwan Bloch.

સિફીલિસના દરદનો ચેપ લાગુ પડતો અટકાવવાના એક ઇલાજ તરીકે, આ સુંનતનો ઇલાજ કાંઇક દરજ્જે કારગત લાગે છે. વિદ્વાન તબિબો, પોતે કરેલાં અવલોકન ઉપરથી એવાં નક્કી સેવટ ઉપર આવ્યા છે, કે સિફીલિસના દરદનો ચેપ સુંનત વગરના પુરૂશો કરતા, સુંનત કરાવેલા પુરૂશોને ઘણુંજ ઓછાં પ્રમાણમા લાગુ પડે છે. એ વિશે નોંધી લીધેલા આંકડાઓ ઉપરથી જણાય છે, કે લગભગ પાંચ ગણો ફરક દેખાડે છે. એ રીતે આ સુંનતથી સિફીલિસનો ચેપ લાગુ પડતો કાંઇક દરજ્જે અટકે છે, અને કાંઇ નહી તો એટલું તો એટલાં ઉપરથી સાબીત થઇ ગયું છે, કે અગર જો પુરૂશ પોતાના શરીરના એ ભાગને દરરોજ ઘણીજ કાળજીથી સાફ સારી રીતે-સ્વચ્છ રાખ્યો હોય, તો, તેથી સુંનત કરાવવા જેટલીજ તે ગરજ સારે છે.

## સ્ત્રી-પુરૂશોએ જનન-શરીરની સ્વચ્છતા કેવી રીતે રાખવી.

પુરૂશોને માટે ઉપર જણાવ્યા પ્રમાણે જેટલી સફાઇ અને સુઘડાઇ જરૂરની છે, તેટલીજ સફાઇ અને સ્વચ્છતા સ્ત્રીઓને માટે પણ જરૂરની ગણાય છે. કેમકે સફાઇ, સુઘડાઇ, અને સ્વચ્છતા રાખ્યાથી, સ્ત્રીઓને પણ એ ગલીચ ચેપ લાગુ પડતો મોટે ભાગે અટકી શકે છે.

પુરૂશોએ ગરમ કરેલાં પાણીને ઠંડુ પાડી, તેનો ઉપયોગ કરવો. જેઓ રોજ અંઘોળ કરતા હોય, તેઓએ નિયમિત સફાઇ જાળવવી, કેમકે તેથી બીજી અનેક ફરિયાદો જનમ પામતી અટકે છે. સ્ત્રીઓને માટે એટલુંજ કેહવું પુરતું છે, કે તેઓએ પોતાનુ બદન બાહારથી વારેઘડીએ ધોવાની જરૂર છે. એટલુંજ નહી, પણ મારા આગલાં પુસ્તકો સ્ત્રી-સલાહકાર અને સ્ત્રી-ભવસાગરમા જણાવ્યા પ્રમાણે, તેઓએ 'વેજાયનલ ડુશ'નો ઉપયોગ કીધાથી, તબિયત અને શરીર શકની

ઉપર સારી અસર થવા ઉપરાંત, એવા ચેપનો અટકાવ થઇ શકે છે. વિદ્વાંન જરમન તબિબો સ્ત્રીઓને એવી ખાસ ભલાંમણ કરે છે, કે હમબિસ્તરીની આગમજ તેમજ હમબિસ્તરી પછી, તુરતજ તેઓએ એવા ડુશનો ઉપયોગ કરવો, જેથી ચેપ લાગુ પડતો અસરકારક રીતે અટકી શકે છે.

## ગોનોરિયાનો (પ્રમેહનો) રોગ અટકાવવાની એક રીત.

ગોનોરિયાનો ચેપ, પુરૂશોને મુત્રમાર્ગમાં લાગુ પડે છે. હમબિસ્તરી પછી તુરતજ પિસાબ કીધાથી, પિસાબના રેલ સાથે ચેપના જંતુ અગર જો કાંઇ હોય, તો તે યુરીથ્રામાંથી નિકલી જવાનો મોટો સંભવ રેહે છે. ગોનોરિયાના ચેપથી બચવાની આ એક બેમુલ સુચના જરમન તબિબો સુચવે છે, કેમકે ગોનોરિયાના ચેપના જંતુ, જે 'ગોનોકોકાઇ' ને નામે જણાયલાં છે, તે પુરૂશની 'યુરિથ્રા' (મુત્ર માર્ગ)મા દાખલ થઇ, પોતાની જડ ઘાલે, તે આગમજ તેને કાહડી નાખવાનો આ એક ઇલાજ છે. વિદ્વાંન તબિબ બ્લોશ કેહે છે, કે:—"મારાં ઘણાક સ્ત્રી તેમજ મરદ દરદીઓ, ફક્ત પોતાના ગુપ્ત બદનની સફાઇ અને સ્વચ્છતા રાખ્યાથી, અને શરૂઆતમા તેમજ પાછલથી 'ડુશ'નો ઉપયોગ કીધાથી, સિફીલિસ તેમજ ગોનોરિયાના ચેપથી તેઓ બચી ગયલાં જણાયાં છે, પણ પાછલથી તેઓએ તેવી તજવિજ નહી રાખ્યાથી એ દરદનો ચેપ, તેઓને લાગુ પડયો હતો." મજકુર તબિબ એ ઇલાજ જાહેર પ્રજાના લાભ માટે લંબાણથી દરશાવી, તે ઉપર અમલ કરવાની ખાસ ભલાંમણ કરે છે. †

† આ ઇલાજો કેવી રીતે અમલમા મુકવા, તે અતરે લંબાણથી લખવા અપ્રસંગોપાત ધારી, તેની અત્રે ફક્ત નોંધજ લીધી છે.

## સિફીલિસના રોગથી હેરાંન થતી સ્ત્રીઓને પારખી કાહડવાની ફ્રેન્ચ રીત.

હરાંમ ઇલ્લતમા લીન થઇ પડેલા પુરૂશો, ઘણીક વાર સિફીલિસના રોગથી, યા તો ગોનોરિયાના દરદથી હેરાંન થતા હોય છે. એ રોગ મોટે ભાગે એવાં દરદથી પીડાતી સ્ત્રીઓના સમાગમમાં આવ્યાથી પુરૂશોને લાગુ પડે છે. કુશળ વેશ્યાઓ એ દરદથી હેરાંન થતી હોવા છતાં, એવી પોતાની દરદી હાલતને છુપાવવા, તેઓ સંગાર કરી પેહડી-ઓઢી નિરોગી હોવાનુ ડોલ ઘાલી દેખાવ દે છે. પણ એવી સ્ત્રીઓ એકાદ અનુભવી તબિબની બારીક તપાસ આગલ પોતાની ખરી હાલત છુપાવી શકતી નથી. એ તપાસ કાંઇ એટલી બધી મુશ્કેલ નથી. એ તપાસ વૈદકશાસ્ત્રના ધોરણ ઉપર રચાયલી છે, અને ફકત સેહજ અનુભવથી એ જાતનું વૈદક જ્ઞાન કોઇબી મેલવી શકાય છે. દાખલા તરીકે નિચે દરશાવેલી થોડીક નિશાંણીઓ જાણવા માટે ફકત અનુભવ મેલવવો પડે છે.

૧. દરદીની ચાંમડી ઉપર ચાંટાં યાને *ડાઘ–spots*. પડેલાં હોય છે. આ ડાઘ યાને ચાટાં મોટે ભાગે કપાલ અને ગરદનની આગલ પાછલ પડેલા બારીકીથી જોતાં જણાઇ આવે છે.

૨. દરદીના હોઠ, જીભ અને ગળાંની અંદર સુફેદ રંગના ચાટાં પડેલાં જણાય છે, જે મોહડું ખુલ્લું કરાવી જોયાથી જણાઇ આવે છે.

૩. ગળાંમા બાચંબા યાને ગાંઠ ખિલી નિકલેલા હોય છે.

૪. પ્રસવ માર્ગમાથી પ્રવાહી ઝરે છે.

૫. ગરદન અને જાંગના કાતરાની ગાંઠો* મોટી થઇ આવેલી હોય છે. ખાસ કરી ગરદન આગલની ગાંઠ ઘણું કરી 'સિફીલિસ'ની ગવાહી આપે છે.

## ગોનોરિયાનો રોગ લાગુ પડતો અટકાવવાનો ઇલાજ.

ગોનોરિયાનો ચેપ લાગુ પડતો અટકાવવાનો એક અચુક ઈલાજ, પ્રખ્યાત રશીયન તબિબ બ્લોકુસેસકીએ જાહેર કીધો છે. એ ઇલાજ એક ખાસ બનાવટની પ્રવાહી છે. એ પ્રવાહીના એક બે ટીપાં, એ તબિબના જણાવ્યા પ્રમાણે વાપરવાથી, મજકુર દરદના લાગુ પડેલાં જંતુ, જડ-મુળથી નાશ પાંમે છે, અને એ રીતે પુરૂશને ગોનોરિયા લાગુ પડતો અટકે છે. એક અકસીર ઇલાજ તરીકે એ દવાઇ જેમ પુરૂશોને માટે ભલાંમણુ કરવામા આવે છે, તેમ સ્ત્રીઓને માટે પણ એ દવા ઉપયોગી થઇ પડે છે, જો કે કેટલાક તબિબો એ ઇલાજને એક જુદાંજ કારણુને લીધે પસંદ કરતા નથી.

---

* સિફીલિટીક સ્ત્રીઓને પારખી કાહડવાની આ રીત ફ્રેન્ચ તબિબો સુચવે છે, પણ જાંગ અને ગરદન આગલની એવી ગાંઠો (Inguinal અને Cervical glands) તપાસવાની હુનેહ તબિબી જ્ઞાન વગર સાધારણ માનસોને ખબર હોતી નથી. પરંતુ આ ગાંઠો જો સારી રીતે ખિલેલી હોય છે, તો કોઇબી પુરૂશ તેને જગ્યા ઉપર હાથ લગાડતાંજ પારખી શકે છે.

વ્યભીચારી પુરૂશોને તેમની વ્યભીચારી ચલવલોના કાંમમાં ઉતેજન ન મળે, તેટલા માટેજ આ બાબદ લંબાણથી લખી નથી; પણ એ ચેપવાળી સ્ત્રીઓના સમાગમમાં આવવા આગમજ, અગર જો પુરૂશો, તેમને આલિંગન કરવાને બાહાણે નંબર પાંચવાળી યોજના ઉપર અમલ કરે, તો ઘણીક વાર તેઓની જીંદગી આ ઝેરી દરદના ચેપથી બચી જાય છે. આ યોજયા અમલમા મુકવા ફરેન્ચ તબિબો ભલાલણુ કરે છે. ( આઇવૅાન બ્લોશ.)

## સિફીલિસના ચેપ વિરૂધ સલામતી માટે યોજાયલા ઇલાજો.

### એક આકસીર મલમ.

જ્યારે એક રશીયન ડાકટરે ગોનોરિયાનો ચેપ લાગુ પડતો અટકાવવા માટે રસાયણ પ્રયોગથી બનાવેલી પ્રવાહી જાહેરમાં મુકી, ત્યારે કેટલાક બીજા તબિબો, માનસજાતને સિફીલિસના ચેપથી બચાવવા માટે કાંઇક ઇલાજો શોધી કાહડવાની તજવિજ કરવા રોકાઇ ગયા.

અને તેવો એક ઇલાજ ડાકટર મેચનિકૉફ નામના એક રશીયન તબિબે અંતે શોધી કાહડયો. તે ઇલાજ એક મલમની અસરમા સમાયલો તેણે જાહેર કીધો. આ મલમનો ઉપયોગ ડાકટર મેચનિકૉફના જણાવ્યા પ્રમાણે કીધાથી, સિફીલિસનો ચેપ અગર જો લાગુ પડેલો હોય છે, તો તે ચેપ નાશ પાંમવાનો મોટો સંભવ રેહ છે. પણ જેમ ગોનોરિયાના ચેપ માટે યોજાયેલી પ્રવાહીની વિરૂદ્ધ તબિબોએ મત આપ્યાં હતાં, તેમ આ મલમના ઉપયોગ વિરૂદ્ધ પણ કેટલાક તબિબોએ પોતાના મત દરશાવ્યાં છે. એટલું છતાં, એજ તબિબો, કોઇ બીજા વધારે અસરકારક ઇલાજની ગેરહાજરીમા, ડાકટર મેચનિકૉફના મલમનો ઇલાજ મોટે ભાગે અસરકારક હોવાનુ કબુલ કરે છે.

### એક દવાની અજમાયશ માટે કરેલો અખતરો.

આ નવા મલમની અસર કેવી થાય છે, તેની અજમાયેશ કરવાની મતલબથી વેહકશાળના એક અભિયાસીએ, તે મલમનો ઉપયોગ પોતાની ઉપર અજમાવી જોવા માટે, તે તઇયાર થયો. સિફીલિસના રોગથી રીબતી એક સ્ત્રીના સંબંધમા તે આવ્યો, અને તે રોગનો ચેપ તેને લાગુ પડયા પછી, ડાકટર મેચનિકૉફના મલમનો તેણે તેના જણાવ્યા પ્રમાણે પોતાના શરીર ઉપર ઉપયોગ કીધો, અને તે

ઉપયોગ કીધા પછી તેની ખાત્રી થઇ, કે તે સિફીલિસના ચેપથી બચી ગયો હતો. આ અજમાયેશ છતાં હજી એ મલમ ઉપર પુરેપુરો વિશ્વાસ મુકી શકાતો નથી.

મિત્ર, આગલ દરશાવેલા થોડાક ઇલાજો, જે આ દરદના ચેપને અટકાવવા માટે વિદ્વાંન તબિબોએ યોજેલો છે, તે બિનઅનુભવીઓના હાથમાં મુકેલા ઘણાજ જોખમભરેલા થઇ પડે, એમ સમજી, તે દવાઓની બનાવટ આ પુસ્તકમાં દાખલ કરી નથી. એ દવાઓ ઉપરાંત બીજાં એવાં કેટલાંક 'લોશન' (Lotion) ને નામે જણાયલાં પાણીઓનો ઉપયોગ એ ચેપનો નાશ કરવા માટે પણ સુચવી શકાય છે. તે નુસકા પણ એજ કારણે અત્રે લખવા કરતાં પડતા મુકવા વાજબી ધારયા છે.

## ઉંટવૈદો હિંયાં! અને વેલાયતમા!

ઇંગ્રેજીમા એક કેહવત જાણીતી છે, કે: "ફરેસ્તાઓ જ્યાં પગ મુકવા બિહે છે, ત્યાં મુરખાઓ એકદમ કુદી પડે છે." તે કેહવત પ્રમાણે, આ જીવલેણ દરદનો અટકાવ કરવાના, તેમજ તે સાજા કરવાના ઇલાજની શોધ માટે જયારે વિદ્વાંન તબિબો પોતાની જીંદગીના ભોગે મેહનત કરી રહ્યા છે, ત્યારે ઉંટવૈદો અને નિમહકીમો એ રોગોને જડ મુળથી સાજા કરવા માટે જાહેર ખબરો છપાવી, લોકોને જણાવવા માગે છે, કે તેઓ, એ રોગને સાજા કરવાનુ માથે લીયે છે! અલબતાં આવા ઉંટવૈદો અને નિમહકીમો કાંઇ આપણાંજ દેશમાં જનમ પામ્યા છે, એમ સમજવું નહી. એવાઓ તો દરેક દેશના દરેક મુલકમાં પોતાના ગુજરાંન માટે, એવા લેભાગુ ધંધાઓ લેઇ બેઠા છે. જેઓની દવાઇના ભોપાલાં વેલાયતના વૈદક પત્રોએ બાહિમતથી પોતાના

પત્રોની અંદર છાપી, ભોળી પ્રજાના કાન ખુલ્લા કીધા છે. કેટલીક વેલાયતી પેટંન્ટ દવાઓ, જે મોટી મોટી જાહેરખબરો વાંચી લોકો મોઘે ભાવે ખરીદતાં હતાં, તેની અસલ કિંમત માત્ર થોડીક 'પેન્સ' હતી, એવું એક વૈદક પત્રના અધીપતીએ લોકોને ખાત્રી પુરવક જાહેર કીધું છે. †

આપણા દેશમા પણ કાંઇક એવોજ મામલો ચાલી રેહલો લાગે છે. છેલ્લાં થોડાંક વરશો થયાં 'પેટંન્ટ' દવાઓનો વેપાર આપણા દેશમા ધમધુકાર ચાલી રેહ્યો છે. તે દવાઓની અસર દુખ્યારી પ્રજા ઉપર કેવી થાય છે, તે દવાથી દરદીને લાભ થાય છે કે નુકશાન, થાય છે. તે દવાથી ખાધા પછી દરદીઓ જીવે છે કે મરે છે, તેની નોંધ આપણને મલતી નથી. કેહવત છે, કે "દરદવંત તે ગરજવંત;" તેમ દરદી જ્યારે પોતે દરદથી બેજાર થઇ નિરાસ થાય છે, ત્યારે જીવવાની આસામાં, તે એવા એવા ઇલાજોને અજમાવી પોતાના મનની આશાઓને રાજી રાખવાની તજવિજ કરતો રેહ છે

લા૦ દુવાગીર,

D. H. P.

† જુવો Secret Remedies અને More Secret Remedies By British Medical Association એવે નામના બે પુસ્તકો.

# પત્ર ૨૧ મું.

—o—

## નંબર ૬૦૬ વાળી દવા. તે શું છે?

## 'સાલવરસન' એટલે શું?

પ્રિય મિત્ર—

હવે આ ભયંકર રોગને મટાડવાના શાસ્ત્ર યુક્ત ઇલાજો, આજના સુધરેલાં ઇંગ્રેજી વૈદાંને આધારે છેલ્લાંમા છેલ્લી શોધ પ્રમાણે જે જાહેર થયાં છે, તેની નોંધ લેવી ઘણી જરૂરની ધારૂંછું.

### આયુરવેદમા સિફીલિસના ઇલાજ વિશે.

સિફીલિસનો રોગ ફિરંગકને નામે ગુજરાતીમા આપણુને જણાયલો છે. આ રોગ હિન્દુસ્થાંનમા આગલ હતોજ નહી. એ રોગ વેલાયતથી જ્યારે પોરચુગીસ લોકો હિન્દુસ્થાંનમા પેહલ વેહલા આવ્યા, ત્યારે તેઓ મારફતે તે ફેલાવો પામ્યો હતો. એ સબબને લીધેજ હિન્દુસ્થાંનની જબાંનમા એ રોગને 'બાદ-એ-ફ્રંગ, એવે નામે ઓલખાઓ છે.

આયુરવેદમા એ રોગ વિશે, યા એના ઇલાજો વિશે કાંઇબી ઇશારો છે કે નહી, તે વિશે એક બંગાલી વિદવાંન તબિબ નિચે પ્રમાણે લખેછે:—

"• • * It is an accepted fact, that mercury was not known in the Ayurvedas till the time of *Bhabamisra* when syphilis was presumably introduced into India by the Portuguese."†

---

† Syphilis in General Practice By K. K. Chatterji, F. R. C. S I

## ભંભેરાઇ ગયલો દરદી શું શું કરેછે ?

મિત્ર, આ વાત તો એકમતે મંજુર રેહી છે, કે સિફીલિસના રોગથી પિડાતા દરદીને બિલકુલ ઓલાહેદો રાખવો ઘટે છે, અને સરવેથી વધારે જરૂરનુ એ છે, કે એ દરદનુ ઝેર દરદીના શરીર માહેલાં લોહીમા આમેજ થાય, તે આમમજ તેના ઇલાજો ચાલુ થવા જોઇયે છે. એ ઉપરથી એવા દરદીના બાબમા બે જાણવા જોગ અગત્યના સવાલ ઉભા થાય છે. પેહલ્લું એ કે દરદીને જેવું ચાંદુ યા કાંઇથી જખમ જેવું માલમ પડે, તેજ ઘડીએ તેણે કોઇ લાયક તબિબની સલાહ તુરતજ લેવી, અને બીજુ, જે તબિબ પાસે એવો દરદી સલાહ લેવા જાય, તેણે તે દરદીના શરીર ઉપરના ચાંદા યા જખમનાં લક્ષણની બારીક પરીક્ષા કરવી આ પરીક્ષા ફકત સુક્ષમદરશક યંત્ર વાપરી જાણનાર તબિબજ કરી શકે છે. કમનસીબે એવા દરદીઓને એ દરદ ઘણીજ હિનપસ્તી અને નામોસીમા લાવી મેલે છે! એવો દરદીઓ શરમ અને બેજોલતના મારેલા પોતાના કુટુંબ તેમજ મિત્ર મંડળથી દુરના દુર રેહી, પોતાની ખરી હાલત છુપાવતા ફરે છે તેઓ ઇલાજ કરવા માટે કોઇ કુશળ તબિબ પાસે જવામા નામોસી સમજે છે, અને તેથીજ તેઓ ઉંટ વેદો અને નિમહકીમોના છટકામા સપડાઇ જાય છે. ઘરમેલે લોહી સુધારનારી કેટલીક દવાઓવાલા ઇલાજો નકામા થઇ પડે છે. સારસાપરીલા, ટ્રીફોલિયમ કમપાઉન્ડ, સુખડના તેલની ગોળીઓ, વિગેરે એવી કેટલિક કેમિસ્ટને ત્યાંથી મલતી પેટંન્ટ દવાઓ, નકામી થઇ પડે છે. કેમકે એ સઘલી દવાઓ, અને એના જેવા બીજા ઇલાજો, દરદીને સીધે રસ્તે જતો અટકાવનારા, અને આડે રસ્તે દોરાવનારા થઇ પડે છે. ખરૂ જોતાં તો એવો દરદી પોતાની

નામોસીને લીધે ઘણીક વાર ભ્રમિત બની ભંભેરાઈ જાય છે, અને ખરો રસ્તો મુકી તે આડે રસ્તે ઉતરી પડી ભલતાજ ઇલાજો કરવા માંડે છે.

## સિફીલિસના રોગ માટે જણાયલી ત્રણ મહાન દવાના ઇલાજો.

આ સિફીલિસના દરદ માટે આજ સુધી ફક્ત ત્રણ મહાન દવાઓ ઇલાજો તરીકે જણાઇ છે.

### મરકયુરી. (પારો.)

એ ત્રણ દવાઓ મરકયુરી (પારો), આરસ્નીક (સોમલ), અને આયોડાઇડસ છે. આ ત્રણ દવાઓમાં મરકયુરી એક ખાસ દવા તરીકે પંદરમી સદીના પાછલાં સાલો દરમિયાન માલમ પડી છે. પણ આ બહુ કિમતી દવા કમનસીબે જેવી રીતે વાપરવી અને વપરાવી જોઇએ, તેમ તેનો ઉપયોગ નહી થયાથી, તેમજ કેટલા વજનમા તે દરદીને ખવડાવવી, કેવાં રૂપમા ખવડાવવી, કયારે ખવડાવવી, અને કયારે બંધ કરવી, તે જાણ્યા વગર તેનો ઉપયોગ થયાથી, એ કિમતી દવા બદનામીમા આવી પડી, અને તેનુ જેવું પરીણામ આવવું જોઇએ, તેથી ઉલટુંજ પરીણામ એવા કઢંગા ઉપયોગથી આવ્યું. મિત્ર, આ પુસ્તક કાંઇ વૈદક શીક્ષણ આપવા માટે લખાતું નથી, એટલે આ અગત્યની બાબદ અતરેજ અધુરી મુકવી પડે છે; એટલુંજ કેહવું પુરતુ છે, કે પારાની બનાવટનો ઉપયોગ, એ દરદના અનુભવી તબિબોજ કરી જાણે છે, માટે તેમનેજ એ ઇલાજ કરવા દેવા ઘટે છે.

### પોટાશ્યમ આયોડાઇડ.

ઈ. સ. ૧૮૩૬ ના સાલમા ડબ્લીન શેહરના એક તબિબે પોટાશ્યમ આયોડાઇડ, સિફીલિસના દરદના ઇલાજ તરીકે વાપરવાની પેહલ

કરી હતી. તબિબ મંડળે એ ઇલાજ તુરતજ અજમાવવા માંડયો, અને તેમા તેઓ કેટલેક દરજ્જે સંતોશ પામ્યા હતા. તોપણ, એ ઈલાજ એક 'સ્પેસિફીક' ઇલાજ તરીકે સાબેત થઇ શકયો નહી.

## સોમલ. ('આરસ્નીક.')

આ બે અગાઉની દવાઓ ઉપરાંત એક બીજી દવા જે સિફીલિસના રોગ માટે વાપરવામા આવે છે, તે સોમલને નામે જણાઇ છે. ઇંગ્રેજીમા એને 'આરસ્નીક' કેહ છે. સોમલ એક કાતીલ ઝેર છે. મરકયુરી અને આયોડાઇડ ઉપરાંત, એ રોગ ઉપર સોમલનો ઉપયોગ પણ ઘણોજ ભરૂસાને પાત્ર તબિબોને લાગ્યો છે. પણ ધ્યાંન રાખવું, કે સોમલ કાંઇ તેની કુદરતી હાલતમાં એ રોગ ઉપર વપરાતું નથી. પશ્ચીમ તરફના રસાયણ શાસ્ત્રીઓએ પોતાની અકલમંદી અને વિદ્વતાને જોરે, આ ઝેરી પદાર્થની બનાવટો અનેક રંગ-રૂપમાં જુદી જુદી બનાવી છે. એવી એક સોમલની બનાવટ 'એટોકસીલ'* ને નામે બનાવી, જે તબિબોએ વાપરયા પછી પોતાના અનુભવ ઉપરથી નક્કી કીધું, કે એ દવા સિફીલિસના રોગ ઉપર જરૂર અસર કરશે.† એવી રીતે સોમલની નવી નવી બનાવટોની શોધ કરવા પાછલ પશ્ચીમના રસાયણ શાસ્ત્રીઓ લાગ્યા હતા, તેવામા એક નવોજ બનાવ તબિબી દુનિયાને ચમકાવવા બન્યો.

## નંબર ૬૦૬. એટલે શું?

આ બનાવ એ હતો કે, સિફીલિસના રોગને સાજો કરવાનો એક ખાસ અને અચુક ઇલાજ શોધી કાહડવા માટે પૌલ એરલીક

---

* Atoxyl i-e, a compound of arsenic eacid and analin.

† K. K. Chatterji F. R. C. S. I.

નામે એક જરમન વિદ્વાન ખંતથી મંડયો હતો. આ વિદ્વાન જરમન સાથે, હાટા નામનો એક જાપાનીસ પણ એજ કામમા મદદ કરવા માટે સામેલ થયો હતો. એરલીકે તબિબ અનેક બનાવટ બનાવી તે વડે અખતરા કીધા, પણ તે સઘલા અખતરા નિશફળ નિવડયા પણ તે હિંમત હાર્યો નહી. તેણે સોમલની સાથ બીજી દવાઓને રસાયણ પ્રયોગથી મેલવી, એક નવીજ બનાવટ બનાવી, અને તે વડે તેણે ૬૦૬ અખતરા કીધા પછી અંતે તેની ખાતરી થઇ, કે તેણે બનાવેલી બનાવટ સિફીલિસના જંતુનો જડમુળથી નાશ કરશે. એવી તેની ખાતરી થતાજ તે બનાવટને તેણે નંબર ૬૦૬ નું નામ આપી દુનિયા સમક્ષ રજુ કીધી. એ ૬૦૬ નંબરવાલી દવા

‘ સાલવરસન ’

ને નામે પણ જણાયલી છે. એ એક પીળા જેવા રંગની ભુકી હોય છે, અને એ ભુકીમાં સોમલનો ભાગ મુખ્ય કરી હોય છે. એ એક હકબંધ કરેલી અતી ઘણી નાહની જેવી નળીની અંદર રાખેલી હોય છે. એ ભુકી હવાના સમાગમમા આવતાં ઝેરી બની જાય છે. એરલીકની આ બનાવટ જગને જાહેર થયા પછી, જુદા જુદા દેશના વિદ્વાંનોએ એ બનાવટ બનાવી, જુદે જુદે નામે જાહેરમા મુકી. એવી કેટલીક બનાવટો ખારસીવન, આરસીનો એનઝોલ, આરસીનો બીલીન, વિગેરે નામથી જણાવી છે. આ ૬૦૬ નંબરવાલી દવા સિફીલિસના રોગ ઉપર તેના ખાસ ઇલાજ તરીકે વપરાય છે.

પણ આ દવાનો ઉપયોગ ઘણીજ સંભાલ અને સાહુચેતીથી થવો ઘટે છે. એટલા માટે એનો ઉપયોગ કોઈ કુશળ અનુભવી તબિબનેજ

કરવા દેવો પડે છે. સાલવરસન ત્રણ રીતે નિચે જણાવ્યા પ્રમાણે વાપરવામા આવે છે.

૧. એ દવા દરદીના માસના લોચામા સુઇયા વડે પ્રવાહી આકારે મુકવામા આવે છે. એને તબિબો ઇન્ત્રામસ્કયુલર ઇનજેકશંન કેહ છે.

૨. દરદીની ચાંમડીની અંદર, યાને સબકયુટેનિયસ ઇનજેકશેન કરવામા આવે છે.

૩. એ દવા દરદીના લોહીની રગમા, યાને, ઇનત્રાવિનસ ઇનજેકશન કરવામા આવે છે. આ ત્રણમા વધારે અસરકારક અને ગુણકારક છેલ્લો પ્રયોગ છે, પણ તે કોઈ કુશલ તબિબજ કરી શકે છે. એ દવાનો ગુણ અને તેની અસર ઇટરનેશનલ મેડીકલ કોનગ્રેસે એક મતે વખાણીને મંજુર કીધા છે. આ દવાથી સિફીલિસના જંતુ, દરદીના શરીરના કોઇપણ ભાગને નુકસાંન થયા વગર નાશ પામે છે. એ દવા ઘણીજ સસતી છે, અને લશકરી ઇસપીટાલોમા તેમજ ખાંનગી ઇસપીટાલોમા એવા દરદીઓને એ દવાથી મોટો લાભ થાયનો જાહેર થયો છે, અને એની કિંમતની જખાની રોયલ કમીશન આગલ મોટા જથ્થામા પડેલી નોધાઇ છે.

લા૦ દુવાગીર

D. H. P.



# પત્ર ૨૨ મું.

---

## સિફીલિસ યાને વિશફ્રોટકના નવા અને જુના ઇલાજો, અને સુધરેલી રીત પ્રમાણે તેની સારવાર કરવાની રીત.

મિત્ર મેહરબાંન—

આ ભયંકર દરદનો કાંઇક ચિતાર આપ્યા પછી, એ દરદને સાજા કરવાના ઇલાજોવાલી બાબદ ઉપર આ પત્ર લખી, એ વિશય હવે ખતમ કરવા ધારૂ છું. વાંચક મેહરબાનોએ ધ્યાન રાખવું, કે આ વિશફ્રોટકનુ દરદ, જેમ પુરૂશો તેમજ સ્ત્રીઓને એક સરખી રીતે લાગુ પડે છે. પરંતુ એટલુ જાણવું અવશ્ય જરૂરનુ છે, કે એ દરદના જેઓ ઘરમેળે ઇલાજો કરી સાજા થવાની આશા રાખતાં હોય, તો તેમ સમજવામા તેઓ મોટી ભુલ કરશે. એવાં દરદીઓ માટે સર્વથી સરસ અને સલામત ઇલાજ એજ છે, કે તેઓએ એ દરદના કોઇ કાબેલ અને અનુભવી તબિબને મલી પોતાના દરદના શાસ્ત્રયુક્ત ઇલાજો કરાવવા. તેવાં દરદીઓને મારી ખાસ ભલામણ એકજ છે, કે તેઓએ કદીબી ઉંટ વૈદો, અને નિમહકીમોના લલચાવનારાં ભાશાણો ઉપર સેહજબી ભરૂસો મુકવો નહી.

### દરદી માટે પુર્વ દર્શક ઇલાજો.

સિફિલિસના દરદીએ પોતાના દરદની સારવાર કરવા પેહલાં, નિચલી સુચનાઓ અમલમા મુકવી. ધ્યાંન રાખવું કે દરદી જો પોતાને સાજો કરવા ચાહતો હોય, અને તે સમજદાર હોય, તો જરૂર એ સુચનાઓ ઉપર તે પોતાની બેહતરી માટે અમલ કરશે.

(૧) દરદીએ પોતાની સામાન્ય તબિયત, જેમ બને તેમ તંન્દરોસ્ત રાખવી.

(૨) દરદીએ જેમ બને તેમ પોતાના મનમાંથી ફિકર, અને ચિંન્તા બિલકુલ કાહડી નાખવાં.

(૩) દારૂ તેમજ તંબાકુનો ઉપયોગ દરદીએ એકદમ તુરતજ બંધ કરવો.

(૪) મોજીલી જીંદગી, મોડી રાત સુધીનુ જાગરણ, સ્વાદિષ્ટ અને મરી મસાલાના ચટાકેદાર ખોરાક, એ સર્વ બંધ કરવાં.

(૫) સંસાર વૈભવ બિલકુલ તરક કરવો, અને સાદો અને સુતરો ખોરાક ચાલુ કરવો.

(૬) પાંન સુપારી ખાવાં બંધ કરવાં.

(૭) કબજીયાત હોય તો તેનો ઇલાજ કરવો.

(૮) ગરમ પાણી યા ફુકકાં પાણી વડે અઘોળ કરવી.

(૯) સરદીવાલી જગ્યામાં ફરવું કે રેહવું નહી.

(૧૦) મોહડાંને જેમ બને તેમ હંમેશાં ફુક્કાં પાણીથી સાફ રાખવું.

## સિફીલિસના રોગથી વધારે હેરાંન કયા પુરૂશો થાય છે?

આ વાત ખાસ નોંધી લેવી જરૂરની છે, કે દારૂના શોખીનો, તેમજ અતિ ભોગી પુરૂશોને જ્યારે સિફીલિસનો રોગ મોટી ઉંમરે પુગ્યા પછી જે લાગુ પડે છે, તો તેવા પુરૂશો, એ દરદથી ઘણુંજ વધારે હેરાંન થાય છે. વળી જેઓ ખઇના રોગથી, ગુરદાના દરદથી, તેમજ ડાયાબિટીસ, ગાઉટ, રૂમેટિઝમ વિગેરે દરદથી હેરાંન થતાં દરદીઓ, એ દરદના સપાટામાં આવ્યાથી વધારે હેરાન થતાં રહે છે.

## સિફીલિસના રોગ ઉપર કારગત લાગતી ત્રણ મુખ્ય દવાઓ.

સિફીલિસના દરદના ઇલાજો આજના વખતમા કાંઇ ઓછા

મલતા નથી. ઉંટ વૈદો અને નિમહકીમો એ દરદને ચોવીસ કલાકમા સાજા કરવાની કેહવાતી આરંટી આપવા નિકલે છે ! એવી દવાઓ વિશે વધુ લખી તેનુ પોકળ બાહાર પાડવાનુ કાંમ આ પુસ્તકનું નથી. ખરા શાસ્ત્ર યુક્ત ઇલાજોની હિમાયત કરવાની મતલબથી લખવું પડે છે, કે એ ભયંકર દરદ માટે છેલ્લાં પત્રમા સુચવ્યા ઉપરાંત, જે ત્રણ દવાઓ એ દરદને નાબુદ કરવા આજે યુરપના તબિબો એક મતે વાપરે છે તે—

મરકયુરી = પારો
આર્સનિક = સોમલ, અને
આયોડાઇડસ છે.

આ ત્રણ માહેલી પેહલી દવા મરકયુરી, સિફીલિસના દરદ ઉપર પંદરમી સદીથી વપરાતી આવી છે, કે જ્યારે યુરપમા એ રોગનો ઉપદ્રવ ઘણોજ જોરમા ફાટી નિકલ્યો હતો.

**પારાની બનાવટવાલી દવા કેવી રીતે બદનામીમા આવી પડી.**

પણ એ અતી ઉપયોગી અને ઘણીજ બેમુલ દવા, કમનસીબે યુરપના એવા આદમીઓના હાથમા જઇ પડી હતી, કે જેઓ તેનો બરાબર ઉપયોગ બિલકુલ કરી જાણતા નહી હતા. એટલુંજ નહી, પણ તેનો ઉપયોગ કેટલો, કેવો અને કયારે કરવો, તેમજ કયારે નહી કરવો, તથા કેટલા પ્રમાણમા ઉપયોગ કરવો, તેની ખબર અને અનુભવ તે લોકોને નહી હોવાને લીધે, આ બેમુલ દવા બદનામીમા આવી પડી.

**મુંબઇના એક કેહવાતા રાજવૈદે પોતાનાં દરદીને ખવાડેલી પારાની દવાએ વાળેલી બોહકાંણ.**

બિન અનુભવીઓના હાથમા પારાની બનાવટ કેવી જોખમભરી

છે, તેનો જીવતો અને જાગતો દાખલો, જે આ અહના લખનારે પોતાના એક અંગત સ્નેહીના બાબમા બનેલા અનુભવ્યો છે. તેની નોંધ અતરે એટલાજ માટે લેવી જરૂરતની ધારી છે, કે જાહેર પ્રજા એવા કેહવાતા વૈદરાજોની સલાહથી પારાની બનાવટનો ઉપયોગ કરતા અટકે. આ મારા સ્નેહીની ઉંમર સુમારે ૩૫-૪૦ વરસની હતી. તેને જુની હાફનની બિમારી હતી. ઇંગ્રેજી દવાઓનો ઉપયોગ કારગત નહી લાગ્યાથી, એક જુના વૈદ રાજે તેની હાફનની બિમારી મટાડવાનુ માથે લીધું. તેણે પ્રથમમા ૭ પડીકા, દિવસમા ત્રણ વાર પાનના રસમા ખાવા જણાવ્યું. આ પડીકાનો ઉપયોગ કીધા પછી, દરદીનુ મોહડું આવ્યું, અને આખો દિવસ મોહડાંમાથી લાળ બિસ્યારૂ જથ્થામા વેહવા લાગી. દરદીની હાલત ઘણીજ કફોડી થઇ પડી. કાંઇ પણ ખોરાક દિવસો સુધી તેનાથી લેવાઇ શકાયો નહી. દરદીને નબળાઇ વધી જવાથી, અંતે કંટાળી તેણે મુંબઇના એક આગેવાંન તબિબને ઇલાજ કરવા બોલાવ્યા. તે તબિબે આવતાં વાર દરદીની હાલત, તેનુ મોહડું, અને તેના મોહડાંમાથી નિકળતી લાળને લીધે ઓરડામાં ફેલાઇ રહેલો ખરાબ વાસ અનુભતાંજ પોતાનું મત આપ્યું કે: "તમુને કોઇએ 'પારો' ખવડાવ્યો છે?" આ દરદી તે તબિબની સારવારથી જો કે પાછળથી તંન્દરાસ્ત થયો, પણ તેને ખવાડેલા પારાની અસરથી, તેના મોહડાં માહેલા દરેક દાંત ઢીલા પડી હિલતા થઇ ગયા, અને અંતે તેના સઘળા દાંત પડી ગયા. વિદ્વાન તબિબોએ પાછળથી એક મતે જાહેર કીધું, કે પારાની બનાવટવાળી દવા ખવડાવ્યાથી એવું પરીણામ આવ્યું હતું. શાબાસ વૈદરાજ!

## બીજી દવા—સોમલ.

પારા પછી સોમલવાળી દવાઓ સિફીલિસના રોગ ઉપર તેના ઇલાજ

તરીકે વાપરવામા આવે છે. ઇંગ્રેજી વૈદક શાસ્ત્રમા સોમલની બનાવટો, રસાયણીક પ્રયોગથી અનેક રંગ રૂપમા બનાવેલી છે, જેનો ઉપયોગ આ રોગ ઉપર ઇંગ્રેજી વૈદક શાસ્ત્ર પ્રમાણે થઇ શકે છે. પણ એ સોમલની તેમજ પારાની બનાવટો બિનઅનુભવી અને બિનતબિબી જ્ઞાનવાલાઓના હાથમા ઘણીજ જોખમ ભરી, અને નુકસાનકારક થઇ પડે છે. આ સોમલનો ઉપયોગ સિફીલિસના રોગ ઉપર પારાની બનાવટ જેટલોજ અસરકારક છે. સોમલ અસલથીજ એ રોગ ઉપર વપરાતી દવા તરીકે જણાયલું છે. યુરપના કુશળ રસાયણ શાસ્ત્રીઓએ સોમલની અસંખ્ય નવી નવી બનાવટો, અસંખ્ય રંગરૂપમા બનાવી, પોતાની કુશળતા પુરવાર કરી આપી છે. આ સોમલમાંથીજ સિફીલિસના રોગનો અકસીર ઇલાજ બનાવેલો છે, જેની છેલ્લા પત્રમા નોંધ લીધી છે.

## આયોડાઇડસ

છેહલે આયોડીન નામની દવામાંથી બનાવેલા, પોટાસ્યમ અને સોડયમ આયોડાઇડસ, તથા એમોનિયમ આયોડાઇડનો પણ એવીજ રીતે એ દરદ ઉપર ઉપયોગ થઇ શકે છે. જ્યારે પારાની બનાવટોનો બેભાનુ ધંધાદારીઓને હાથે નુકસાનકારક રીતે ઉપયોગ થઇ રેહો, ત્યારે ડબ્લીન શેહરના એક જાણીતા તબિબ વેલેસે, ઇ. સ. ૧૮૩૬ ના સાલમાં, સિફીલિસના રોગ ઉપર, આયોડીનની ઉપલી બનાવટોનો ઉપયોગ કરવાની પેહલ શરૂ કીધી હતી. મિત્ર, આ સઘલું લખી કોઇનબી હું એવું સમજાવવા કે જણાવવા માગતો નથી, કે તેઓએ સિફીલિસથી હેરાન થતા કોઇબી દરદીના ઇલાજ, કે સારવાર કરવાનું કામ માથે લેવું. મારી તેવી સેહજબી ઇચ્છા નથી. આ લેખની મતલબ આ રોગથી થતી ખરાબી કેવી ભયંકાર છે, તે જાહેર કરવાની, તેમજ

લેભાગુ ઉંટવૈદો અને નિમહકીમોના છટકામાં, સપડાતાં એવાં દરદી-ઓને, ફકત બચાવવાનીજ છે. એટલુંજ નહી, પણ સમજદાર દરદીઓને ખરા શાસ્ત્રયુકત ઇલાજો કેવા પ્રકારના છે, અને કેવી રીતની સારવાર, અને કઇ કઇ દવાઓ આજના સુધરેલા ઇલાજો માટે વપડાય છે, તેનો ફકત ખ્યાલ આપવાની છે. ઘણાક બેખબર અને અજ્ઞાનોને એવો ખ્યાલ હતો કે સિફીલિસના રોગ ઉપર નંબર ૬૦૬ વાલી દવા, એક જાતની રસીની બનાવટ હતી ! વળી કેટલાક બેખબરોને એવોજ ખ્યાલ હતો, કે ૬૦૬ નંબર વાલી દવા, સિફીલિસના દરદીના શરીર-માંથી બનાવેલી રસી છે, અને તેથીજ તેઓ એ દવાનો ઉપયોગ કરતાં ડર ખાઈ ગયા હતા. પણ એ બેમુલ દવા કાંઇજ નહી, પણ એક રસાયણ પ્રયોગથી બનાવેલી અકસીર છે, એટલુજ કેહવું બસ છે.

## નવું વૈદું ! સિફીલિસના રોગમા હાઇડ્રોથિરેપી.

મિત્ર મેહરબાંન, હાઇડ્રોથિરેપી માટે હું કાંઇક આગલ લખી ગયો છુ. પાણીના ઉપયોગથી આ ચેપી દરદનુ ઝેર શરીરમાથી બાહર કાહડી નાખવા માટે, પાણીનો ઉપયોગ પણ કરવામા આવે છે.

ગરમ પાણીની અંઘોળ, ગરમ પાણીના 'પેકિંગ,' લોહીમા વસેલાં દરદનુ ઝેર પસીના રૂપે શરીરમાથી બાહાર કાહડવા માટે પાણી એક અમુલ્ય સેવા બજાવે છે વળી ટરકીશ-બાથ પણ એવા દરદીના શરીરમાંથી એ દરદનુ ઝેર બાહાર કાહાડવાના એક ઇલાજ તરીકે ઘણુજ ઉપયોગી થઇ પડે છે.

## બીજું નવું વૈદુ ! ઓરગેનોથિરેપી.

એ હાઇડ્રોથિરેપી ઉપરાંત, આ ભયંકાર દરદને કાબુમા લેવા, ઓરગેનોથિરેપીની કેટલીક બનાવટોનો પણ કેટલાક તબિબોએ ઉપયોગ

કરી જોયો છે. નવા ઇલાજોમા એદ્રીનેલીનને પણ એ દરદ ઉપર અજમાવ્યું છે. થાઇરોઇડસ, પેરાથાઇરોડસ, ઓવરીસ, ઉપરાંત ગોળીઓના કસવાલી બનાવટોનો પણ ઉપયોગ થઇ ગયો છે. એ વિગેરે એવીજ બીજી બનાવટો સિફીલિસને મટાડવા માટે વાપરવામા આવે છે, પણ તે સઘલાનો ઉપયોગ ખચીત ધરમેલે કદીખી થઇ શકેજ નહી. કોઇખી દરદીએ પોતાના એવા દરદની સારવાર આ પુસ્તકમા લખેલા કે સુચવેલા ઇલાજો પોતાની ઉપર અજમાવવાથી નફા કરતા નુકસાંનની વધારે આશા રાખવી. તેનું કારણ ખુલ્લું છે. અને તે એજ, કે ભલા ભલા તબિબો એ દરદને નાબુદ કરવામા નિશફળ નિવડયા છે, ત્યાં સાદી સમજવાલો દરદી, તેમજ લાફબાજ રાજવૈદો ! અને નિમહકીમો ! એ દરદના ભેદને કેમ કરી પોંહચી શકવાના હતા ?

ડા૦ ફુવાગીર
D. H. P.



# પત્ર ૨૩ મું.



મહાંન્ધ.

**SEXUAL ERETHIAM**

પ્રિય મિત્ર—

હવસપરસ્તી એ મનની બગડેલી હાલતનુ એક સાધારણ પરીણામ છે. સંસારી જીંદગી ગુજારનારાં જયાં સુધી પોતાના મનની

વાસનાને હદમાં રહી પોતાનો સંસાર ગુજારે છે, ત્યાં સુધી તેમને માટે ફરીયાદ કરવા જેવું કાંઇ રેહતું નથી. પણ જ્યારે પુરૂષોમા તેમની કામ વાસના પાર વિનાની વધી જાય છે, ત્યારેજ પોતાના મન અને તન ઉપરનો સઘળો કાબુ તેઓના હાથમાથી છુટી જાય છે, અને પોતાના કામને સંતોષવા સિવાય તેમને બીજુ કાંઇબી કાંમ સુજ પડતું નથી. એવા પુરૂષો જાહેર પ્રજાનેજ માત્ર નહી, પણ સઘળે ઠેકાંણે જ્યાંબી તેઓ પોતાની હાજરી આપે છે, ત્યાં જોખમ ભરેલા થઇ પડે છે. બેશક એવાઓને તેમના મદના આવેશમાં એવો તો અંધાપો આવેલો હોય છે, કે તેઓ પોતાની ખરી હાલત ભુલી જઇ, 'મદાંન્ધ' થઇ ગયલા જેવા બને છે.

## જુદાં જુદાં મુલકોમાં કામનું પ્રમાણ.

પણ આ ચિતાર એક ખરાં હવસપરસ્તનો સમજવો. કામની વાસના ઇનસાન માત્રને હોવી જોઇયે, પણ તે હદમાં અને નિયમસર હોય, તોજ તે આરોગ્યરક્ષક કેહવાય છે. પ્રજા ઉતપતિ માટે કામ વાસના જુદાં જુદાં માનસોમાં જુદાં જુદાં પ્રમાણમાં હોય છે. કોઇમાં કામની લાગણી, કુદરતે મધ્યમસર સરજેલી હોય છે; કોઇ કોઇમાં તે વધારે પ્રમાણમાં ખિલેલી હોય. છે.

ઠંડી હવાવાલા તેમજ મધ્યમ પ્રકારની રૂતુવાલા મુલકોમાં વસ્તાં માનસોમાં તેમની કામ વાસના એટલી બધી ઉસકેરાયલી હોતી નથી. તેથી ઉલટી રીતે ગરમ દેશમા વસ્તાં માનસોમાં એવી લાગણીનો જોસ વધારે ખિલેલો હોય છે. દાખલા તરીકે અમેરીકાના વતનદારોમાં એ લાગણી મધ્યમ પ્રમાણમાં ખિલેલી હોય છે, અને મોટે ભાગે તે લોકો પોતાની મનોવાસનાને પોતાના કાબુમા ઘણીજ સારી રીતે રાખી શકે

છે. પણ કેટલાક છુટા છવાયાં દાખલાઓમા, ત્યાંના જવાન પુરૂશો એટલા તો ઉસંકેરાયલી હાલતમા જણાય છે, કે તેઓ પોતાની જીંદગીને કલંક લગાડી પોતાની ઇજ્જતનો નાશ કરે છે. એવા જવાનોની હાલત અને તેમની ચલન છુપી રેહતી નથી. જવાનીના ઉધરતા વખતમા ધંધા રોજગારમાં પડી, તેઓ જવાન સ્ત્રીઓના સમાગમમાં વારેઘડીએ આવતા હોવાથી, તેઓ પોતાના અંતરની ખરી હાલત અને ખરી હિલચાલ કદીબી છુપાવી શકતા નથી. બુટ બનાવનારા અને બુટ વેચનારાઓની નોકરીમા રેહલા કેટલાક જવાંનો, બાંનુઓના પગમા બુટ પેહડાવતાં પેહડાવતાં પોતાના મગજનુ સમતોલપણું ખોઇ બેઠેલા જણાયા હતા. † સ્ત્રીઓ કાંઇ એવી હાલતથી બચી ગયલી હોતી નથી. મિત્ર, તબિબી દફતરે એવા હવસપરસ્તોની હેવાનિયતભરી વર્તનુકની હકિકતના દાખલાઓની એવી રીતે નોધ લેવાયલી છે, કે તે વિશે આપણાથી કલપી પણ શકાતું નથી.

### ઘડપણમા લાગુ પડતી હવસપરસ્તી !

પણ જવાંનોમાજ આવી પિડાકારી જનમ પામે છે, એમ નથી. તબિબી દફતરે એવા પણ દાખલાઓ નોંધાયલા છે, કે જેમા વૃધ તેમજ અધોર ઉમરના પુરૂશો એ પિડાકારીનાં પેચમા સપડાયા હતા. ડાકટર ટેલર પોતાનો અનુભવ જણાવતાં લખે છે, કે પંચાવણ વરશની ઉંમરના ઘરડાઓ એવી કામવાસથી હેરાંન થતા તેણે અનુભવ્યા હતા, અને તે સઘલા ત્રીસ વરશના જવાન પુરૂશો જેવા કામ પરસ્ત માલમ પડયા હતા. આ જાતની પિડાકારીના ભોગ કાંઇ હલકી પંકતીના મરદોજ થઇ પડે છે એમ નથી. હવસપરસ્તીના ગુન્હાંમો બેશક વ્યભીચારીઓ થતા હશે, પણ

† Taylor, Sexual Disorders.

વિદ્વાંન તબિબ ટેલર એ બિમારી માટે જે લખે છે, તે તેનાજ બોલોમા નોંધી લેવા પ્રસંગોપાત થઇ પડશે.

"In the majority of these cases the subject of this trouble are educated, intellectual, moral and religious men, of exceeding sensitive nature, most of whom shrink in horror at the contemplation of their condition."

પુરૂશોની જનંન શક્તીની આવી રીતે બગડેલી હાલતના માથાં પરીણામ, તેમના તનની તેમજ મનની ભ્રષ્ટ થયલી ગતી અને મતી દેખાડનારી એક નિશાણી માત્ર છે

આવી ખસલતનો ધણી કાયદાની ચુંગાલમા સપડાવાની વરીક દરકાર કરતો નથી, કેમકે તેના મનની ઉસકેરાયલી હાલતમા તે પોતાને બિલકુલ ભુલી જાય છે. એવાઓ અગર જો લાંબો વખત સુધી સ્ત્રીથી પરહેજ રેહયા હોય, તો, યા તો જો દારૂનો ચાલુ ઉપયોગ કરતા હોય, તો તેઓનો કાંમ હદ વગરનો ઉસકેરાઇ જાય છે. એવા પુરૂશો ફક્ત વ્યભિચારમાજ દુનિયાનુ સઘળુ સુખ સમજે છે, અને એવાઓ સ્ત્રીઓને ફુસલાવી જવામા, તેમજ જનાકારી અને બળ જબરીમા મોજ મેલવે છે.

## એક કામાંધની કાંહણી.

પ્રખ્યાત જરમન તબિબ ક્રેફ્ત-એબિંગ, કાંમમા લીન થઇ પડેલા એક પુરૂશનો જાણવા જોગ દાખલો પ્રગટ કરે છે.

"કેસ નંબર ૧૧, * મી૦ કેરટેકર નામનો દરજી. ઉંમર વરશ ૫૩. પરણેલો. * * * મધ્યમ પ્રમાણમા દારૂ પીનારો. કામાતુર ખસલતનો, ૨૮ વરસ સુધી પોતાની પરણેતર સાથે રહી સંસાર વેહવારમા તેણીને તે ઘણોજ ત્રાસદાયક થઇ પડયો હતો. કામ પ્રસંગે તે ઘણોજ ઝનુની બની જતો, ધ્રુંજતો, અને સેવટે હાંફી જતો હતો. આ કારણે તે તેની

પરણેતરને એક મોઠી આફત સમાન થઇ પડયો હતો. તે બનતાં સુધી તેનાથી દુર રેહવા લાગી. એવા સંજોગો વચ્ચે, તેણે પોતાની પરણેતરની નિરદોશ બેહેન ઉપર એક દાહડો બલાતકાર કીધો, અને તે નિરદોશ છોકરી એક બાળકની માતા થઇ. ૧૮૭૩ ના સાલમા તે બંને જંનને પોતાને ઘેર લેઇ ગયો. હવે તેના ઘરમા બે સ્ત્રીઓ રેહતી થઇ. તેની સ્ત્રીએ આ બનાવ લેઇ ચલાવ્યો. જેમ જેમ વરશો વેહતાં ગયાં, તેમ તેમ તેનો હવસ વધતો ગયો, પણ તેની શક્તી ઓછી થતી ગઇ. * * * ૧૮૯૨ ના સાલમા એક વખત એક સ્ત્રી ઉપર, તેણે પીસ્ટોલ ફોડવાની ધમકી આપી તેના ઉપર બલાતકાર કરવાની તજવિજ કરી હતી† * * * *

આ શખ્સ પોતાની સારવાર દરમિયાન ઘણીજ સારી ચાલચલણુ અને શાંત સ્વભાવનો જણાતો હતો. તેણે પોતા ઉપર મુકાયલા સઘલા આરોપો કબુલ રાખ્યા, અને બચાવમા જણાવ્યું, કે તે સઘલા માટે લાઇલાજ હતો. તેની સ્ત્રી તેની તરફ બેદરકાર રેહવા લાગી, જેથી તેને આવા અપરાધો કરવાની ફરજ પડી હતી. તેના મનની હાલત સારી હતી, પણ નીતી કે વિવેક જેવુ તેનામા બિલકુલ કાંઇબી હતુ નહી.

## સ્ત્રી અને પુરૂશોમા કામવાસના કયારે વધે છે, અને કયારે ઘટે છે.

સઘલાં નિશકલંક અને તંનદોરસ્ત માનસોમા તેમની ઉમરના પ્રમાણમા, તેમના શરીરના બાંધા અને કદના પ્રમાણમા, તેમની જીંદગી ગુજારવાની રીતના પ્રમાણમા, તેમજ દુઃખ અને સુખના પ્રમાણમા તેમના પ્યારના ઉમલકા વધે છે તેમજ ઘટે છે. એ પ્યારના ઉમલકા, (sexual desire) જવાંની શરૂ થયા પછી વધવા માંડે છે, અને જયારે જવાંની પુરેપુરી ખિલી રેહ છે, ત્યારે તે પણ સંપુર્ણતાની ટોચ ઉપર જઇ પુગે છે. વીસથી ચાલીસ વરશ સુધી કાંમના ઉમલકા પુર જોશમા

† Psychopathia Sexwalis, By Krafft Ebbing.

ઉછળી રેહ છે, અને ત્યાર પછી તે ધીમે ધીમે ઘટવા શરૂ થાય છે. પરણી જીંદગીવાલાંઓમા કાંમશકતી જલવાઇ રેહ છે. વ્યભીચારીઓનો કાંમ ભડકેલોજ રેહ છે, અને તેમની વાસના વધતીજ જાય છે.

### સ્ત્રીની કામવાસના! તેના ઘટવા-વધવાનો વખત.

પુરૂશોના જેહલો કામ સ્ત્રીઓમા હોતો નથી. કેટલીક સ્ત્રીઓ પુરૂશો તરફ કેવળ બેદરકાર હોય છે. તોપણ સ્ત્રીઓમાં જ્યારે કામ સાધારણ પ્રકારની નિયમીત હદ કુદાવી જાય છે, ત્યારે કોઇબી સ્ત્રીની તેવી હાલત તરફ તબિબોને શકની નજરે જોવુ પડે છે, કેમ કે કાંઇક દુખ યા દરદની નિશાણી દેખાડનારૂ તે એક ચિન્હ હોય છે.

જેઓ મોટાં શેહરમાં વસતાં હોય છે, અને જેઓ ફરવા-હરવામાં અને જાત જાતની મોજમાં પોતાનો વખત પસાર કરતાં હોય છે, તેઓમા ગાંમડામા વસનારાંઓ કરતાં કાંમ વધારે ખિલેલો હોય છે. ખાન-પાન, અને મોજીલી જીંદગી, અરડાઇને જીંદગીના દિવસો ગાળવાની રીત, માસના તરેહવાર ભોજનો, અને તે હજમ કરવા માટે જાતજાતના 'સ્પીરીટ,' અને મસાલેદાર પકવાનો, એ સઘલા કામવાસનાને ખિલવવામા મોટી મદદ કરે છે. સ્ત્રીઓમાં માસીક માંદગી પુરી થયા પછી, કામવાસના, હંમેશાં વધારે રેહ છે.

### ખહી તેમજ બીજાં દરદોવાલી સ્ત્રીઓનો કામ!

ખહીના રોગથી પિડાતી સ્ત્રીઓની હાલત ખરેજ દયાજનક હોય છે, એવી નોધ તબિબોએ લીધી છે. ખહીવાલી સ્ત્રીઓમા કામ હંમેશાં પ્રગટેલો રેહ છે! ખહીના છેલ્લા તબક્કા દરમિયાન પણ દરદી સ્ત્રી કાંમના ઉમલકા અનુભવતી કેહવાય છે.

જનાંનં શરીર ઉપર ખરજ, યા કીડ લાગુ પડયાથી, પણ કાંમ

પ્રગટવા માડે છે. તેમજ ચોક્કસ વસ્તુઓ સ્ત્રીને ખવાડયાથી તેમની અંદર કાંમનો જોશ ઘણોજ વધવાનો મોટો સંભવ રેહ છે.

## સ્ત્રીઓની જવાંની ઉતરવાનો વખત.

**Climactric Period.**

જયારે સ્ત્રીની જવાંની ઉતરવાનો વખત શરૂ, થાય છે, ત્યારે પણ કામનો જોશ પ્રગટી નિકલવાનો સંભવ રેહ છે, પણ જરમન તબિબ 'ફીશ' એ વાત કબુલ કરતો નથી.

## તવારીખમા નોંધાયલી કાંમાન્ધ સ્ત્રીઓ.

આ હિનપસ્તીભરી પિડાકારી તબિબોના અભિપરાય પ્રમાણે આધે ઉતરતી આવે છે. એવી અધમ સ્ત્રીઓ કાંઇ આજના જમાનામાજ જનમ પામતી નથી, પણ તવારીખમા એવી ખુબસુરત બલાઓ અનેક નોંધાઇ ગઇ છે. રોમન શાહનશાહતમા શાહી દરજ્જો ધરાવતી સ્ત્રી મેસલીના એવી એક સ્ત્રી તરીકે તવારીખમા નોંધાઇ ગયલી છે. પણ મેસલીના એકલીજ એવી અધમ સ્ત્રી નહી હતી. રોમની તવારીખમા બીજી એવીજ સ્ત્રીઓના અનેક નામ નોંધાયલાં છે, જેમા એગ્રીપીના, લિવીયા, મેલાનિયા અને પપીયા નામની સ્ત્રીઓ પણ નોંધાઇ ગઇ છે. વલી રોમની તવારીખમા કામાતુર સ્ત્રીઓના પરાક્રમોની નોંધ લેવાઇ છે, જેમા સેટર્ન અને પ્રાયપુસના મંદીરમા થતા ઉતસવ પ્રસંગે, એ અધમ સ્ત્રીઓએ ભજવેલા ભાગ માટે નોંધ લેવાઇ છે. †

પ્રખ્યાત લેખક લંમબ્રોસોએ આ ભયંકાર પિડાકારીમા સપડાયલી કમનસીબ સ્ત્રીઓની લીધેલી નોંધ એ પિડાકારીનો આપણને કાંઇક ખ્યાલ આપે છે. એવી સ્ત્રીઓના દાખલા આપતા તે જણાવે છે કે: "એક

† Sexual Life of Woman By Wisch

એવીજ સ્ત્રી પોતાના ખાવિંદના નોકર સાથ નિકલી ગઇ હતી; બીજી એક સ્ત્રી એવી તો મદઆન્ધ થઇ હતી, કે 'ટેકસાસ' શેહેરમા વસ્તા સઘલા જાણીતા લફંગા તાલીમબાંજો તેણીના આશક હતા; એવીજ પિડાકારીથી રીબતી એક બીજી સ્ત્રી, ગામડાના સઘલા ભરવાડોના હાથમાં જઇ પડી હતી; અને એક આબરૂદાર ખાવિંદની પરણેતર, પોતાના ધણીને છોડી, વેશ્યાપણુ કરવા નિકલી ગઈ હતી. એક બીજી સ્ત્રી, જે કેળવાયલી અને ઘણી ચંચળ હતી, તેણીએ પોતાના મદઆંન્ધપણામા એક કડીઆ બેગારી ઉપર નામોસીભરેલા પ્રેમ પત્રો લખી, તેને વસ થઇ હતી. બીજા અસંખ્ય દાખલાઓમા, એક જાણુવા જોગ દાખલો લંબોસો આપે છે, કે એક અતી ઘણુ ધારમીક વરીનવાલી વિધવા સ્ત્રી, જે પોતાની ટેબલના ખાનામા હંમેશાં ભકતીભાવ અને બંદગી કરવાના પુસ્તકો રાખતી હતી, તે સ્ત્રી તેજ ટેબલના તેજ ખાનામાં, તેજ પુસ્તકોની પડોસમા બિબીત્સ લખાણોવાલી ચોપડીઓ, અને ચોક્સ દવાની કેટલીક બનાવટો રાખતી હતી, અને તે દવાની મદદથી ઘણાક મરદોને રીજવી તે પોતે પણ રીજતી હતી.†

આવી રીતે સ્ત્રી-પુરૂશોના કામ ભડકી ઉઠ્યાનુ મુળ કારણ હિસ્ટીરિયાની પિડાકારીમા, યા તો જ્ઞાંનતંતુની એકાદ બિમારીમા છુપાયલુ હોય છે. એ પિડાકારીમા સપડાયલાં દરદીએ, પોતાના દુખનુ ખરૂ કારણ શોધી કાહાડવા માટે, કોઇ કામેલ તબિબની મદદ લેવી ઘટે છે.

## કાંમાન્ધવાલી બિમારીના ઇલાજો.

બેશક આ એક ભયંકાર બિમારી છે. એવા દરદીઓ અમુક સંજોગ વચ્ચે, કાયદાના સપાટામાં સપડાય છે. આ બિમારીની સારવાર

† E. Heinrich Kishch, M. D.

માટે ઘરગટુ ઇલાજો સુચવવા માટે એટલુંજ કહી શકાય, કે શરૂઆતમાજ અમર જો પાર્ક ડેવીસની કેટલીક દવાઓનો ઉપયોગ કીધો હોય, તો તે કારગત લાગે છે. ક્લોરેટોન, ખાસ કરીને ઉશ્કેરાયલા કામને ઠંડો પાડે છે, તેમજ એજ કંપનીની બનાવેલી બ્રોમાઇડ કમપાંઉન્ડ ઇલીકસીર પણ એવી બિમારીમા વાપરી શકાય છે. એ બંને દવા વાપરવાની રીત દવાની બાતલી ઉપર જણાવેલી હોય છે. એ ઉપરાંત કેમ્ફર, કેમ્ફર-મોનો બ્રોમાઇડ, હાયોસાયમીન, હાઇડ્રોબ્રોમાઇદ, લુપ્યુલીન, વિગેરે ઘણીક બીજી દવાઓનો ઉપયોગ તબિબો અસરકારક રીતે કરે છે.

દવા-દારૂના ઇલાજો ઉપરાંત, દરદીને ખુલ્લી હવામા ફરવા હરવાની, ઠડા પાણી વડે અંઘોળ કરવાની, અને બને તો હવા ફેરફાર કરવાની ભલામણ પણ થઇ શકે છે. બીજા ઉપાયો દરદીના તબિબની મુનસફી ઉપર છોડવા, કેમકે એ દરદનુ મુળ કારણ કયાં છુપાઇ રેહલું હોય છે, તે તેઓજ શોધી કાહડી તેના શાસ્ત્રયુકત ઈલાજો કરી, દરદીને સાજો કરવામાં તેઓ ફતેહમંદ નિવડે છે.

લા૦ દુવાગીર,

D. H. P.



# પત્ર ૨૪ મું.

---

## કાંમ-અંગન ?

## PRIAPISM.

**Painful Erection of the Penis.**

મ્હારા માનવંત મિત્ર—

પુરૂશની ધાતુને લગતાં દુખ દરદો વિશે કાંઇક ઉપર ટપકેથી લખયા પછી, હવે પુરૂશના ગુપ્ત બદનને લાગુ પડતા. વિચીત્ર દરદનો ખ્યાલ હું વાંચકો રૂબરૂ રજુ કરવા ધારૂ છું. મદમા લીન થયલા પુરૂશો પોતાનુ સર્વ સુખ સ્ત્રી સંગમા સમજી, મોજીલી જીંદગી ગુજારવામાં આ અને ભવિશની દુનિયામા પોતાનુ સ્વર્ગ સમજી વરતે છે. પણ એવા પરભોગી પુરૂશોને કોઇ વખતે આ પત્રને મથાલે લખેલી પિડાકારી જ્યારે લાગુ પડે છે, ત્યારેજ તેઓ પોતાના હવસના પરીણામનો ખરો ચિતાર અનુભવી, પોતાનો છુટકો કરવા માટે અંતે તેઓને કોઇકવાર પોતાની જીંદગીનો ભોગ આપવો પડે છે. મિત્ર, પોતાની જીંદગીનો ભોગ આપવાની ઓવઓને જો કે ફરજ પડે છે ખરી, પણ તે ભોગ આપવાની ફરજ પડે તે આગમજ તો તેઓને લાગુ પડેલી પિડાકારીને લીધે તેઓને લોકોની નામોસી અને હિનપસ્તીમા એવું તો આવી પડવું પડે છે, કે મરવામાંજ તેઓ પોતાનું સાર્થક સમાયલું જોઇ લીયે છે.

### કામ અગન ! તે પીછાનવાની રીત અને તેના કારણ.

આ પિડાકારીને ઇંગ્રેજી તબિબો 'પ્રાયપિઝમ' ને નામે ઓળખાવે છે. એ પિડાકારીને ઓળખવા માટે ગુજરાતી ભાશામા કોઇબી ખાસ

શબ્દ હોય એમ જણાતું નથી, છતાં હિન્દી ભાશામા એ પિડાકારી 'કામ-અગન'ને નામે શબ્દકોશમા જણાવેલી છે. એ પિડાકારીનુ વર્ણન ટુંકમા દર્શાવી શકાય એમ છે.

પુરૂશની ઇંન્દ્રી ઉપર તેની કામવાસનાની અસર થતાંજ તે ઉસકેરાઇ સતેજ બને છે. એક તંદોરસ્ત પુરૂશના બાબમા એ વિશે કાંઇબી ફરીયાદ કરવાનુ કારણ મલતું નથી, કેમકે તેનો કામભાવ સંતોશ પામતાંજ તેની ઇંન્દ્રી પોતાની શાંત હાલત અખત્યાર કરે છે. પણ 'પ્રાયપિઝમ'ની બિમારીમા તેથી ઉલટુંજ બને છે. પુરૂશને કાંઈક રોગીષ્ટ કારણને લીધે જ્યારે એ બિમારી લાગુ પડે છે, ત્યારે તેવા દરદીનો કામભાવ સંતોશ પામવા છતાં, તેની ઇંન્દ્રી પાછી શાંત હાલતમાં આવતી નથી. જ્યારે ઇન્દ્રીની એવી હાલત થાય છે, ત્યારે કોઇવાર તે લાંબો વખત સુધી ઘણીજ કઠણ બની જાય છે, અને કોઇવાર તો દિવસો સુધી અને બાજે વખત તો અઠવાડીયાં તુલીક, તે તેવીજ હાલતમા રેહ છે. ઇન્દ્રીની એવી હાલત દરમિયાન દરદીને સેહજબી કામવાસના થતી નથી, બલકે તેને અનેક જાતની વેદના થવા માંડે છે. દાખલા તરીકે દરદીની ઇન્દ્રીમાં દુખાવો થવા માંડે છે, તે જડ બની જઇ કઠીણ થઇ જાય છે, દરદીને કામવાસનાનું સેહજબી ધ્યાંન રેહતું નથી, અને કેમે કરી તેની હાલત સુધરતી નથી. એવી દુખદાયક હાલતને ખરૂં 'પ્રાયપિઝમ' કહે છે.

આવી કિસમની બિમારીના એક કારણ લેખે, બરડાની કરોડને થયેલી કાંઇક ઇજાને ગણાવવામા આવે છે. ઘણીકવાર આવી જાતની બિમારી પુરૂશની ધાતની-કોથળી (સેમિનલ-વેસિકલ) ની હાલતમાં થયલા કાંઇક રોગીષ્ટ ફેરફારોને લીધે થવા પામે છે. †

† જુવો ચિત્રયુકત ખુલાસા માટે મારૂ આગલું પુસ્તક પુરૂશ-શાસ્ત્ર, પત્ર ૨૦ મું

## પુરૂશની કામવાસના વધારવાના તેમસ ઘટાડવાના ઈલાજ.

કામવાસનાની નિયમિત (*normal) હાલત જ્યારે બગડે છે, ત્યારેજ તેની આવી અનિયમીત (abnormal) હાલત થઈ પડે છે, એ ધ્યાંનમા રાખવું ઘટે છે. ઓછી અને વધતી કામવાસના, આદમીની ઉમર, તેની જાત, અને તેની જીંદગી ગુજારવાની રીતભાત ઉપર આધાર રાખે છે. વલી પુરૂશની નિયમીત કામવાસના ચોકસ સંજોગ વચ્ચે જેમ વધી શકે છે, તેમ તે ઘટી પણ શકે છે. દાખલા તરીકે સંસારથી લાંબો વખત સુધી પરહેજ રેહવાથી, કામવાસના વધી શકે છે. વલી કેટલીક જાતના પ્યાર ઉસકેરનારા ઇલાજો, અમલમા મુકવાથીએ કામવાસના વધી શકે છે. આ છેલ્લા ઇલાજથી વધી પડેલી કામવાસના અનિયમીત ગણાય છે. વલી મનના લંપટબાજ તરંગો, અને તેવા તરંગોને ઉસકેરનારાં કારણોને લીધે, પણ પુરૂશોની એવી હાલત થઈ પડે છે. ખરી વાત છે, કે આવી કિસમની કામીક હાલત જેમ પુરૂશોની તેમજ સ્ત્રીઓની પણ થઈ પડે છે, પણ ધ્યાંન રાખવું, કે સ્ત્રીઓ કરતાં પુરૂશો ઘણા મોટા પ્રમાણમા તેના ભોગ થઈ પડે છે.

પુરૂશની ઈન્દ્રીની આવી હાલતને 'પ્રાયપિઝમ' કેહવામા આવે છે. પણ ધ્યાંન રાખવું, કે ઘણીક વાર પુરૂશની એવી હાલત, જ્યારે લાંબો વખત રેહતી નથી, અને જ્યારે તે સેહજ વખતમા પાછી સુધરી જાય છે, ત્યારે દરદીને ફરીઆદ કરવાની ઝાજી જરૂર રેહતી નથી. ખરી ફરીઆદ તો ત્યારેજ દરદીને કરવી પડે છે, કે જ્યારે એ ફરીયાદ લાંબો વખત સુધી ચાલુ રેહ છે.

## નાહના છોકરાઓમા કાંમ-અગન.

૧. પણ આવી હાલત કોઈ વાર નાહના છોકરાઓની પણ થઈ

પડે છે. વાંચક સવાલ કરશે, કે નિરદોશ બાળકો શું કામાતુર બને છે, કે જેથી તેમની હાલત મોટા પુરૂશોના જેવી હાલત થઇ પડે છે. ? પણ બાળકોની એવી હાલત જુદાંજ કારણોથી થાય છે. ઘણીક વાર બાળકોની ઇન્દ્રી ઉપરની ચાંમડી (પ્રેપ્યુસ) લાંબી અને ટંગ હોવાને લીધે, યા તો પિસાબના પુક્કામા નાહની જેવી પથરી હોવાને લીધે, અથવા તો ચક્રામા કરમનો ઉપદ્રવ થવાને લીધે. નાહના છોકરાઓની આવી હાલત થઇ પડે છે, એ જાણવા જોગ છે.

### પુરૂશોમા કામ–અગન લાગુ પડવાના કારણો.

૨ પુરૂશોમા કામ–અગન (જેને હવે આપણ પ્રાયપિઝમને નામે ઓલખ્યે છીયે,) તેમની પિસાબના પુક્કામાં પત્થરી પાકવાથી પણ થાય છે. તેમજ ' મુત્ર માર્ગ ' (યુરીથ્રા) નો પાછલો ભાગ, જે 'પ્રોસ્ટેટિક–યુરિથ્રાને નામે જણાયલો છે, તે જગ્યામાથી જ્યારે પત્થરી બાઝે છે, ત્યારે પણ ઇંન્દ્રીની એવી હાલત થઇ પડે છે. એ વિગેરે યુરિથ્રાની અનેક રીતે બગડેલી હાલતથી પુરૂશોને એ પિડાકારી લાગુ પડવાનો મોટો સંભવ રેહ છે. આ પત્થરી કયાં બાઝી છે, તે જગ્યા શોધી કાહડવાનુ કામ એક કુશળ તબિબ સેહલથી કરી શકે છે. એકવાર પત્થરી કયાં અને કઇ જગ્યાએ છે, તે નક્કી થયા પછી, એ કેસ એક કાબેલ સરજ્યનના હાથમા મુકયા વગર તેનો ઈલાજ થઇ શકતો નથી.

૩. વલી આવી પિડાકારીનુ એક બીજુ કારણ દરદીને લાગુ પડેલી ગોનોરિયાની બિમારી પણ હોય છે. એવા દરદીને ઘણીકવાર મોટે ભાગે એવી ફરીયાદ રાતનેજ સમે ઘણીક વાર કરવી પડે છે.

૪. વલી કોઇકવાર વિશયી પુરૂશો; પોતાની મરદી વધારવા, યા તો રંગવિલાસ નિભાવવા 'કેનથરાઇડીસ'ને નામે જણાયલી દવાનો,

પોતાની કમસમજને લીધે ઉપયોગ કીધાથી પ્રાયપિઝમના ભોગ થઇ પડે છે.

૫. એ ઉપરાંત, બરફના કાંઠાને, તેમજ મગજના અમુક ભાગને, અથવા તો પુરૂષની ગોળી અને તેના સફરાની વચ્ચે આવેલી જગ્યા જે 'પેરીનીયમ' ને નામે ઓલખાય છે, તેને કોઇક રીતે માર પડયાથી, યા ઇજા થયાથીબી પ્રાયપિઝમની બિમારી લાગુ પડે છે.

૬. એ સઘલા કારણ ઉપરાંત એ બિમારી દારૂડીઆઓને, તેમજ વ્યભિચારીઓને પણ લાગુ પડે છે.

એ સઘલાં કારણોને અંગે લાગુ પડેલું પ્રાયપિઝમ, શસ્ત્ર-યુકતના તેમજ દવા-દારૂના ઇલાજો કીધાથી સાજા થઇ શકે છે, પરંતુ પાંચમા અંકમા દાખવેલા કારણોથી લાગુ પડેલી એ બિમારી ઘણી જબુન પ્રકારની હોય છે, અને ઘણીકવાર તે પ્રાણઘાતક થઇ પડે છે.

લા૦ દુવાગીર,

D. H. P.



# પત્ર ૨૫ મું.

—:o:—

## SOME SEXUAL PROBLEMS OF TO-DAY.

## સંસારમાં વાગતાં સાત નફ્ફોદનાં નગારાં!

માશા મુરબ્બી મિત્ર—

આ પત્રમાં સમાયલી બાબદ જરા ધ્યાનથી વાંચવાની હું આપને વિનંતી કરૂં છું. તે વાંચ્યા પછી અગર જો આપને તે વાજબી લાગે, તો તે વિશે જેઓ પોતાના સંસારમાં નફ્ફોદના નગારાં વગાડવા માટે દોશીત ઠડતા હોય, તેમને આપ ઠપકાને પાત્ર ગણવાનો વિચાર કરશો, એવી મને આશા છે.

### નફ્ફોદનું નગારૂં! નંબર ૧ લું.

આ દાખલો જો કે આપને અજબ જેવો લાગશે, પણ તે નવાઇ જેવો તો નથીજ. એક વિદવાંન તબિબ પોતાનો અનુભવ જણાવતાં, ઓરત ઉપર તેમના ધણીના અવિચારીપણા અને હેવાનિયતભરી ખાસિયતને માટે બોલતાં કેહ છે કે: "એક સ્ત્રી પોતાના ચેહરા ઉપર લાગુ પડેલાં એક જાતના દરદ (જેને તબિબો Lupus કહે છે, તે) ની સારવાર કરાવવા તેની પાસે આવી હતી. તે દરદની હકિકત કેહતાં તેણીએ જણાવ્યું, કે તેણીની ઉંમર ૪૨) વરસની હતી, અને તે ૨૨ છોકરાની માતા હતી. એ ૨૨) છોકરામાંથી તેણીનાં ૮ છોકરાં જીવતાં હતાં, ૭) મરી ગયાં હતાં, અને ૭) છોકરાં તેણીએ અધુરે માસે જણ્યાં હતાં. ૧૬) વરસની ઉમરે તે પરણી હતી, એટલે તેણીનાં લગનને ૨૬) વરસ થયાં હતાં.

હવે આ ૧૬ વરસની સ્ત્રી, પરણ્યા પછી ૨૬ વરસના અરસામાં ૨૨ છોકરાની માતા થઇ હતી, એ ખ્યાલ કેવો ભયંકર લાગે છે, તેનો વિચાર કરવો ઘટે છે. આ સ્ત્રીનો ધણી કેવો હેવાનિયતભરી ખાસિયતનો હશે, કે તેણે પોતાંની પરણેતરની જીંદગીનો, તેમજ પોતાના બચ્ચાં અને પોતાનાં સંસારનો સેહજબી વિચાર કીધા વગર, પોતાની હેવાનિયતભરી ખાસિયતને પંપાળી, પોતાની સ્ત્રીની જીંદગીની સેહજબી પરવા કીધી નહી ! ખરૂં જોતાં તો આ અવિચારી ખાવિંદે પોતાની સ્ત્રીને પોતાના ફરજંન્દને ઉધારવા–ઉછેરવાનો સેહજબી વખત આપ્યો નહી હતો.

આ ધણીનું ઘાતકીપણું પાર વગરનું હતુ. જો કે એવા દાખલા આપણા દેશમા અસાધારણ બનતા નથી, પણ કોઇક વાર એવા બનાવો બનતા જણાયલા છે. ઘણાંક પુરૂષો, સ્ત્રીજાત બચ્ચાં જનવાનુ એક યંત્ર માત્ર છે, એમ સમજી લગનના ગાંઠથી જોડાઇ, લગનના હકનો આવો ગેરઉપયોગ કરે છે. દર સાલ સ્ત્રી એક એક બાળકનો જો જનમ આપતી રેહ, તો તેણીને જંપીને જીવવાનો વટીક વખત જવલેજ મલી શકે ! ગરીબ બિચારી સ્ત્રીજાત ! મિત્ર, ખ્યાલ કરો કે ગર્ભમાં બાળક, હાથ માહેલાં બાળકને ઉછેરવું, તેની સારવાર કરવી, અને તેને ધવડાવી ઉધારવું, એ સઘલી ફરજો બજાવવા ઉપરાંત ઘરના કામકાજની વેઠ, અને તે ઉપરાંત રાંધણીની રાંણી બની ધણીનો સંસાર નિભાવવો, એ સઘલું એકલે હાથે એક સ્ત્રી કેમ કરી શકે ? એ એક સવાલ થઇ પડે છે.

અને અજબ જેવું તો એ છે, કે પોતાની સ્ત્રીની આવી હાલત જાણ્યાં છતાં, અને તેણીની નબળી તબિયતને લીધે, તે વધુ વખત જીવી

શકશે નહી, એમ ઘણીક વાર ડાકટરોએ તેણીના ખાવિંદને કેહ્યા છતાં, તેણીના પતીના ભેજાંમા ડાકટરની શીખામણ જરાખી અસર કરતી નથી, અને અંતે તે ધણી પોતાના સંસારના નખ્ખોદનુ નગારૂ પોતાને હાથેજ વગાડે છે! તેની સ્ત્રી કવખતે મરણ પામે છે, અને પછીઃ—

પછી થોડાક માસમા, તે ફરીથી પરણવા નિકળે છે!

## નખ્ખોદનું નગારૂં! નંબર ૨ જું.

મિત્ર, આ કાંઇ નવાઇની વાત છે, એમ માનવા તમો પોતે ના પાડશો, એમ હુ માનુ છું.

એક રૂપાળી, સદગુણી, અને સમજુ જોબનવંતી સ્ત્રી સાથ એક તન્દરોસ્ત જવાન પરણે છે. પરણ્યા પછી બે યા ત્રણ કે ચાર અઠવાડીયામાં, તે રૂપાળી સ્ત્રી કાંઈક પિડાકારીથી પિડાવા માંડે છે, અને કોઇક વખત તો દરદના પ્રમાણમાં કાંઈક વાઢાડ કાપ કરવાની પણ તણીઅને ફરજ પડે છે. આ વાઢાડ કાપ કીધા પછી તે રૂપાળી સ્ત્રી પોતાનુ આગલું જોબન અને જવાનીનો બાહાર ખોઇ દીયે છે, અને વધારે જાણવા જોગ તો એ બને છે, કે એ વાઢાડ કાપ કીધા પછી, ઘણીક વાર તે સદાની વાંઝણી બને છે. એમ જો નથી બનતું, અને જો વાઢાડ કાપ કરવામાં આવતુ નથી, તોપણ જવલેજ તે પોતાની જીંદગી સુખી ગુજારે છે! કેમકે તે એક એવી પિડાકારી ભોગવતી રેહે છે, કે એકબી દિવસ તે જવલેજ સાજી ફરે છે. અને જો કમનસીબે એવા સંજોગ વચ્ચે તે એકાદ બાળકની માતા બને છે, તો તે બાળક બદરૂપું, કદરૂપું, આંધળું યા તો એકાદ એવી ખોડખાપણ, યા તો દુખ દરદથી પિડાતુ તે જનમે છે, કે જેનું વિગતવાર બયાન આ પુસ્તકના આગલા સફાઓમા પુરતું કીધું

છે. મિત્ર, આપને ફરી ફરી કેહવાની જરૂર નથી, કે એવું બાળક એક 'સિફીલીટિક' બાપના દરદના ચેપનો ભોગ થઇ પડેલું હોય છે. ખરૂં જોતાં તો આવા ગંભીર પ્રકારના રોગથી પિડાતા પુરૂશને, એક તંન્દરોસ્ત અને સદગુણી સ્ત્રી સાથ પરણવાનો કાંઇબી હક હોતોજ નથી. અગર જો કોઈ એવો પુરૂશ જાણી જુજી એકાદ સદગુણી તંન્દરોસ્ત બાંધાવાલી સ્ત્રીને પરણી તેણીની જીંદગીની ખરાબી કરે, તો તેવા દુરાચારીને સખતમા સખત સજા કાયદાની અદાલતમા થવી ઘટે છે.

કેટલાક હવસપરસ્ત ખાવિંદો, જેઓ એ કાતીલ દરદથી હેરાન થતા હોય છે, તેઓ જ્યારે પોતાની નિરદોશ સ્ત્રીઓને એ રોગનો ચેપ લાગુ પાડે છે, ત્યારે ખરી બીનાથી તેઓ તેણીને જાણીતી કરતા નથી, તેમજ કોઇ બાહોશ તબિબની સલાહ પણ તેણીને લેવા દેતા નથી, યા તેની દવાઇ કરવા દેતા નથી, કેમકે તેવા કુશલ ડાકટરો તેમના ખાવિંદોની ખરી એબ જાહેર કરે છે. એ સબબને લીધે તેઓ તેણીને દરદના ખરાં કારણથી અજાણીજ રાખે છે, અને ઊંટવૈદોની યા તો ભલતી ભાડુતી દવાઇઓના ઇલાજ ચાલુ કરાવી તેમની જીંદગીની ખુવારી કરે છે.

## નફ્ખોરાનું નગારૂં । નંબર ૩ જું.

મિત્ર, આ ત્રીજું નફ્ખોરાનું નગારૂં આગલાં બે કરતાં વધારે ધ્યાન ખેંચનારૂ છે. હું તેની ટુંકમાંજ નોંધ લેવા ધારૂ છુ. કેટલીક વાર એવું બને છે, કે લગનના બજારમા પરણવા નિકળેલા પુરૂશો, પરણવા આગમજ પોતાની મરદી ખોઇ બેસેલા હોય છે. કોઇ પુરેપુરા નપુંસક હોય છે, તો કોઇક પોતાની મરદી થોડી ઘણી ખોઇ નિર્બળ બની ગયલાં હોય છે. એવા સંજોગ વચ્ચે એવા નપુંસક ધણીની ધણી-આણીની કમનસીબીનો, તેમજ તેણીના સંસારની સ્થીતીનો ખરો

ખ્યાલ કરવો કેટલો મુસ્કીલ થઇ પડે છે ? એક નામરદ ખાવિંદ સાથ પરણી તેની સ્ત્રી કેવી રીતે સુખી થઇ શકે ? ખરૂં જોતાં તો તેણીના આખ્ખા ભવની ખરાબી થાય છે, અને તે ખરાબી કરનાર તેણીનો ખાવિંદ પોતે હોય છે !

એવા ધણીની સ્ત્રી, પોતાના ધણીની ખરી હાલત અને પોતાની કમનસીબીની કાંહાણી કોઇને કેહી શકતી નથી, અને તે પોતાના મનમા મુઝાઇ અંતે પોતાને મારગે લાગે છે !

આવી સ્ત્રીઓ બેમાથી એક હાલતે પુગે છે. યા તો તે અનિ-તીને રસ્તે ઉતરી પડી પોતાના ધણી તરફ બેવફા નિવડે છે, યા તો પોતાની તંન્દરોસ્તી અને તબિયતના બાબમા તેણીને અનેક પિડાકારી વેઠવી પડે છે. માથાનો દુખારો, ગળાંનું સુકાઇ જવું, બેચેની, રાતની નિંદ્રાનુ ઉડી જવું, અને પિડુમા સંતાન-બિજ-સ્થાંનવાલા ભાગોમા દુખારો થવો, વિગેરે પિડાકારી તેણીને ચાલુ વેઠવી પડે છે. એ ઉપરાંત શરીરમા લોહીનુ સુકાઇ જવું (અનિમીયા), ચેહરાનુ ફીકકુ પડી જવું, આંખોની હેઠલ કાળાં ચકરડાં પડવાં, અને જવાંનીના બાહારમા કરમાઇ જઇ કવખતના ઘડપણનુ લાગુ પડવું, એ સઘલુ તે કમનસીબ સ્ત્રીને વેઠવું પડે છે.

આ કમનસીબીની કાંહાણી, એક ભલી સદગુણી સ્ત્રી પોતાના ધણીને વટીક કેહતાં શરમાય છે. પોતાના તબિબને વટીક કેહતાં તે લજવાય છે. ઘણીકવાર તો અજ્ઞાન સ્ત્રીઓ ઉપલી પિડાકારી શા કારણે પોતાને લાગુ પડી છે, તેના કારણ વટીક તે જાણતી નથી, અને ખરાં કારણનો ઇલાજ કરવા બદલ, દવાઇના શીસાઓ ડાકટરને ત્યાથી લાવી, તે ચાલુ પીધતી રેહ છે.

આવી સ્થીતીમા આવી પડેલી કમનસીબ સ્ત્રીઓનો છુટકો, ધણીનુ નપુશકપણુ સાબેત કીધાથી કાયદાની અદાલતમાં 'છુટા છેડા'થી થઇ શકે છે. પણ તેવો છુટકોબી અમુક સંજોગ વચેજ થાય છે. કેમકે પુરૂશ નપુશક હોવાને લીધે સ્ત્રીને ત્યારેજ 'છુટા છેડા' મલે છે, કે જ્યારે લગનના ગાંઠથી જોડાવાની આગમજ, તે ધણી નપુશક હતો, અને પરણ્યા પછી લગનના હક તે ભોગવી શકતો નથી, એવું સાબેત થાય.

બીજા હાથ ઉપર એવા પુરૂશો તરફથી કાયદાની અદાલતમા એવો મુદદો રજુ થાય છે, કે તેવો પુરૂશ પરણ્યો ત્યારે મરદીમા હતો, પણ તે પુરે પુરો નપુશક ન હતો, કેમકે તે મોટી ઉંમરે પરણ્યો હતો, અને તેથી તેણે પોતાની પરણુવા આગમજની જીંદગી એશઆરામ, અને ખાનપાન સાથ વ્યભીચારમા ગુજારેલી હોવાને લીધે, તે પરણ્યો ત્યારે થોડો ઘણો નબલો પડી ગયલો હતો, અને પરણ્યા પછી, તે પુરેપુરો નપુશક બની ગયો! મિત્ર, આ એક કાયદા સંબંધી સવાલ છે, જેની ઉપર મુજાહેમત કરવાની આ જગ્યા નથી, પરંતુ આ બે માહેલા કોઇબી સંજોગ વચે સ્ત્રીના સુખની ધુલધાની થાય છે, અને તેણીના ભવિશનુ નફ્ફોદવાલનાર તેણીનો ધણીજ થઇ પડે છે.

## નફ્ફોદનું નગારૂં! નંબર ૪ હું.

સુગ્ન મિત્ર, આ ચોઠી પ્રકારનો કલંક જે પુરૂશોને કપાલે ચોંટે છે, તે કાંઇ આપથી છુપો નથી. એ વિશે ઘણીક વાર સંસાર મંડલમાં, તેમજ જાહેર છાપાંમા ચરચા ચાલેલી આપે અનુભવી હશે.

જેમ એક હાથ ઉપર પુરૂશો પોતાને મનપસંદ સ્ત્રીઓને પસંદ કરી લગનના ગાંઠથી જોડાવાની માગણી કરી, તેઓના દીલજીતી લેઇ પરણે છે, અને તેઓ પોતાની પરણેતરને સુખી કરી પોતાની પવિત્ર

ફરજ બજાવે છે, તેમ બીજા હાથ ઉપર કેટલાક ગેવાળી પાપી હઇ-ડાંના બગલ્યાંની પુરૂશો હોય છે, કે જેઓ કોઇ નિરદોશ જવાંન ખુબસુરત સ્ત્રીઓની સાથ ઓળખાણ પાડી રફતે રફતે તેઓના દીલ મીઠી મીઠી વાતોથી છતી લેઇ, તેઓને પરણવાનો ખોટો વચન આપી, ભંભેરીને ફુસલાવે છે, અને તે ભોલી પણ નાદાન સ્ત્રીને ઠગી, તેની ઇજત લુટી, પાછળથી પરણવા માટે તેઓ ના પાડે છે.

મિત્ર, આવા પુરૂશોને 'કારેગાઓ' સીવાય બીજાં શું નામે ઓળખાવવા? પણ એવા સંસારના કીડા કાંઈ એકજ કે અમુક કોમમા હોતા નથી. એવાઓ દરેક કોમમા હોય છે, એમા તો શક નથીજ. વલી એવાઓ ગરીબ વરગમાજ હોય છે, એમ પણ નથી! ગરીબ વરગમાં તેમજ માતબર વરગમા પણ એવાં કાળાં મેંઢાં મલી આવે છે. વલી સુધરેલા મુંલકોમાં સ્ત્રીઓને ફુસલાવવાની અને તેમની નકાર શકતીને નષ્ટ કરવાની વદક રીતો અને યુકતીઓ, પણ જુદા જુદા પ્રકારની હોય છે. પણ ફરીથી લખવાની જરૂર છે, કે એવા બદમાસો, જેઓ નિરદોશ સ્ત્રીઓને પરણવાના વચન આપી તેમને ફુસલાવી પાછળથી ફરી બેસે છે, તેઓ કાયદાના પંજામાંથી કદીબી છુટી શકતા નથી, એટલું કેહવું પુરતું છે.

## નખ્ખોદનું નગારૂં! નંબર ૫ મું.

આ પાંચમા નંબરનું નખ્ખોદનુ નગારૂં વળી જુદીજ પ્રકારનુ છે! પેહલા ત્રણ નંબરમાં જણાવેલી વીગત જયારે તુંરતની પરણેલી સ્ત્રીઓ માટે મે જણાવી છે, ત્યારે ચોથાં નંબરવાલી બીના કુંવારી સ્ત્રીઓ માટે લખી છે. આ પાંચમુ નંબર મોટી ઉમરે પુગલી સ્ત્રીઓના બાબમા બનતા બનાવ રજુ કરે છે.

હું આ તરફનુ ધ્યાન ચાલીસ-પીસતાલીસ વરસની ઉંમરે પુગેલી સ્ત્રીઓ તરફ ખેંચુ છુ. મિત્ર, આપ જાણતા હશો, કે આપણા દેશમા ચાલીસ-પીસતાલીસ વરસની ઉંમરે પુગેલી સ્ત્રીઓ, વૃધ ઉંમરે પુગેલી કેહવાય છે. ચાલીસ કે પીસતાલીસ વરસની ઉંમરે પુગેલી સ્ત્રીઓના ધણીઓ-સઘળા નહી પણ કેટલાક ધણીઓ-એમજ સમજે છે, કે હવે તેમની પરણેતરોને ઘડપણ લાગ્યું છે! હવે તેમનુ સ્ત્રીપણુ જતું રેહ્યું છે! હવે તેમની જવાંની અને ખુબસુરતી ઉડી ગઇ છે, એટલે સંસારમા તેઓની સ્થીતી એક ગુલામ જેવી ગણાવી જોઇયે! સ્ત્રીજાતને છાજતુ માન, અને તેઓ તરફ જાહેરમા દેખાડવી જોઇતી માયા, મમતા, અને વિવેક, એવા પુરૂશો ભુલી જાય છે, અને ઘણીકવાર તેઓ તરફ બેદરકાર બનતા જણાય છે. એવી સ્ત્રીઓના ધણીઓ કેટલીક વાર એવું મત બાંધે છે, કે તેઓને 'ઘડપણ' લાગ્યું છે! તેણીના આગલાં મિત્રો, ઓલખીતાઓ તેમજ પીછાનવાલાંઓ, તેઓને મોટી ઉંમરે પુગેલી જોઈ, તેઓને જે સનમાન આપવું ઘટે, તેને બદલે તેઓ તરફ બેપરવા બની જાય છે, કેમકે હવે તેઓની સંગતમાં તેમને કાંઇબી મોજ જેવું લાગતુ નથી, અને તેઓની સેવામાં કાંઇબી આનંન્દ માપ્ત થાય, એવુ તેમને ભાસતું નથી.

સ્ત્રીજાત માટે આવા વિચારો કેવળ અજ્ઞાનપણુ દાખવે છે. ધ્યાંન રાખવું, કે સઘલાજ ધણીઓ સ્ત્રીજાત તરફ એવા દયાહીણ અને અવિચારી હોતા નથી.

પણ આવા વિચારો જેઓના મનમા જડ ઘાલી બેઠેલા હોય, તેઓની જાણ માટે ભાર મેલી જણાંવવું જોઇયે, કે તેઓના એવા વિચારો બલકુલ ભુલ ભરેલા છે. બિનઅનુભવી, બિનતજરબી તેમજ કેટ લક

તબિબો વટીક એવો વિચાર ધરાવતા કેહવાય છે, કે સ્ત્રીની દેહ ચાલીસ-પીસતાલીસ વરશની ઉંમરે જે સ્થીતીએ પુગે છે, જેને તબિબી ભાશામા Menopause યાને Climacteric કેહ છે, ત્યારે તેવી સ્ત્રી પોતાનુ સૌન્દર્ય અને સ્ત્રીપણુ ખોઇ દે છે.

પણ આ વિચાર બિલકુલ ખોટો છે, એમ જાણવાની જરૂર છે. પચાસ વરશની ઉંમરે પુગેલી સ્ત્રીઓ, પોતાની તબિઅત અને દેહને, અગરજો કુદરતના કાયદા અને નીયમોને અનુસરી સંસારમાં વર્તે, તો તેઓ પચાસ વરશની ઉમરવાલી સ્ત્રીઓના કરતાં પોતાનુ સૌન્દર્ય અને સ્ત્રીપણું વધારે સારી રીતે રાખી શકે.

મોટી ઉંમરે પુગેલી સ્ત્રીઓ જ્યારે માસીક માંદગી અનુભવતી બંધ પડે છે, ત્યારે સાધારણ રીતે એવું માની લેવામા આવે છે, કે સ્ત્રીઓમા કામવાસના બંધ પડે છે. પણ એ વિચારબી ભુલભરેલો છે, એમ તબિબ દફતરે નોધાયલુ છે. વલી આ વાતબી તબિબ દફતરે નોધાયલી છે કે સ્ત્રીના સંતાન-બીજ-સ્થાંન, જેને તબિબીમા ભાશામા 'ઓવરી'ને નામે ઓલખાવવામાં આવ્યાં છે, તેને કાંઇક સબબે જો સરજનોએ કાપી કાહડયાં હોય, તો તેથી સ્ત્રીની કામવાસના કાંઇ બંધ પડતી નથી.†

## હિજડાંઓની કામવાસના!

### ત્રણ જાતના હિજડાઓ.

હિજડાઓ વિશે પણ એવુંજ મત નોધાયલુ છે. હિજડાઓને કામવાસના હોતી નથી, એમ સમજવુ' ભૂલભરેલ છે. હિજડાઓ ત્રણ પ્રકારના હોય છે, અને જેઓને બચપણમા ખસી કરેલા હોય છે, તેઓમાજ એવી ઇચ્છા હોતી નથી.

† Sexual Problems of To-Day By W. Robinson M. D.

કોન્સ્ટેન્ટીનોપલ, જ્યાં હિજડાઓ મોટે ભાગે હબસીની જાતના હોય છે, તેઓ ઉપર ખસી કરવાનો પ્રયોગ, તેમની જવાંની શરૂ થવા આગમજ કરવામાં આવે છે, જેથી કરી તેઓમા મરદી તેમજ કામવાસના ઉતપંન થઇ શકે નહી.*

## સ્ત્રી તેમજ પુરૂષોમા 'કાસ્ત્રેશન' કરવાનો પ્રયોગ.

ખસી કરવાના પ્રયોગથી કાંમવાસના ઓછી થાય છે, એમ ઘણાક તબિબો પોતાના અનુભવ ઉપરથી ના પાડે છે.

ખસી કરવાના પ્રયોગો જેને તબિબો 'કાસ્ત્રેશન' કેહે છે, તે આજના વખતમા અંગ્રેજી વાહાડકાપના હુંનરમા એક જાણવા જોગ પ્રયોગ કેહવાય છે. આ ખસી કરવાનો હુંનર પુંર્વકાળમાં 'હીપોક્રેટ' જેવા વિદવાંનના વખતથી ચાલુ થયલો જણાયો છે. પુર્વકાળની રોમન પ્રજામા એ પ્રયોગ ચાર પ્રકારે કરવામા આવતો હતો. જેમ પુરૂશોમા તેમજ સ્ત્રીઓમા પણ એ વાહાડકાપનો પ્રયોગ, આજે પણ ચોક્કસ સંજોગો વચ્ચે કરવામાં આવે છે. જ્યારે સ્ત્રીઓમા એ પ્રયોગ કરવામાં આવે છે, ત્યારે સંતાન-બીજ-સ્થાંન' એટલે Ovariesને કાપી કાહાડવામા આવે છે. પણ આગલ જણાવ્યા પ્રમાણે જેમ પુરૂશોમા એ પ્રયોગ પછી કામવાસના પ્રગટે છે, તેમ સ્ત્રીઓની હાલતમા એવા 'ઓપરેશન' પછી કાંઇબી ફેરફાર થયલો તબિબો એક મતે જણાવતા નથી. અને એવા સંખ્યાબંધ 'કેસો' ફ્રાન્સ, જરમની, અને અમેરીકા, તેમજ ઇંગ્લંન્ડમા જાણીતા તબિબોએ અનુભવેલા નોધાયલા જણાયા છે.†

* Sexual Impulse By Havelock Ellis.

† Havelock Ellis's Sexual Impulse.

## એક ખુબસુરત હિજડો!

( ચિત્ર સાથે. )

મિત્ર, હિજડાઓ વિશે હું મારા આગલા પુસ્તક પુરૂશ-શાસ્ત્રમા વિગતવારે લખી ગયો છું. એવા હિજડાઓની શરીર રચના વિશે જાણવું જરૂરનું છે, કે સ્ત્રી તેમજ પુરૂશની કામવાસનાના મુખ્ય સ્થાન, શરીરમા ત્રણ ઠેકાણે હસ્તી ભોગવે છે. [૧] ભેજાની અંદર, [૨] બરડાના કાંઠા માહેલી ગુરમા [૩] અને ખુદ જનંન શરીરની અંદર. આ ત્રણ માહેલાં એકબી સ્થાંનને જ્યાં સુધી કાંઇબી એલાજામ પુગતો નથી, ત્યાં સુધી કાંમ વાસના તેની સંપુર્ણ હાલતમા કાયમ રેહ છે, પણ ફક્ત શકિતજ બળહીણ થઇ જાય છે.

એવા એક હીજડાનુ ચિત્ર અતરે રજુ કીધું છે, જેથી વાંચક સમજી શકશે, કે હિજડાના શરીરનો ઉપર ભાવ કેવી રીતે થયલો હોય છે.

મિત્ર, ઘણીક સ્ત્રીઓ ઉલટ અને ઉંમગથી પરણી, સંસાર સુખ ભોગવવા, અને પોતાના પતીના સુખમાં વધારો કરવાની આશામા પરણે છે, પણ લગન પછી થોડાંજ વરશમા તેઓની દેહ અને તબિયત એવી તો હાલ હવાલ થઇ જાય છે, કે તેમનો દેખાવ જોતાંજ આપણને દયા આવે છે! સંસારની જંજાલો, અને બીજી એક સો અને એક વેહના બોજા હેઠલ કચડાઇ જવાને લીધે, સ્ત્રીઓની ખુબસુરતીનુ તેજ ઉતરી જાય છે, અને ચિંનતા તેમજ ફિકરના સબબે માથાંના કાળા બાલો વચ્ચે જ્યારે કોઇ કોઇ બાલો પીલા સફેદ-રૂપેરી દેખાય છે, ત્યારે જવાંન છતે, તેવી સ્ત્રી ઉંમરે પુગેલી, વૃધ વયની બાયડી જેવી તેના પતીની, તેમજ બિજાંઓની નજરમા લાગે છે! એવી સ્ત્રીના પતીઓ, જ્યારે

ફોટો.



(From Sex Complex by Blair Bell)

સ્ત્રી છતાં અસ્ત્રી !

પોતાની પરણેતરો તરફ બેદરકાર અને બેપરવા બની તેમને પડતી નાખે, અને પોતાની પાપી નજર બીજી જવાંન સ્ત્રીઓ ઉપર દોડાવે, ત્યારે તેવાઓને કેવી ખસલતના પુરૂશો સમજવા!

## નફ્ફોહનું નમારૂં! નંબર ૬ ઠું.

આ એક સાંધારણ બનાવ મોટે ભાગે આપણી, તેમજ બીજી પ્રજાઓના બાબમા જોગમાં આવે છે, કે 'વાંઝણી સ્ત્રીઓ તરફ ઘણીક વખત કેટલાક ખાવિંદો જેવી જોઇયે તેવી પ્રીત અને હેતભરી વર્તનુક ચલાવતા નથી. એ વિશે મારાં આગલાં પુસ્તકમા મે વિગતવાર લખ્યુ છે, પણ સંસાર સુખનુ નફ્ફોહ વાલનારૂ એ એક મુખ્ય કારણ થઇ પડે છે. વાંઝણી સ્ત્રીઓ માટે આગલા વખતમા મોટે ભાગે એવું માનવામા આવતું હતું, કે સ્ત્રીઓની અંદર કાંઇક ખામી હોવાને લીધેજ તેઓ વાંઝણી રેહ છે. સ્ત્રી જયારે બચ્ચાં જણતી નથી, ત્યારે તેણીના વાંઝીયાપણાનો ઇલાજ કરાવવા, તેઓને તબીબોને ત્યાં રવાના કરવામા આવે છે! તબીબોના કેટલાક ગંભીર પ્રકારના સખ્ત પ્રયોગને, તે બિચારી બાલક જનવાની ઉમેદમા લાચારીથી શરણ થાય છે. તબીબોના એવા ઇલાજ છતાં જયારે સ્ત્રી વાંઝણી રેહ છે, ત્યારે સંસારમા તેમજ સાસરાંમા તેણીની હાલત ઘણીજ હિનપસ્તી ભરી થઇ પડે છે.

પણ એવી સ્ત્રીઓના વાંઝીયાપણાના ઇલાજ કરનાર ઉંટવૈદો, અને બિનઅનુભવી તબીબોને સેહજબી ખ્યાલ એવો આવતો નથી, કે આવાં વાંઝીયાપણાનુ કાંઇક કારણ તે સ્ત્રીઓના પતીમા કાં નહી હોય!–અનેક સંસારી ગુપ્ત દરદોને લીધે, પુરૂશ પોતાની પ્રજા ઉતપંન્ન કરવાની કુદરતી ખોઇ બેઠેલા હોય છે. આગલાં પત્રમા જણાવેલા એકાદ ધાતુને લગતાં દરદનો તે ભોગ થઇ પડ્યો કાં નહી હોય! અનુભવી તબીબો મોટે

ભાગે વાંઝીયાપણા માટે સ્ત્રીઓ કરતાં પુરૂશોને વધારે જોખમદાર ધારે છે. કેટલાક તબીબો વાંઝણી સ્ત્રીઓના ઇલાજ કરવા પેહલાં, તેમના પતીઓને બુલાવી તેમની તબીયત અને દેહની આગલી-પાછલી વિગત જાણવા ખંતી હોય છે, કેમકે તેમનુ નક્કી માનવું હોય છે, કે વાંઝીયાપણાના થોડાંક કારણો માટે પુરૂશ પોતે જોખમદાર હોય છે. પણ હવે વખત એવો આવી લાગ્યો છે, કે સ્ત્રીઓ ઘણુ નહી પણ થોડું થોડું એ વીશે સમજવા લાગી છે.

## નફ્ફોદનુ નગારૂ ! નંબર ૭ મું.

જો કે સ્ત્રીજાતને પુરૂશોથી થતા ગેરઇનસાફની ટીપ ઘણી લંબાવા શકાય, પણ પરણી સ્ત્રીઓને થતા ગેરઇનસાફથી સંસારને જે ખાનાખરાબીના સડા લાગે છે, તેમા મુખ્ય સડા અતરે જણાવ્યા છે. એ ટીપ ખતમ કરતાં આ એક સાતમા નંબરવાલો સડો એ ટીપમા દાખલ કરી, હું આગલ વધવા ધારૂ છું.

એ સાતમો સડો પુરૂશોનુ પોતાની પરણેતર તરફનુ ઘાતકીપણુ છે. ઘણાક પુરૂશો એવા દયાહીણુ માલમ પડે છે, કે જે પોતાની હવસપરસ્તીને પંપાલવા માટે પોતાની પરણેતરોને જીવ લેણુ કાતીલ દરદોનો ચેપ આપી, તેઓની જીંદગીની જેમ ખુવારી કરે છે, તેમજ પોતાની ભવિશની ઓલાદની પણ તેઓ ખાનાખરાબી કરે છે.

મિત્ર, હું ગરમીના ગલીચ સંસારી દરદો માટે આ ઇશારો કરૂ છું. કમસમજ, અજ્ઞાન, અને દયાહીણુ પુરૂશો પોતે એવા રોગથી પીડાતા હોવા છતાં, અને પોતે તે રોગથી રીબે છે એવું તેઓ જાણતા હોવા છતાં, તેઓ પોતાની પરણેતરો સાથ સમાગમમા આવી, તેમની જીંદગીને ખુવાર કરે છે. કેટલીક વાર સ્ત્રી પોતાના પતીની દુરાચારી

વર્તણુકથી બેખબર હોવાને લીધે, અને કેટલીક વાર જબરજસ્તીથી તે પોતાના પતીની ઇચ્છાને વશ થઇ, પોતાનું નખ્ખોદ વાલે છે. ધ્યાન રાખવું, કે ઘણીકવાર અને કેટલીક વખત મોટે ભાગે, એવા દરદી ધણીઓને તેઓના તબીબો ખુલ્લે ખુલ્લુ જણાવે છે, કે તેઓએ પોતાની પરણેતરથી દુર રેહવું, છતાં તેઓ પોતાના હવસને પંપાલી, પોતાની પરણેતરોનુ નખ્ખોદ વાલે છે. ના, એટલુંજ નહી; પણ જો તે પરણેતર તેવા સંજોગ વચ્ચે બચ્ચાંની માતા બને છે, તો તે બાળકની જીંદગી પણ તેવીજ ખુવારીભરી હાલતે પુગે છે.

## પુરૂશોને કપાળે લાગેલા કલંકોનું સરવાળું !

મિત્ર, આ પત્ર ખતમ કરવા આગમજ સંસારમા પુરૂશોને કપાળે લાગતા કલંકોનુ જે ટીપણુ રજુ થયું છે, તેમાંથી નિચલા 'આજ' પુરૂશો ઉપર મુકી શકાય છે.

૧. કમસમજ પુરૂશો એવુજ સમજે છે, કે સ્રીજાત બચ્ચાં જની પ્રજા ઉતપંન કરવા માટે, અને બાળકોને જનમ આપી તેમની સારવાર અને મહાવજત કરવા માટેજ ફકત સરજાયલી છે!

૨. નિરદોષ સ્રીઓને ગલીચ દરદોના ચેપ લગાડી, તેમની જીંદગીને પાયમાલ કરવાનું બોહતાન પુરૂશોને લાગુ પડે છે!

૩. સ્રીને તેમના ખાવિંદની મનોવાસનાને શરણ થવાની ફરજ પાડવાનુ બોહતાંન લાગુ પડે છે.

૪. વાંઝીયા સંસારનો ખરો જોખમદાર પુરૂશ પોતે હોવા છતાં, પોતાની સ્રી વાંઝણી છે, એવો ખોટો આક્ષેપ તેઓ ઉપર મુકવા માટે.

૫. પોતાની પરણેતરોનું છુટાપણું છીનવી લેઇ, પારકાની સ્ત્રીઓ સાથ પોતે છુટાપણું ભોગવવા માટે.

૬. પોતે પોતાની જવાંની તેમજ વૃધ ઉંમરમાં બદફેલીમાં પડી, પોતાની પરણેતરની સેહજ કસુર માટે તેમને તરછોડી તજી દેવા, તેમજ 'છુટા છેડા' લેવા માટે.

૭. જવાંન, નિરદોશ, અને ભોલી સ્ત્રીઓને ખોટા વચનો અને મિઠા સખુનો કહી તેઓને ભંભેરી, ભોલવી અને ફુસલાવીને ફસાવવા માટે.

લા૦ દુવાગીર,

D. H. P



## પત્ર ૨૬ મું.

—:o:—

### દારૂ! દારા! અને દુખ! *

### ALCOHOL—ITS RELATIONS TO THE SEXUAL LIFE.

દારૂ, દારા (સ્ત્રી) અને દુઃખ.

મારા મેહેરબાંન મિત્ર,

જેઓના ભેજાંની અંદર સ્નેહનું સ્થાંન વધારે ખિલેલું હોય છે, તેઓની હાલત દારૂના સેહજથી ઉપયોગથી હંમેશાં ઝટ ઉસકેરાય છે. એવો

* એ શબ્દોને લગતીજ એક ઇંગ્રેજી કેહવત છે કે.—

From the two V,s Vinum (wine) and Venus (woman) there arises a big W (woe or pain).

તબિબી અભિપ્રાય મુસ્તકીમ છે, કે 'પ્રાયપિઝમ'ની બિમારી, દારૂના ઉપયોગ કરનારમા મોટે ભાગે ઘણીકવાર જોવામા આવે છે. મિત્ર, આ એક ઘણો નાજુક સવાલ છે. તબિબોના એવા અભિપ્રાય ઉપરથી એવો સાર નહી ખેંચવો, કે દરેક દારૂ પીનારને એ બિમારી લાગૂ પડેલી હોય છે. પરંતુ એટલુ તો બેશક ખરૂ છે, કે વ્યભિચાર અને દારૂ, બંને એક બીજા સાથ હાથમા હાથ મેળ સાંધેના સાથેજ ફરે છે. વ્યભિચારીઓનો હવસ દારૂથીજ પુર જોશમા આવે છે, અને તેમની તેવી હાલતમા તેમના હવસને સંતોષવામા તેઓ મોજ સિવાય બીજુ કાંઈ સમજતાજ નથી. તબિબોનુ એવું મત છે, કે એવાઓ ઘણે મોટે ભાગે જેઓ 'પ્રાયપિઝમ'થી હેરાંન થાય છે, તેઓ જવાન અને મજબુત બાંધાના હોય છે. અહોર તેમજ વૃધ્ધ ઉંમરવાળાઓનુ પ્રમાણ ઘણી ઓછું હોય છે.

## દારૂમા છુપાયલી શયતાની ખસલત.

**Alcohol. The Evil-Genius of Modern Sexual Life.**

દારૂ પીધાથી જો કે નિરહોશોના મનમા એક જાતની મોજ અને ઉલટ પેદા થાય છે, અને તેઓના દીલમા ઘર કરી બેઠેલી કેટલીક છુપી ચિંતાઓ થોડોક વખત દુર થાય છે, પણ તેમા સમાયલી દગલબાજ ખાસિયત, કદીબી ઓછી થતી નથી, કેમકે વગર નાથના વછેડાઓના મગજને તે એવી રીતે ફુસલેરી, અને તેમને આડે રસતે દોરવી લઇ જાય છે, અને તેમના મનની ઉસકેરાયલી હાલતમા તેવાઓ પોતાની તબિયત અને તંન્દરોસ્તીની જોખમદારી ભુલી આંધળા બની જાય છે, અને પોતાની જીંદગી જાવેદાન સુધી કેવી રીતે ખરાબ અને ખુવાર થશે, પોતાની ઇજ્જતને કેવો કલંક લાગશે, પોતાના સંસારનુ અને ફરજંન્દોનુ કેવુ નકબોદ વલશે, તેનો દારૂના આવેશમા તેઓ સેહજબી

ખ્યાલ કરતા નથી. એવી તેમની હાલતમાથી જ્યારે તેઓ જાગરૂત થાય છે, ત્યારે તેઓ પોતાની ભુલ જોઈ શકે છે. એવાઓને આ પત્રને મથાલે મુકેલી બે ઇંગ્રેજી લીટીઓ ઘણીજ કામની થઇ પડવી જોઇયે.

## દારૂ પીવો કે નહી પીવો!

દારૂ પીવાથી બિલકુલ પરહેજ રેહવું કે નહી, તે વિશે આ પત્ર લખવું નથી, એટલે દારૂના ગુણ અને અવગુણ અત્રે લંખવા ફોકટ છે. પણ એટલું કેહવાની બેશક જરૂર છે, કે જેઓ દારૂનો ચાલુ હદ-બાહાર ઉપયોગ કરે છે, તેઓ પોતેજ પોતાનો બેશક મોટો નાશ કરે છે. એ વિશે ડાક્ટર આઇવાંન બ્લોશના શબ્દોજ અત્રે ઉતારી લીધેલાં બસ છે.:

" ** Moderate and careful use of alcohol, in quantities suited to the particular individuality, and at suitable times, does no harm worth mentioning. Though this be so, I cannot fail to recognize the deeply tragic rôle which the customary abuse of alcohol plays in the sexual corruption of our time* * * * "

દારૂનો હદ બાહાર ઉપયોગ કીધાથી, આદમીનો હવસ હંમેશાં ઉશ્કેરાય છે. વળી દારૂનો હદ બાહાર ઉપયોગ કીધાથી, પીનાર ઘણી દારૂની ઝુમમા નીતીભંગ અપરાધો કરવા માટે જરાએ અચકાતો નથી. એવા અપરાધો કાયદાની ભાશામા, 'Offences against Morality' ને નામે ઓળખાય છે.

જ્યારે દારૂ પીનારની એવી બેભાંન હાલત થાય છે, ત્યારે તે પોતાની સંભાલ કેવી રીતે લઇ શકે, તે સમજવું સેહલ છે. આવા સંજોગ વચ્ચે એક દારૂડીઓ પોતાની જીંદગીની ખુવારી પોતાના હવસને સંતોકવા કરે છે.

## દારૂ સાથે જનાકારીનો સંબંધ.

## Alcohol-Its Relations to Prostitution.

### જરમની અને ફ્રાન્સની વેશ્યાઓના ખાસ દારૂઓ !

મિત્ર, આ દારૂ બાબદ કેટલુંક લંબાણથી લખી શકાય એમ છે, પરંતુ અતરે તે સઘલું લખવાંમા કેટલોક જોખમ સમાયલો છે, સબબ બુરા અને બગબાનીઓ પોતાના લાભ માટે તેનો ગેરઉપયોગ કરવાને ચુકે એમ નથી.. એક વખત એવો હતો, કે આગલા વખતમા દારૂ રવીવારે તેમજ સારે રૂડે પ્રસંગેજ કુટુંબોમા પીવાનો રેવાજ અને રીત હતાં. પણ આજે દરરોજ દારૂ છુટથી દરેક જન પીવામા મોજ સમજે છે. 'બ્રેન્ડી' અને 'વ્હીસ્કી,' તેમજ 'બીર' અને 'પોર્ટર'નો ખપ દીન જતે વધ્યોજ જાય છે !

જરમન વેશીયાઓ મુખ્ય કરી. 'બીર' દારૂનો મોટે ભાગે ઉપયોગ કરે છે. તેઓ પોતે છુટથી એ દારૂ પીએ છે, તેમજ પોતાની જાળમા ફસાવવા માટે તેઓ પર-પુરૂશોને 'બીર' દારૂની મેજબાંની પ્રથમમા આપી, તેઓ તેમને વશ કરી લેય છે. આ બીર દારૂનો જરમનીમા કેટલો મોટો ઉપયોગ થાય છે, તે એટલાં ઉપરથીજ અટકલી શકાય છે, કે ઇ૦ સ૦ ૧૮૯૮ ના સાલમા જરમનીમા 'દસ કરોડ' પાઉંડની કિમતનો બીર પીવાયો હતો !

ફ્રાંન્સના લોકોમા 'બીર' તરફ એટલું બધું ધ્યાન એંચાયુ નથી. જરમનીમા જેમ લોકોમા 'બીર'નો ઉપયોગ થાય છે, તેમ ફ્રાંન્સમા 'એબ્સીન્થ' નામના દારૂનો ઉપયોગ થતો રેહો છે. ફ્રાન્સની વેશીયાઓ પોતાના મિત્રોની '*Apéritif*' નામનુ જાણીતું પીણું પાઇ મેહમાનદારી કરે છે, પણ તેમા મોટો ભાગ 'એબ્સીન્થ'નો હોય છે.

દારૂના હદ બાહાર ઉપયોગથી સ્ત્રી-તેમજ પુરૂશોની નીતીનો ભંગ થતો સંસારના સુદ્ર અનુભવીઓએ અનુભવી તેની નોધ લીધી છે.

દારૂ, એ ફક્ત કજીઆ નહી પણ સંસારને સડો લગાડનારી વસ્તુ છે, અને તેથીજ એક વિદ્વાન તબીબ દારૂને માટે લખે છે કે: Alcohol is the Causation of offences against morality. દારૂની ઘેનમા સ્ત્રી તેમજ પુરૂષ સેહજમા નીતી ભંગ બને છે. બદમાસ કેટલાઓની જાળમા દારૂ પીધેલી સ્ત્રીઓ સેહજમા સપડાઈ જાય છે. દારૂના સોખમા લીન થયલી ઓરતો, પર-પુરૂષની ફુસલાવણીને સેહજમા વશ થઇ જાય છે. આ વસ્તુ સંસારી મેલાવડા, અને મીજલસોમા બીલકુલ દાખલ કરવા વીરૂધ વિદ્વાંનોએ તેમજ સંસારના અનુભવીઓએ જંગી પુકાર ઉઠાવ્યો છે. અને તેટલાજ માટે દારૂ પીતી કોમોમા થતા જાહેર તેમજ ખાનગી મેલાવાડાની મેહફીલો, અને શાદી રામશણીની મીજલસો જ્યાં સ્ત્રી-પુરૂશો ભેગાં મલતાં હોય, અને ખાણી-પીણીનો પ્રસંગ હલમલી રહ્યો હોય, ત્યાં દારૂ જેવી તન અને મનને હલકેરનારી વસ્તુને બીલકુલ દાખલ કરવી જોઇયે નહી.

### દારૂનો પુરૂશની મરદી સાથ સંબંધ.

**Alcohol—Its Relations to Impotence.**

પુરૂષની મરદી ઉપર દારૂથી કેવી અસર થાય છે, તે માટે બે બોલ અતરે લખવા અવશ્ય જરૂરના છે. સાધારણ વિચાર એવો બેસી ગયો છે, કે દારૂ પીધા પછી પુરૂશની મરદી વધારે જોશમાં ભડકી ઉઠે છે. પણ વૈદક શાસ્ત્ર પ્રમાણે એ વિચાર કેવળ ખોટો છે. વિદ્વાંન શેકસ્પીઅરના મેકબેથના ખેલમા દારૂ વિશે શું લખે છે:—

"Therefore, much drink may be said to be an equivocator with lechery: it makes him, and it mars him; it sets him on, and it takes him off; it persuades him and disheartens him; makes him stand to, and not stand to:

in conclusion equivocates him in a sleep, and giving him to lie, leaves him.*

દારૂથી મરદી ઉપર કેવી અસર થાય છે, તેમજ દારૂની નિશાં દરમીયાંન ભીને રેહલા હંમેલ ઉપર કેવી અસર થાય છે, તે વિશે આગલા સફા ઉપર પુરતુ લખ્યુ છે.

## દારૂ મરદને નામરદ કેવી રીતે બનાવે છે.

**Impotentia Alcoholica.**

આ વાત ભુલી જવા જેવી નથી, કે દારૂ સમાગમણુ અને 'નાહના ડોઝમાં' ચોક્કસ સંજોગે 'નરવસ' પુરૂશોમાં, તેમજ નાહિંમત મરદોમા તેની મરદી ઉસકેરી શરીરમાં હિંમત અને જોર પ્રગટ કરે છે. પણ દારૂની કાઇબી બનાવટનો ઉપયોગં કરવા આગમજ એક વાત ધ્યાનમા રાખવી જરૂરની છે, કે દારૂની ખુમારી દરમીયાંન ભીને રેહલા હમેલથી જે ઓલાદ અવતરે છે, તે ઓલાદની બવિશની બેહતરી નાશ પામે છે. મિત્ર, આ વાત ભુલવી જોઇતી નથી, કે દારૂથી મરદની મરદીમા વધારો બિલકુલ થતો નથી. વ્યભિચારીઓને એવો ખ્યાલ હોય છે, અને તેમ સમજીનેજ તેઓ દારૂને પોતાના એક ખાસ અંગી મિત્ર તરીકે માની તેનો તેઓ ઉપયોગ કરતા રેહ છે. પણ વિદ્વાનો ખુલ્લે ખુલ્લુ કેહ છે, કે દારૂની અંદર પુરૂશની મરદી વધારવાનો સેહજબી ગુણ છેજ નહી. દારૂથી એક વ્યભિચારીની કામવાસના (sexual desire) ખિલે છે એ વાત ખરી, પણ તેના પોશીદા બદનને તાકત, જોર, કે શકતી આપવા જેવી સેહજબી અસર તેની અંદર છેજ નહી. એ બીના ઉપર વિદ્વાન તબિબો એક મત થયા છે, અને તેઓએ તબિબી દફતરે એવી નોંધ લીધી છે, કે:—"દારૂની કેફમા એક માનસ

* Shakespeare's 'Macbeth,' Act II, Scene 3.

પોતાના ગુપ્ત સંસારમા જેટલો વખત રોકાય છે, તેના કરતા એક દારૂ નહી પીધેલો યાને sober માનસ ઘણોજ થોડો વખત રોકાય છે†. આ સબબને લીધે એજ તબિબ જણાવે છે, કે: "કાતીલ ગરમીના દરદો-(Venereal infection) એવા દારૂ પીધેલાઓને લાગુ પડવાનો મોટો સંભવ રહે છે. એ વિશે નિગલા બોલો ઉપરથી ખુલ્લી સમજ પડે છે.

"* * * and in this way the danger of venereal infection is notably increased, for the contact with the infecting person is considerably longer." * * *

વાચંક મિત્ર, આ દારૂને જયાં સુધી જનંન શરીરની રચના, અને છંનસાંનના હવસ સાથ જેટલો સંબંધ છે, તે ફકત ઉપર ટપકેથી દેખાડવા માટે આ લેખ લખ્યો છે. એ લેખ ઘણો લંબાણથી લખી શકાય એમ છે, પણ તે સઘલુ રજુ કરવા માટે આ પુસ્તક નથી.

દારૂમા સમાયલા મજકુર અવગુણો ઉપરથી એ વસ્તુ માટે એકદમ વિરૂધ મત બાંધવા ઉતાવલ કરવી ઘટે નહી. કેમકે એ વસ્તુમા સમાયલા અવગુણો કરતા એમા સમાયલા વૈદક ગુણો એવા તો કિમતી છે, કે જેથી દારૂ ઘણીક વાર એક અકસીરતરીકે વપરાય છે. ઘણાકો દારૂની વિરૂધ મત બાંધી બેઠા છે, પણ જેઓ દારૂને તરક કરવાની લડત ચલાવે છે, તેઓ પોતે અફીમ, ભાંગ અને ચરસ, તથા તંબાકુ જેવાં ઝેરી અને કેફી વસાણાને માટે કાંઇબી બોલતા નથી, જો કે તે સઘલાઓમા દારૂના કરતા વધારે ઝેરી તત્વો સમાયલાં જણાઇ ચુકયાં છે. એવાઓની જાણ માટે એક કવીના સખુનો મને યાદ આવે છે, તે ટપકાવી લઇ હું સંતોશ પકડીશ:

† Ivan Bloch, M. D.

"નિશા મત દે ગાંડુકો,
ગાંડુ પીએ ગમસે મરે;
સીપાહ પીએ રનમે સુર ચહડે;
જોગી પીએ ધીયાન સાહેબસે ધરે."

લા. દુલાગીર

D. H. P.



# પત્ર ૨૭ મું.

—:o:—

## THE QUESTION OF ABORTION.

## ગર્ભપાત.

મિત્ર મેહરબાંન—

ગર્ભપાતનો સવાલ નીતીની તેમજ સંસારની નજરે જોતાં કેટલો અગત્યનો છે, તે કોઇથી બી ના પાડી શકાય એમ નથી.

અને તે છતાં આપણુ ઘણીક વખત, છાપામા એવા બનાવોની વિગત વાંચતા રહ્યા છીએ. મિત્ર, ગર્ભપાતના બનાવથી કેવી નામોસી, કેવી ચિંન્તા, કેવી ફીકર અને ધાસ્તી લાગે છે, તે ઉપરંત ઇજત અને હુરમતનો નાશ, પઇસા અને તબિયતની ખુવારી, અને તે સઘળાં ઉપરાંત, જણુકની બિમારી, જણુકનુ વાંઝીયાપણુ; અને કવખતુ મોત કેવી રીતે આવે છે, તેનો કાંઇબી ખ્યાલ લાગતાં વલગતાંઓએ કીધા છે! અજબ જેવું તો એ છે, કે એ સઘળા જોખમોથી લોકો જાણીતાં હોવા છતાં, ગર્ભપાત કરનાર અને ગર્ભપાત કરાવનાર ઓછાં થતાં નથી. આ

અપરાધ, કાયદામાં ઘણોજ ગંભીર પ્રકારનો ગણેલો છે. એ અપરાધ કરનારને તેમજ એ અપરાધ કરાવનાર બંન્નેને સખતમા સખત સજા ઠરાવી છે. અને તોબી એવા બનાવો આપણા દેશમાજ માત્ર નહી, આપણા મુલકમાજ નહી, પણ દુનયાના દરેક દેશમા ચાલુ થતાજ રહ્યા છે.

આ અપરાધ કાંઇ વિધવાઓજ કરેછે એમ નથી! સુધરેલી દુનિયાના ઘણાક મુલકોમા પરણેલી સ્ત્રીઓ એ અપરાધ કરવામા શરીક થવાના દાખલા દીન જતે વધ્યા જાયછે. અને તેનુ કારણ વિદ્વાંન તબીબો પોતાના અનુભવને આધારે એવું જણાવે છે, કે પરણી જીદંગીમા સ્ત્રીઓ ઉપરા સાંપરી બચ્ચાંઓની માતા થતી હોવાને લીધે તેમની વેઠ કરતાં, કંટાલી બેજાર થઇ જાય છે, અને તેઓ એવુ' સમજતી જણાય છે, કે તેઓની હાલત કાંઇજ નથી, પણ બચ્ચાં જણી તેમની વેઠ કરવા માટેજ સરજાયલી છે. આવા ખ્યાલને લીધે, તેઓ પ્રથમમા ગર્ભ ધારણ થતા અટકાવવાના કાંઇક ઇલાજો અજમાવે છે, અને તેમા જયારે તેઓ નિશફલ નિવડે છે, ત્યારે તેઓ ગર્ભપાત કરવાનો ધંધો લેઇ બેઠેલા પુરૂશો કે સ્ત્રીઓની મદદ લેયછે, અને તેમ કરતાં ઘણીક વખત તેઓ પોતાના જીવ ખોયછે, અને ઘણીક વખત અપરાધ કરનાર સપડાઇ જતાં કાયદા પ્રમાણે સખત સજાને શરણ થાયછે.

## કુંવારી માતાઓ !

## Unmarried Mothers !

પણ એ તો પરણી જીદંગીમા પડેલી સ્ત્રીઓ તેમજ વીધવાઓ માટે થયું. પણ આ અપરાધ કરનારી સ્ત્રીઓનો એક બીજો બી વર્ગ છે, જેને માટે કાંઇક ટીકા કરવાની જરૂર છે. એ બીજા વરગમા નહિ પરણેલી યાને કુંવારી સ્ત્રીઓ આવે છે. મિત્ર, હું કોઇ પણ ચોકસ કોમની સ્ત્રીઓ માટે આ ટીકા કરતો નથી, એમ પ્રથમથીજ જણાઉ છું. વળી એ અપરાધ માટે તેમનો બચાવ પણ કરતો નથી, એમ પણ મારે જણા-

વવું જોઇએ. પણ કેટલીક છુટાપણાની વાતાવરણમા ઉછરેલી છોકરી અને છટેલ કુંવારી સ્ત્રીઓ, પોતાની નીતીને જેવી જોઇએ તેવી રીતે સંભાલી શકતી નહી હોવાથી, ઘણાક બગભ્યાંનીઓના પાખંડી પ્રપંચનો તેઓ કોઇક વાર ભોગ થઇ પડે છે! વળી કેટલીક કુંવારી સ્ત્રીઓ, અને એવી સ્ત્રીઓ જો કે ઘણાજ જુજ પ્રમાણમા હશે, તેઓ કોઇપણી પ્રકારના અમરીયાદાપણાથી લજવાતી નથી, અને તેઓ કોઈ વાર કારગાઓની સંગતમા પડી, ભોલવાઇ, ભંભેરાઇ, પોતાના મન ઉપરનો કાબુ ખોઇ દીએ છે.

## સ્ત્રી ફુસલાવવાનો હુનર!

મિત્ર, આ બાબત વિશે ઘણુ લખી શકાય એમ છે. નાણુક અને નબલા મનવાળી સ્ત્રીઓને ફુસલાવવાનું કાંમ, સંસારને ચડો લગાડનારાઓનુજ હોયછે. એવા બગભ્યાંનીઓ સઘળી કોમોમા હોય છે, અને તેઓ એ કામમાં ઘણાજ કુશળ હોયછે.

## આપણા દેશના કારગાઓ!

માટે હું ઝાઝું લખીશ નહી, પણ યુરોપના સુધરેલા મુલકોમા સ્ત્રીઓને ફુસલાવવાનો હુંનર, આજે સંપુર્ણતાની ટોંચ ઉપર જઇ લાગ્યો છે. ત્યાંના કારગાઓ પોતાની જીભના જોરે ઘણીક નિરદોશ સ્ત્રીઓની ઇજ્જતની ધુળધાણી કરવામા ફાવી જાય છે. ના એટલુંજ નહી, પણ સ્ત્રી ગમે એવી દ્રઢ મનની હોવા છતાં, તેમની સાથ ઓળખાંણ પાડવામા જો તેઓ સેહજબી ફાવી જાયછે, તો પાછળથી તેઓની નકાર શક્તી-power of negation—નો સેહજમા નાશ કરવાની તેઓ પાસ અનેક યુક્તીઓ હોય છે!

એ બાબતનું સૈવટ આબરૂદાર કુલની કુંવારી સ્ત્રીઓની ખુવારીમા આવે છે. એવી સ્ત્રીઓ કરમ સંજોગે પોતાનો પાપી પ્યાર! જો

છુપાવી શકે છે, તો ઘણીક વાર તેઓ પરણી ગયા પછી, વફાદાર ધણીઆણી તરીકે જવલેજ નિવડે છે! પણ બીજા હાથ ઉપર જો તેમના

### પાપી પ્યારનો પરપોટો

જ્યારે ફુટે છે, ત્યારેજ તેઓ પોતાની, પોતાના મા બાપની, અને કોમની ઇજ્જતને કલંક લગાડે છે. તેવીઓ પોતાની હાલત છુપાવવા અનેક ઇલાજો પ્રથમમા અજમાવે છે! જો કે તેવા ઇલાજના પરીણામ ઘણીક વાર પ્રાણઘાતક થઇ પડે છે. જો તે ઇલાજ કારગત લાગતા નથી, તો પછી તેઓ એવા કરપીન હાથોમા જઇ પડે છે, કે જેનો ચીતાર લંબાવવાની હું ના પાડુછું. પશ્ચીમ તરફના મુલકોમા, અને ખાસ કરી અમેરીકાના ન્યુ યૉર્ક શેહરમા, કુંવારી માતાઓ, યાને 'અનમેરીડ મધરની' મોટી સંખ્યા દર સાલ નોંધાતી રેહછે.

### ગર્ભપાત દુનીયાનાં જુદા જુદા મુલકોમા.

આ ગર્ભપાતનો અપરાધ દુનિયાના દરેક મુલકમા એક મહાન ગુનાહ તરીકે એક મતે કાયદાની અદાલતમા ગણાઇ ચુકયો છે. ઇંગ્લેન્ડ અને આયરલેન્ડમા એ અપરાધ માટે જનમ દેશનીકાલની સજા ઠેડવી છે. પણ ગર્ભપાતના પરીણામમા અગરજો માતાનું મરણ નિપજે, તો તે એક ખુન તરીકે ગણી ગર્ભપાત કરનારને મોતની સજા કરવામા આવે છે. ફ્રાંન્સ, સ્પેન, જરમની અને આસ્ત્રીયા, તથા હંગેરી અને ઇટાલી, તેમજ રશીયા અને સ્વીડન વગેરે બાજાં સઘલાં મુલકોમા, એ અપરાધ માટે છ માસથી વીસ વરસની, યા તો જનમ દેશ નીકાલ કરવાની સજા આજેબી કરવામા આવે છે. રશીયામા અગર જો એક સ્ત્રી ગર્ભપાત કરવાની જાણી બુજી તજવિજ કરે, તો તેણીને સાઇબીરીયાના મુલકમા દેશ નિકાલ કાહડવામા આવે છે. આપણા આ દેશમા પણ એ અપરાધ માટે એવીજ સખત પ્રકારની સજા પીનલ

કોડમા ફરમાવી છે, જે વિશે મારાં આગલાં પુસ્તકોમા હું વિગત વાર લખી ગયો છું.

## ગર્ભપાત—'એક જોખમ ભરેલો ધંધો!'

એવી સખત સજા કાયદામા ફરમાવેલી હોવા છતાં, આપણા દેશમા એ અપરાધ કરનાર તેમજ એ અપરાધો કરાવનારાંઓની સંખ્યા ઓછી થઇ નથી, એ અજબ જેવું છે. જાહેરમા તેમજ ખાનગીમા એવાં કામને ઉત્તેજન આપનારાંઓ, જેમ એક હાથ ઉપર પોતાનો નીચ પેશો ચલાવે છે, તેમ બીજા હાથ ઉપર એ કામને માટે યોજેલા દવાઓ વેચવાની જાહેર ખબરની કાંઇ ખુટ કે ખોટ હોય, એમ પણ નથી. આ અપરાધ કરનારાંઓ, તેમજ તેમા મદદ કરનારાંઓ કાંઇ પોતાનો ધંધો જાહેરમા બાહાર પડી કરતાં નથી, કેમકે તેઓ સારી રીતે જાણેછે, કે તેમા બંને જનની ગરદન જવાનો સોદો હોય છે! એ સમજને લીધે, તેઓ ઘણીજ સાહુચેતી સાથ, પઇસાની એક મોટી રકમની આશા માટે ખાનગીમા પરદા પાછળ રહી, એવા ઇલાજો કરતા રહે છે. એવા ઇલાજો કરતાં, જો કમનસીબે કોઇ ઓીનુ મરણ નિપજે છે, તો તે પોતાની ઇજજતનો ભોગ આપવા કરતાં, મરવું વધારે પસંદ કરે છે, અને એ રીતે ખરો ખુની કાયદાની ચુંગાલમાથી છટકી જાય છે, અને દરદી ઓી જીવથી જાય છે. આવા દાખલા અનેક બનતા હશે, પણ એજ કારણોને લીધે તે જાહેરમા આવવા પામતા નથી, પણ એવી દરદી ઓીઓ અગરજો એકાદ સતદી તબીબની સારવારના હાથમા આવે છે, અને જો તે તબીબ દરદીના ખરા ભેદને પોંહોચી શકે છે, તોજ તે બનાવ પુલીસને જાહેર થવા પામે છે.

## ગર્ભપાત—બચ્ચાં પાળવાની જંજાલના પરીણામ તરીકે!

બચ્ચાં પાળવાની, અને તેમને પાલીને મોટાં કરવાની જંજાલને લીધે, વલી તે જો મોટાં થાય, તો તેમને કેળવણી આપવા માટે જોઇતા

ખરચની જોગવાઈ નહી હોવાને લીધે, કેટલીક પરણેલી સ્ત્રીઓ ગર્ભ ધારણ કરતાંજ, અમુક પ્રકારની દવાઓનો ઉપયોગ કરી, તેઓ પરવારી જાય છે પણ તેમ કરી તેઓ પોતાની તબિયત અને દેહની જે ખરાબી કરે છે, તેનુ તેમને જરાબી ભાંન કે ખ્યાંન, તેમના અજ્ઞાનપણાને લીધે હોતું નથી. ગર્ભપાતના પરીણામથી થતાં મરણો, જુદાં જુદાં દરદોથી નિપજેલાં મરણને ગળે ઠોકાય છે†. પરણેલી સ્ત્રીઓએ જાણી બુજીને કરેલા એવી દવાના ઉપયોગ વિશે, વિદવાન તબીબ ફોસ્ટર સ્કોટ નીચે પ્રમાણે લખે છે:—

"Many a dath from abortion is reported as being due to heart, failure, anæmia, syncope, inflamation of the bowels, peritonitis pelvic abscess, kidney diseases, embolism &c."

પોતે કરેલાં ગર્ભપાતથી જયારે તેઓને પસ્તાવો થાય છે, અને ત્યારે તબીબોની મદદ, જતો જીવ બચાવવા માટે જયારે નિશાફલ નિવડે છે, ત્યારે તબીઓની આગલ પણ ખરી હકીકત અંતની ઘડીએ પણ તેઓ છુપાવવાની દરેક તજવીજ કરેછે !

## પરણેલાં સ્ત્રી-પુરૂશને વાંઝીયાપણુ લાગુ પડવાના ત્રણ મુખ્ય કારણો.

સ્ત્રીઓના હમેલ તોડી પાડવાનો પાપી ધંધો કરનારાઓ, આગલ કહ્યું તેમ જાહેરમા દવાખાના કે દુકાંનો માંડી બેસતા નથી, પણ તેથી તેવા પાપીઓ હસ્તી ભોગવતા નથી એમ ઠડતું નથી. આ વાત જાહેરમા જાણીતી છે, કે ઘણીક કોમોમા પ્રજા ઉતપંતી અટકી પડી છે. ગઇ બે ઓલાદના જમાનામા જે સંખ્યામા પ્રજાની ઉતપંતી થતી હતી, તેવી આબાદી આજના જમાનામા થતી ઘટી ગઇ છે. કેટલાક કુટુંબો ફકત ધણી અને ધણીઆણી મલી બે જનના બનેલાં હોય છે ! કોઇ કુટુંબોમા એક બચ્ચું અને કોઇ કુટુંબમા બે બચ્ચાં, અને કોઇ કુટુંબમા

† Foster Scott. M. D.

૩ થી ૪ બચ્ચાં હોય છે! પણ સામટી રીતે સરવાળું લેતાં, કેટલીક કોમમા પ્રજા ઉતપંતી બેશક આગલ કરતાં ઓછી થવાની ફરીયાદ ચાલુ થવા લાગી છે. એના કારણો બીજાં અનેક હશે, પણ તબિબી વિદ્યાના અનુભવી વિદ્વાનો એના ત્રણ મુખ્ય કારણો તબિબી દ્દષ્ટરે નોંધે છે. એ ત્રણ કારણો નિચે પ્રમાણે તબિબો ગણાવે છે. [1] મા અથવા બાપને કાંઈક કારણે વાંઝીયાપણું લાગ્યું હોય; પુરૂષને લગન આગમજ લાગુ પડેલાં ગોનોરીયાના દરદ, જે માટે તે ધારતો હોય કે તે દરદ સાજુ થઇ ગયુ છે, પણ તેની કસર રહી ગયેલી હોવાને લીધે તેને લાગેલુ વાંઝીયાપણુ. (૨) પરણેલી સ્ત્રીએ ગર્ભપાત કરાવ્યાથી તેણીને લાગેલું વાઝીયાપણુ. (૩) હમેલ રહેતા અટકાવવા માટે યોજેલા ઇલાજોથી લાગેલું વાંઝીયાપણુ.

આ ત્રણ મુખ્ય કારણોને અંગે કોઈબી કોમની પ્રજા ઉતપંતીનો વધ અટકી પડે છે. કેટલીક સ્ત્રીઓ પોતાના ગરીબ સંસારમા બચ્ચાંની વસ્તીથી વધી જતી ગરીબી અને મુશ્કેલીને લીધે એ છેલ્લા પ્રકારને ઇલાજ અજમાવી વાંઝણી બને છે, પણ એક વાંઝણી સ્ત્રીનુ ઘર અને તેનો સંસાર, અંત પ્રસંગે તેણીના ઘરને અને સંસારને સ્મશાન જેવાં બનાવી દે છે, ત્યારેજ તેણીને તેનો ખરો પસ્તાવો થાય છે.

### ગર્ભપાત ક્યારે કરવો જોઇએ.

જે અપરાધ કરવા અને કરાવવા માટે આપણા દેશના 'ઈનડીયન પીનલ કોડ' (હિંદુસ્થાનના ફોજદારી કાયદા) ની ૩૧૨ મી કલમમાં જે સખત પ્રકારની શીક્ષા કરવા ઠરાવ્યુ છે, તેજ અપરાધ અમુક સંજોગ વચ્ચે કરવાની કાયદો તબીબોને પરવાનગી આપે છે.

દાખલા તરીકે એક હમેલદાર માતાની જીંદગી બચાવવાની નેમથી તબિબોએ જો તે સ્ત્રીને રહેલાં હમેલ તોડી પાડવાના ઇલાજ કીધા હોય

યા તો તેના હમેલ તેવે પ્રસંગે તેણે તોડી પાડયા હોય, તો કાયદો તેવાં કામને રક્ષણ આપે છે.

### કયાં કયાં દરદોને લીધે સ્ત્રીને રહેલા હમેલ તોડી પાડવા જોઇએ છે.

ઘણીક વાર હમેલદાર ઓરતોને કેટલાંક દરદો એવા પ્રકારના થાય છે, કે અગર જો તે સ્ત્રી બાલકને જનમ આપે, તો તેની પોતાની જીંદગી જોખમમા આવી પડે, યા તો તે સ્ત્રી બાલકને જનતાં મરણ પાંમે. એવા સંજોગ વચ્ચે કોઇબી કુશલ સનદી તબિબ, તેવી સ્ત્રીની જીંદગી બચાવવા, તેણીને રહેલા હમેલ તોડી પાડવાની સખત ભલામણ, તેમજ સુચના કરે છે. દાખલા તરીકે ફેફસાંને, હાર્ટને, તેમજ ગુરદાને લાગુ પડેલું અમુક પ્રકારનુ દરદ; તેમજ એનીમીયાનુ દરદ, જેને તબિબો પર્નીશીયસ એનીમીયા કહે છે; ધુંજરીનુ દરદ જે 'કોરીયા' ને નામે જણાયલુ છે; દસ્તાનનું છુટી જવું; પીઠુના હાડકાની ખાંમીભરી રચના, વિગેરે બીજા ઘણાંક સંજોગ વચ્ચે, અગર જો તબિબને વાજબી લાગે, તો દરદીની, તેમજ તેના વાલીઓની મંજુરીઆતથી તે હમેલ તોડી પાડી, હમેલદાર સ્ત્રીની જીંદગી બચાવી લીયે છે.

ડા૦ દુવાગીર
D. H. P.



# પત્ર ૨૮મું.

—:o:—

## ગલીચ દરદોના અધમ ધામ.

### યુરપના જુદાં જુદાં શેહરોની કસબણો અને ત્યાંના કુટનખાના!

### BROTHELS.

મિત્ર મહેરબાન—

વિદ્વાંનોનું એવું મત છે, કે અનિતીના અધમ ધાંમ અગર જો હોય નહી, તો ગલીચ ચેપવાળાં દરદો, જે દુનિયામા પોતાનો ત્રાસ વતાવી રેહ્યાં છે, તે નાબુદ થવાનો સંભવ કલ્પી શકાય છે. તેઓનું કેહવું એટલુંજ છે કે; "no prostitution, no more venereal disease."

દુનિયામા આ બદફેલી ( પ્રોસ્ટીટયુશન )ની શરૂઆત કેમ થઈ, અને ક્યારે થઇ, તેની તવારીખનો હેવાલ ખરેખર જેટલો જાણવા લાયક છે, તેટલોજ તે નોધવા લાયક પણ છે, પરંતુ તે સઘલાને માટે આ પુસ્તકમા તેની જગ્યા થઇ શકતી નથી. તોપણ એ બદફેલી, અને એ બદફેલીથી લાગુ પડતાં ભયંકર દરદોથી આવતાં માણઘાતક પરીણામ વિશે વૈદક શાસ્ત્રની નજરે એક ઉડતી નોંધ, અતરે સાર્વજનીક લાભાર્થે ટુકમા ટપકાવવાની તજવિજ કરૂં છુ.

મિત્ર, આ બદફેલી જાતજાતના પ્રકારની થાય છે; તેમજ એ બદફેલીના ધંધામા પડેલી સ્ત્રીઓ, પણ જાતજાતના પ્રકારની હોય છે! એ સઘળી બાબદોથી નિરદોશો બેશક અજ્ઞાંન, અને અંજાણ હોવાંજ જોઇએ, પણ તે સઘલું પશ્ચીમ તરફના સાહિત્ય અને પ્રજાઓની જાણ માટે પ્રગટ કરેલું જણાયું છે.

## વેશ્યાઓની જીંદગીની તવારીખી નોંધ.

મિત્ર, અનિતીવાન સ્ત્રીઓ, જેઓ બદફેલી કરવાનો ધંધો લેઇ બેઠેલી હોય છે, તેઓની જીંદગીની ખરી હકિકતની તવારીખનું સંબંધી સાહિત્ય આપણા દેશમાં હોય, એવું માલમ પડતું નથી. એવાં સાહિત્યમા વેશ્યા શબ્દની વ્યાખ્યા (definition) આપણને કોઇ સમજાવી શકતું નથી ! તેઓ ક્યાંથી આવે છે; તેઓ ક્યાં મુલકની રેહવાસી છે, તેઓ કઇ જાતની, અને કેટલી ઉંમરની છે, તેની કોઇને પણ ખબર હોતી નથી. અને સર્વથી વધારે જે અગત્યનું, તેજ ખબર પડતી નથી, કે "શા માટે તેઓએ આવા હિન-પસ્તીભરેલા ધંધામાં પડવાનું પસંદ કીધું હતું !"

એ ઉપરાંત એવી અધમ સ્ત્રીઓની રીતભાત અને તેઓના રેવાજ-રસમ, તેઓને ફુવડ યાને અસ્વચ્છ હાલતમા રેહવાની પડેલી ટેવ; તેઓની બોલવા ચાલવાની 'ફરમાસુ' ભાશા, અને તેઓના અંતરમા સમાયલાં સારા અને માઠા ગુણો, એ સઘળાનો કાંઇબી ખ્યાલ કોઇબી સાહિત્ય મારફતે મલી શકયો હોય, એમ જણાતું નથી.

### વેશ્યાઓના શરરીમા થતા અજબ જેવા ફેરફારોની વિગત.

વળી આ ધંધામા પડેલી જુવાંન સ્ત્રીઓમા થતા અનેક શારીરિક ફેરફારોના વૈદક કારણો, જે જન સમાજની આરોગ્યતાના રક્ષણાર્થે જાણવા ઘણાજ અવશ્ય અગત્યના હોય છે, તે તો આજ સુધી અંધકારમાજ રહ્યાં છે. દાખલા તરીકે જવાંન સ્ત્રીઓ એવા ધંધામા પડયા પછી, શરીર વિદ્યા (ફિઝીઓલજી)ના કાયદા પ્રમાણે તેઓનું શરીર ફેલાઇ જઇ તેઓ જાડાં (obesity) થાય છે; તેમના અવાજ બદલાઇ જાય છે; તેઓની આંખ્યો અને માથાંના બાલના રંગમા અમુક પ્રકારના જે ફેરફારો થયલા જણાય છે, અને છેવટે તેમના જનંન શરીરમા થયલા ફેરફારો





વાંઝીયાપણુ લાગુ પડે છે. વળી કિસમ કિસમના 'કુટનખાના,' જે ઇંગ્રેજી ભાષામાં 'બ્રોથેલ' ને નામે બોલાય છે, અને જ્યાં અનિતીના કામો ચાલે છે, તેનું બયાન અને વિગત જાણવા જેગ થઇ પડે છે. વલી આ બદફેલી જેમ જાહેર રીતે ચાલે છે, તેમ તે ખાનગી રીતે પણ ચલાવવામા આવે છે, જેને ઇંગ્રેજી ભાષામાં

સિક્રેટ પ્રોસ્ટીટ્યુશન

કેહવામા આવે છે. આ ખાનગી બદફેલી 'જાહેર બદફેલી' કરતાં ઘણીજ ભયંકાર અને જોખમભરી હોય છે, કેમકે એવી બદફેલી પરણેલી તેમજ કુવારી સ્ત્રીઓ, પોતાના ઘર ભાડુતવાલાં મકાંનોમા, કોઇ વાર પોતાના ધણી અને મા બાપ યા વાલીઓની જાણ વગર, પોતાના જીવ ખરચ માટે જોઇતા પઈસાને ખાતર, યા પોતાને લાગેલા પહેરવા ઓઢવાની ફેશનોના શોખોના ખરચને પોંહચી વલવા માટે, છુપછાપ ચલાવે છે, તેમજ કોઇ કોઇ વખતે પોતાના મા બાપો યા ધણીની જાણ અને મંજુરીઆતથી, પોતાની ગરીબીને ખાતર એ બદીમા શરીક થાય છે. એક પ્રખ્યાત જરમન તબીબ એવી સ્ત્રીઓ માટે લખે છે કેઃ—

"The principal motives of prostitution are idleness, frivolity, and above all the love of finery.+" *I Bloch*

'કુટનખાના'ઓ વિશે બોલતાં એક ચોકસ પ્રકારના મકાંનોને ભુલી જવાં જોઇતાં નથી, કે જે મકાંનો

'હાઉસીસ-ઑફ-ઍકૉમોડેશન'

યાને 'ખાંનગી કુટનખાંના'ને નામે જણાયલાં હોય છે. જિયાં બદફેલી કરનારાંઓને પોતાનો ધંધો ખાનગી રીતે કરવાને બની આવે છે. જાહેર 'કુટનખાંના' કરતાં, આ ખાનગી 'કુટનખાના' વધારે ખરાબી કરનારાં હોય છે, કેમકે આવાં મકાનોનો આશરો કોઇબી વખતે, કોઇબી પ્રસંગે લેનારી સ્ત્રીઓ, ધંધાદારી વરગની વેસ્યાઓ હોતી નથી,

પણ આબરૂદાર સ્ત્રીઓને આવાં મકાનોમા પોતાની બદફેલી છુપી રીતે ચલાવવાની જેમ તક મલે છે, તેમ વ્યભીચારી પુરૂશોને પણ એવીજ કિસમની સગવડ એ મકાનોથી મળી શકે છે. આવી કિસમના અધમ ધાંમ, જરમનીના હેમબર્ગ અને બરલીન વિગેરે શેહરોમા, તેમજ ઓસ્ત્રીઆના વીએના અને બીજાં મુલકોમા મોટી સંખ્યામા માલમ પડે છે. વલી અમેરીકાનો પ્રખ્યાત તબિબ વીલ્યમ સેંન્ગર, ન્યું યોર્કમા ચાલી રહેલી આવી કિસમની બદી વિશે, પોતાના એક પ્રખ્યાત પુસ્તક અંદર લંબાણથી વિવેચન કરે છે. તેમજ પ્રખ્યાત ઇંગ્રેજ તબિબ વીલ્યમ એકટને પણ એ બદફેલી ઉપર એવુંજ એક પુસ્તક રચી પ્રગટ કીધું છે, જે આવી કિસમની બદી ઉપર પુરતું અજવાલું નાખે છે. આવી બદફેલીના દાખલા પેરીસ સરવેથી વધારે સંખ્યામા પુરા પાડે છે.

## આબરૂદાર વેશ્યાઓ !

આ જાતની વેશ્યાઓ હિયાં, ત્યાં, અને સઘલે ઠેકાણે યુરપ તેમજ બીજા મુલકોમા હરતી ભોગવે છે. આ સ્ત્રીઓ આબરૂદાર સ્ત્રીઓ જેવા પેહરવેશ કરી વેલાતના જાહેર મોહલ્લાઓમા કાંઇક અગત્યના કાંમમા રોકાયલી હોય, એવા ઢોંગી દેખાવો કરી ફરતી ફરે છે, અને ત્યાં પોતાના શેકારને પોતાની જાળમા પકડી પોતાને ઘરે લઇ જાય છે, યા તો 'હાઉસ-ઑફ એકોમોડેશન' નો આસરો લેય છે. પેરીસ અને બરલીનમા આવી કિસમની બદફેલી ઘણા મોટાં પ્રમાણમા થતી જણાઇ છે.

## મુસાફર—વેશ્યાઓ ! ઉડતાં પંખેરાં !

### International Prostitutes !

આ જાતની વેશ્યાઓ, મોટે ભાગે ભટકતી જીંદગી અખત્યાર કરી પોતાનો નીચ પેશો ચલાવે છે. તેઓ આબરૂદાર સ્ત્રીઓ હોવાનો

ઢોંગ કરી રેલવે તેમજ સ્ટીમરોમા મુસાફરી કરે છે, અને પેહલા વર્ગમા મુસાફરી કરવાનુ દામ ખરચી, તેઓ પોતાની જગ્યા મેળવે છે, અને ત્યાં આબરૂદાર ગ્રહસ્થોને પોતાના ખોટાં નામો આપી, તેમને ફુસલાવી. પોતાની નેમ પાર પાડે છે.

આ ઉડતાં પંખેરાં વેલાયતમા પોતાના પરાક્રમ દેખાડવામા સેહજબી ક્યાસ રાખતાં નથી. આજે તેઓ પેરીસમાં હોય છે, તો થોડા દિવસમા તેઓ લંન્ડનમા હોય છે; આજે તેઓ 'મોન્ટી કારલો' મા નજરે પડે છે, તો થોડા દિવસમા તેઓ કોન્સ્ટેન્ટીનોપલમા દેખાવ દીયે છે! આવી સ્ત્રીઓ મોટે ભાગે જરમન હોય છે. આ સ્ત્રીઓ જુદે જુદે પ્રસંગે જુદાં જુદાં નામો ધારણ કરે છે!

## વેલાયતની વેશ્યાઓની હુંન્નરમંદી!

'સીક્રેટ પ્રોસ્ટીટયુશન' યાને ખાનગી બદફેલી ચલાવનારી સ્ત્રીઓનો વેલાયતના જુદા જુદા મુલકોમા દુકાલ નથી! જરમનીના ઘણાક શેહરોમા, દારૂની દુકાનોમા દારૂ પીવા જનારાઓની સેવા બજાવવા માટે મોટે ભાગે દુકાંનના માલેક 'બાર-મેડ' યાને જવાંન સ્ત્રીઓને નોકરી રાખે છે. આ સ્ત્રીઓ (બાર-મેડ) મોટે ભાગે દારૂની શોખીન હોય છે, અને તેઓ પોતે દારૂ પીઇ તેને જેરવી શકે એવી હોય છે! તેઓ દુકાનમા દારૂ પીવા આવનારાઓને લલચાવી વધારે અને વધારે દારૂ પીવાની ફરજ પાડે છે, અને દારૂની ઘેનમા તેઓ તેણીને પણ પોતાનેજ ખરચે દારૂ પાય, તે દારૂના આંકડા તેઓજ ચુકવે છે! અને પોતાની ભાકટી હાલતમા, તેઓ આ 'બારમેડ'ના હાથમા સપડાઇ ખીસાં ખાલી કેઇને ઘેરે જાય છે! આ 'બાર-મેડો' આખા દીવસમા વીસથી ત્રીસ 'બીરના' ગ્લાસ પીવા ઉપરાંત, બ્રેન્ડી અને બીજી જાતના દારૂ પીઇને જેરવી શકે છે. આવી સ્ત્રીઓને દુકાનના માલેકો મોટા પગાર આપવા ઉપરાંત, તેઓ

જેટલો વધારે દારૂ લોકોને ફુસલાવી પીવાડી વધારે વકરો કરાવે, તેના પ્રમાણમાં અમુક ટકા તેઓને દારૂવાલાઓ આપે છે.† આવી દારૂની દુકાનો જરમનીમા Animierkneipen ને નામે ઓલખાયછે.

'બૉલ રૂમ્સ અને ડૅન્સીંગ—સૅલુન્સ'

એ ઉપરાંત બરલીન અને પેરીસના 'બૉલ રૂમ્સ' અને 'ડાન્સીંગ સૅલુંન્સ' પણ ઘણીજ હિનપરતીમા આવી પડેલા ગણાય છે. હિયાં પણ દારૂનો મોટો ખપ થાય છે. ડાન્સીંગ રૂમ્સને નામે ઓલખાતાં આ મકાંનો, ફક્ત નામનાજ હોય છે. ખરૂ જોતાં તો તે બદફેલીના મકાનોજ હોય છે, અને મોટે ભાગે તે કુટનખાના જેવાંજ કાંમો માટે વપરાય છે.

'વેરાયટી થીએટર્સ'

પેરીસ અને બરલીનમા મોજ શોખના સાધણો તરીકે કેટલાંક મકાનો 'વેરાયટી થીએટર્સ' ને નામે ઓલખાય છે. આ મકાનોમા 'ચલ ચલ' ગમતો, અને દીલખુશ કરે એવી રમુજોનો લાભ મેલવવા શોખીનો મોટી સંખ્યામા ભેગાં થાય છે. હિયાં હલકી નિતીની ગાનારીઓ, કસરત કરનારી સ્ત્રીઓ તેમજ પુરૂશો, અને સીનેમેટોગ્રાફની ફીલમો દેખાડવા ઉપરાંત, ગાયનો, હાથ ચાલાકીના ખેલો, અને કુસ્તી તથા સ્ત્રી અને પુરૂશો વચ્ચે મુક્કાબાજીની સરતો રજુ કરવામા આવે છે! આ મકાંનો જો કે સીધ્ધી રીતે જોતાં લોકોને રમુજ આપે એવાં હોય છે, પણ આડકતરી રીતે, તે બદફેલીના મકાંનની ગરજ સારતાં કેહવાય છે! કેમકે રોજ રાત્રે આ વેરાયટી થીએટર્સની, આસપાસ વસ્તી હલકી નિતીની સ્ત્રીઓ, પોતાનો ધંધો ચલાવવા જાય છે, અને વ્યભીચારી પુરૂશો પોતાના હવસને સંતોકવા ત્યાં ચાલુ હાજરી આપતા રહે છે!

† ડાકટર જોલા ટીકા કરે છે, કે એક સો એવી સ્ત્રીઓમા ૮૦ થી ૯૦ સ્ત્રીઓ, જરમનીમા ગરમીના મહીચ દરદથી હેરાન થતી હોય છે, જેથી એવી દુકાને ચેપી દરદોનો ફેલાવો કરનારૂં એક અધમ ધાંમ થઈ પડે છે.

'હિંન્ગલ—ટેંન્ગલ.'

આ નામથી ઓળખાતાં ખાતાંઓ, જયાં હલકાં વર્ગનું સંગીત ચાલે છે, ત્યાં સઘળી ગાનારીઓ હલકા વર્ગની વેસ્યાઓ હોય છે. આ 'ટીંગ્લ—ટેંન્ગલ'મા મોટે ભાગે ખલાસીઓ, સ્કુલોમાં જતા છોકરાઓ, કારકુનો, અને એવાંજ ટુંક ભંડોળીઆઓ મોટી સંખ્યામા હાજરી આપે છે. આવાં મકાનો હેમ્બર્ગમા અનેક જોવામા આવે છે. હિયાં એક ભંગરખાંણુ જેવો દેખાવ થઇ રેહ છે. જેને ગમે તે બેધડક બીડી ફુંકે છે; જેને ગમે તે દારૂ મંગાવી પીએ છે, જેને ગમે તે મજાક મશ્કરી ચલાવે છે, અને જેને ગમે તે ગાનારીઓના ગાયનો તેઓની સાથે સાથે ગાવા માંડે છે ! હિયાં હલકા વર્ગની વેસ્યાઓ પોતાનો ધંધો છુટથી ચલાવવા હંમેશા હાજર દેખાય છે !

'બોરડીંગ હાઉસીસ'

અનિતીના ધંધાનો ફેલાવો થતો અટકાવવાના અનેક ઘલાજો દેશ પરદેશની સરકારો અનેક રીતે કરતી રહી છે, છતાં તેનો સમપુર્ણ અટકાંવ હજી થઇ શક્યો નથી. હલટું એ ધંધાનો વેપાર અનેક રંગ રૂપમા વધ્યો જાય છે. બરલીનના મોહલ્લાઓમા અમુક ઘરોના દરવાજાઓ ઉપર નીચે પ્રમાણેના લેખવાળાં પાટીયાંઓ મારેલા વાંચવામા આવે છે. "હિયાં ઓરડાઓ માસીક, અઠવાડીક, યા દિવસને માટે ભાડે આપવામા આવે છે !" પ્રખયાત તબિબ આઇવન બ્લોક લખે છે, "કે આવી જાહેર ખબરો હંમેશાં અનિતીના ધંધાને ઉત્તેજન આપવા માટે યોજેલી હોય, એમ હું નક્કી કેહી શકતો નથી. પણ આવી કિસમના મકાંનોથી એવાં અનિતીના કાંમને ટેકા મલે છે! ઘણીક વાર એક ઘરના સઘલા ઓરડા, યા તો કોઇવાર આખ્ખું ઘર એવાં કાંમને માટે ભાડે આપવામા આવતું હોય એમ જણાયછે ! એવાં મકાંનો ઘણીક વાર ખાનગી

હોટેલો (પ્રાઈવેટ હોટેલ), યાતો 'ફરનિચર' સાથે ભાડે આપવાના મકાંનો (ફરનિશ્ડ લોડજીંગ) તરીકે ઓલખાતાં હોય છે, પણ ખરૂ જોતાં તો તેઓ એવાં નામના ઓઠાં હેઠલ કુટ્ટનખાના હોય છે!

## ચંપીખાંના! 'મશાજ ઇન્સ્ટીટયુટ!'

**Massage Institutes.**

ઘણીક વેશ્યાઓને શરીરની ચંપી (મશાજ) કરવાના હુંનરની થોડી ઘણી માહીતી હોય છે. તેઓ ચંપીખાણા (મશાજ ઇન્સ્ટીટયુટ) ના નામ હેઠલ ચંપી કરવાના ખાતાં ઉંઘાડે છે, અને ત્યાં તેઓ ચંપીના બાહાણા હેઠલ પોતાનો વેશ્યાપણાનો રોજગાર ચલાવે છે!

એ ઉપરાંત લનડન, પેરીસ, બરલીન, વીએના અને બુદાપેસ્ટ, તથા લીપઝીગ વીગેરે મોટાં શેહેરોમા, 'કાફે' ના નામ હેઠલ ચાલતાં કેટલાંક ખાતાંઓમા વેશ્યાપણાનો ધંધો દિવસે તેમજ રાત્રે એકસરખી રીતે ચાલે છે! બરલીનમા એવાં કેટલાંક ખાતાંઓ રાતનાજ ખોલવામા આવે છે, અને ત્યાં સંધ્યા કાળથી પાછલી રાત સુધી વેશ્યાઓ પોતાના ધંધા માટે જાગરણ કરતી રેહછે.

એવી રીતની અધમ જીંદગી ગુજારનારી સ્ત્રીઓને વેશ્યા યાને કસબણોને નામે આપણ ઓલખ્યે છીયે. આ સ્ત્રીઓ દુનિયાના દરેક મુલકના ખુણાંમા, વધતાં તેમજ ઓછાં પ્રમાણમા હોય છે. એ ધંધા માટે યોજેલાં મકાંનો કુટનખાનાને નામે જણાયલાં છે. જુદા જુદા મુલકોમા ચાલી રેહલી અનિતોની આ એક ઉડતી ઉપરટપકેની નોંધ અત્રે રજુ કરી છે, જેથી વાંચકોને એ બદફેલીના ફેલાવાનો કાંઈક ખ્યાલ આવી શકે.

ડા૦ દુવાશીર,
D. H. P.

# પત્ર ૨૯ મું.

—:o:—

## વાંઝણી સ્ત્રીઓ–સ્ત્રીઓને લાગતું ત્રણ જાતનું વાંઝીઆપણું?

**STERILITY IN FEMALE.**

મિત્ર મહેરબાન

માનસ જાતના સુધારા અને વધારાની તવારીખનો જયારે આપણું અભ્યાસ કરીયે છીયે, ત્યારે આપણને માલમ પડે છે, કે વાંઝણી સ્ત્રીઓ પ્રજાને મોટી નુંકસાન કરતા થઇ પડેછે; એટલુંજ નહી પણ સ્ત્રીજાતને તે એક મોટા કલંક સમાન ગણાયછે.

### જુદી જુદી પ્રજાની વાંઝણી સ્ત્રીઓ.

જંગલી તેમજ પુર્વ તરફની પ્રજાઓની સ્ત્રીઓ જેઓ, પોતાની જીંદગી પુરૂશોની ગુલામગીરી અને તાબેદારી કરવામા ગુજારેછે, તેઓ જ્યાં સુધી ઓલાદ ફરજંદની માતા થતી નથી, ત્યાં સુધી તેઓ પુરૂશો અને પોતાના પતીના માનને લાયક થતી નથી.

ઇરાનમા વાંઝણી સ્ત્રીઓને તેમના ખાવિંદો 'છુટા છેડા' યાને તલાક આપી દે છે! હિંન્દુસ્થાંનમાં કેટલીક કોમના રેવાજ પ્રમાણે, પરણેલી સ્ત્રીઓ વાંઝણી માલમ પડયા પછી, તેઓને તેમના મા બાપને ઘરે પાછી મોકલાવી આપે છે! ચીન અને જાપાન દેશમા વાંઝણી સ્ત્રીઓને જાનવરથીબી વધારે કંગાલ હોય, એમ તેઓને ગણવામા આવે છે. હબસી જેવી જંગલી પ્રજામા વાંઝણી સ્ત્રીઓ તરફ ધિક્કારની નજરથી જોવામા આવેછે, અને પરણતી વખતે તેઓને રેવાજ પ્રમાણે આપેલા પઇસા સ્ત્રીઓના મા બાપ પાસથી તેમના ધણીઓ પાછા લાવેછે. યાહુદી અને હર્ક લોકો પોતાની સ્ત્રીઓ વાંઝણી નિકલ્યાથી

તેઓને તલાક આપવાંને લાયક ગણેછે; એટલુંજ નહી પણ વાંઝણી સ્ત્રીઓને તલાક મલ્યા પછી, તેઓ ગમે એવી ખુબસુરત હોવા છતા, તેઓને કોઇબી પુરૂશ ફરી પરણવા એવું કહી ના પાડેછે, કે 'તેઓ બચ્ચાં જણી શકે એવી સ્ત્રીઓ નથી!'

યાહુદીઓના તાલમદમા સ્ત્રીજાતની ખરી ફરજ શું છે તે વિશે જણાવે છે કે, "એક સ્ત્રી ખુબસુરત હોવી જોઇયે, તે નમાણી હોવી જોઇયે, તે છોકરાં જણે એવી હોવી જોઇયે, અને આગલ ચાલતાં વધુ લખે છે, કે :—

"ગરીબ, રગતપીતીઆં, આંધલાં અને વાંઝીયાં મુવેલા ભલા" વલી વધુ એમ જણાવે છે, કે : " જે કોઇ બચ્ચાં નહી જણવાની મતલબથી જાણી જોઇ કુંવારો રેહ, તેણે ખુન કરવા જેટલો ગુનાહ કીધેલો ગણાય. "

જરમનીના જુના કાયદા પ્રમાણે એક વાંઝણી સ્ત્રી, તેમજ એક નામરદ પુરૂશ, બંને છુટાં છેડાને લાયક ગણાતાં હતાં. આગલી રોમન પ્રજાની વાંઝણી સ્ત્રીઓ ઉપર 'ખુદાનો કોપ' ઉતરેલો સમજતા હતા, અને 'ઓગસ્ટસ'ના વખતમાં, વીસ વરશની ઉંમરે પુગેલી ઓરતો, પરણ્યા પછી અગરજો વાંઝણી રેહતી, તો તેઓને સજા કરવામા આવતી હતી.

વાંઝણી સ્ત્રીઓ આખી દુનિયાની પ્રજામા હિણાયલીછે. સ્લાવોનીક પ્રજામા વાંઝણી સ્ત્રીઓ માટે એવી કહેવત ચાલે છે કે : " જ્યાં સુધી તે સ્ત્રી એક છોકરૂ જણે નહી, ત્યાં સુધી તે સ્ત્રી સ્ત્રી તરીકે ગણાય નહી." અને તેજ પ્રમાણે 'ઇસ્ત્રીઆ' ના મુલકમા વાંઝણી સ્ત્રીઓને 'હર્મેફ્રોડાઇટ†' ના નામે ઓલખવામા આવતી હતી,

† હર્મેફ્રોડાઇટ માને હીજડી યા હીજડો.

## વાંઝીયાપણું અને દુનિયાના પ્રવીણ લેખકો

આ સવાલે પ્રથમથી દુનિયાના સઘલા શાસ્ત્રીઓનુ ધ્યાન ખેંચ્યું હતું, એમ આજે પણ જોવામા આવે છે. હિન્દુસ્થાનનો પુર્વ જમાનાનો પ્રખ્યાત વૈદ્ય સુશ્રુત, વાંઝણી સ્ત્રીઓ હમેલદાર કયારે બની શકે છે, તે પ્રસંગ માટે અનેક સુચના કરતો જણાય છે. ખ્રીસ્ટીઓના જુના ટેસ્ટેમેંન્ટમા, યાહુદીઓના ધારમિક પુસ્તક તાલમદમા, તેમજ હિપોક્રેટ, પ્લીની, અને એરીસ્ટોટલે, એ બાબદ, અને તેના ઇલાજો માટે સંખ્યાબંધ સુચના કરેલી નોધાઇ છે. વલી આરબ લોકોએ પણ પોતાના વૈદક પુસ્તકોમા એ સવાલને ઘણીજ અગત્યતા આપી ચરચેલો છે.

## બે પ્રકારનુ વાંઝીયાપણું.

જે સ્ત્રીનો શારીરિક બાંધો, અને જેનુ જનંન શરીર સંપુરણ તંન્દરેસ્ત હાલતમા હોવા છતાં, અને જે સંસારમા પોતાના ખાવિંદ સાથ લગનના હક ચાલુ લાંબો વખત સુધી ભોગવતી હોવા છતાં હમેલદાર થતી ન હોય, તેવી સ્ત્રીને 'વાંઝણી' તરીકે ઓલખવામા આવે છે. એ વાંઝીયાપણુ બે પ્રકારનુ હોય છે. [૧] અગરજો એક સ્ત્રી પોતાના ખાવિંદ સાથ લગભગ ત્રણ વરસ સુધી રાતવાતના હક ભોગવવા છતા હમેલ ધારણ નહી કરે, તો તેને લાગુ પડેલુ વાંઝીયાપણ જનમથીજ લાગુ પડેલુ છે, એમ તબિબોનુ કહેવું છે. એવાં વાંઝીયાપણાને તબિબી ભાશામાં 'કોન્જેનિટલ સ્ટેરીલીટી' (Congenital sterility) કહે છે. [૨] અગરજો એક સ્ત્રી, એક યા બે યા વધુ વખત બચ્ચાંને જનમ આપ્યા પછી, અને સંસાર વહેવાર ચાલુ ભોગવતી હોવા છતાં તે હમેલ ધારણ કરી શકતી ન હોય, તો તેનું વાંઝીયાપણું તબિબી ભાશામા 'acquired or relative સ્ટેરીલીટી'ને નામે ઓલખાય છે.

## એકજ બાળક જણીને વાંઝણી થતી સ્ત્રીઓ!

**One Child Sterility.**

**એવા વાંઝીયાપણાના કારણ**

ઉપલા પ્રકારનુ વાંઝીયાપણુ ઘણીક સ્ત્રીઓને લાગુ પડે છે. ઘણીક

સ્ત્રીઓ ફક્ત એકજ બાળકને જનમ આપી, સંસાર વૈભવ ભોગવતી હોવા છતાં, તે હમેલદાર થતી નથી. આ જાતનું વાંઝીયાપણુ અનેક કારણથી લાગુ પડે છે. એવાં અનેક કારણ માહેલાં મુખ્ય કારણ [૧] કફોડી અને હેરાનગતીવાલી પેહેલ્લી સુવાવડ પછી ગર્ભસ્થાંનને, તેમજ તેની સાથ સંબંધ ધરાવતાં બીજાં અવયવોને લાગુ પડેલા સોજાની બિમારી પછી નબલી પડી ગયેલી દેહને લીધે અશક્ત થઇ પડેલી સ્ત્રીની જનંનશક્તીને લીધે હોય છે; [૨] આવી જાતનુ વાંઝીયાપણુ ખાસ કરી નાજુક પ્રકૃતી-વાલી સ્ત્રીઓને જેમ લાગુ પડે છે, તેમ [૩] એનિમીયા (સુકાઇ ગયેલાં યા નબલાં પડી ગયલાં લોહી) ની બિમારીવાલી સ્ત્રીઓને, [૪] 'સ્ક્રોફ્યુલસ' સ્ત્રીઓ, જેઓની જનમ આપવાની તમામ શક્તી પહેલ્લીજ વાર બચ્ચાંને જનમ આપતાં ખલાસ થઇ જાય છે. [૫] પેહેલાં બાળકને જનમ આપ્યા પછી, માતાના ગર્ભસ્થાંન અંદર અમુક જાતની ગાંઠ એટલે ' ત્યુમર ' થાય છે, જેથી સ્ત્રી હંમેલ ધારણ કરી શકતી નથી. [૬] વલી એ સઘલાં કારણ ઉપરાંત, એક માતા પોતાના પેહલ્લાં બાળકને જનમ઼ુઆપ્યા પછી, તાઇફોઇડ ફીવર, યા એવાજ પ્રકારની કોઇ ઝેરી તાવ લાગુ પડયા પછી પણ વાંઝણી બની જાય છે. [૭] આ સઘલાં કારણો ઉપરાંત

વાંઝીયાપણાના ગુપ્ત કારણો

પણ હોય છે, જેની વિગત લગાર જાણવા જોગ છે. કોઈ વાર પોતાની પરણેતરને પેહલ્લી વાર હમેલ રેહ્યા પછી, ધણીનો પ્યાર તેણી તરફ ઓછો થતો જાય છે, કેમકે તેની સ્ત્રી પોતાની નબલી દેહને લીધે પતીને પોતાથી દુર રહેવાની ફરજ પાડે છે. એવા સંજોગ વચ્ચે તે સ્ત્રીનો ધણી વ્યભીચારી જીંદગી ગુજારવી શરૂ કરે છે, અને તેમ કરતાં એકાદ ગરમીચ, ચેપી દરદનો તે ભોગ થઇ પડે છે, જે ચેપ આખરે તે ઘાતકી ખાવિંદ પોતાની પરણેતરને આપે છે, પરીણામમા એવી સ્ત્રી વાંઝણી રેહ છે. [૮] વલી

આ વાત ભુલી જવી જોઇયે નહી, કે ઘણીક સ્ત્રીઓ, પોતાના પેહલ્લાં બચ્ચાંને જનમ આપ્યા પછી, ફરીથી હમેલદાર નહી બનવાના ઠરાવ ઉપર આવી, જાણી બુજી તે હમેલ રેહતા અટકાવવાના ઉપાયો અજમાવે છે ! [૯] વળી કેટલીક વાર એવી એકજ બચ્ચું જણી વાંઝણી બનેલી સ્ત્રીઓનાં ખાવિંદો, પોતાની પરણેતરો કરતાં ૨૪, ૨૧, ૧૫, વરશ મોટી ઉમરના હોવાને લીધે, તેઓની જનંન શકતી પુરેપુરી નાશ પામેલી હોય છે, અને એ કારણને લીધે પણ ઘણીક સ્ત્રીઓ એકાદ બાળકને જનમ આપી વાંઝણી બને છે.

## પરણ્યા પછી ઓરત વાંઝણી છે, એ જાણવાની રીત.

એક ઓરત પરણ્યા પછી કયારે હમેલ ધારણ કરશે, તે નકકી કેહી શકાય એમ નથી. પણ કોઇબી ઓરત પરણ્યા પછી, પોતાના પતીની સંગતમા મેંમ પ્રીતથી વસી લગનના હક ત્રણ વરશ સુધી ભોગવ્યા છતાં, જો તે હમેલ ધારણ નહી કરી શકે, તો તબિબી સતાવાર મત એવું છે, કે તેવી ઓરત મોટે ભાગે વાંઝણી રેહ છે. એવા સંજોગ વચ્ચે તે ઓરતમા કેવા પ્રકારની ખામી છે, તે માટે કોઇ કાબેલ તબિબની સલાહ લેવી ઘટે છે.

## હમેલ ધારણ કરવા માટે દરેક સ્ત્રીમા ત્રણ ગુણ હોવા જોઇયે.

મિત્ર, પોતાની ઓલાદનો સીલસીલો ચાલતો રેહ એવું જોવા માટે દરેક પુરૂશ ઘણોજ ખંતી હોય છે. એક સ્ત્રી હમેલ ધારણ કરવા જેવી વંનદરોસ્તીમાં છે કે નહી, તે જાણવું ઘણુજ ગુચવાડાભરેલું છે. જુદા જુદા વિદવાનો એ વિશે જુદાં જુદાં મત દરશાવે છે. અલબતાં એક સ્ત્રી અનેક કારણોને લીધે વાંઝણી રેહ છે, પણ ત્રણ જાતની ખામીને લીધે, સ્ત્રીને લાગુ પડેલું વાંઝીયાપણું, તબિબોએ એકમતે

મંજુર કીધું છે. એ રીતે જોતાં સ્ત્રીને ત્રણ જાતનું વાઝીયાપણું લાગવાના સંભવ હોય છે.

### સ્ત્રીને લાગુ પડતું ત્રણ જાતનુ વાંઝીયાપણું.

૧:-સ્ત્રીના સંતાન-બીજ (ઓવમ)ની હમેલ ધારણ કરવાની અશકત હાલતને, લીધે સ્ત્રીને લાગુ પડેલું વાંઝીયાપણું.

૨:-સ્ત્રીના સંતાન-બીજ, અને પુરૂષના 'બુંદનુ (સ્પર્મેટોઝુઆ) કાંઇક સબબને લીધે, ગર્ભસ્થાંનમાં એક બીજાં સાથ જોડાઇને એકરસ થઇ જવામા પડતી ખલલને લીધે, સ્ત્રીને લાગુ પડતુ વાઝીયાપણુ. (આ જાતના વાંઝીયાપણા માટે કોઇ વખત પુરૂશ પોતે પણ જવાબદાર રહે છે.)

૩:-સ્ત્રીની ગર્ભ ધારણ નહી કરી શકે, એવી જાતની પ્રકૃતીને લીધે લાગુ પડેલું વાંઝીયાપણું.

આ મુખ્ય ત્રણ મુગ-સ્થીતીને લીધે, સ્ત્રી વાંઝણી રહે છે, પણ એ ઉપરાંત વાંઝીયાપણાના બીજાં અનેક કારણો હોય છે. એવાં થોડાંક કારણો આગલ દરશાવ્યાં છે, જે એટલાં તો સ્પષ્ટ છે, કે સાદી સમજના વાંચક તેથી વાંઝીયાપણાના કારણની કાંઇક અટકલ કહ્પી શકે.

### સ્ત્રીના સંતાંન-બીજની અશકતીના કારણો.

સ્ત્રીના સંતાંન-બીજની ખાંમીભરી હાલતને લીધે જે વાંઝીયાપણું સ્ત્રીને લાગુ પડે છે, તેનુ મુખ્ય કારણ કેટલીકવાર સ્ત્રીઓમા તેમના 'સંતાન-બીજ સ્થાંન' (ઓવરી) કોઈ વખત ચીમરાઇ ગયેલાં હોવાને લીધે, યા કોઇ વખત 'ઓવરી'ને લાગુ પડેલાં કાંઇક દરદના સબબે તેની રચનામા થઇ ગયેલા ફેરફારને લીધે, સંતાન-બીજની એવી હાલત થઇ પડે છે, કે જેથી સ્ત્રી હમેલ ધારણ કરી શકતી નથી. વલી ઓધે ઉતરતી ખાસીયતને લીધે પણ સ્ત્રી એવી હાલતે પુગે છે.

### સ્ત્રીના સંતાન-બીજની ખામી પીછાનવાની રીત.

આવી કિસમની સ્ત્રીના સંતાન-બીજની ખામી ભરી હાલત નિચલી નિશાંણીઓ ઉપરથી પીછાની શકાય છે. માસીક માંદગી પ્રસંગે એવી સ્ત્રીઓને જતું દસ્તાંન એકદમ બંધ પડી જાય છે, યા તો તે અનિયમીત પ્રસંગે જાય છે, અને તે પોતાની નિયમીત રીત અખત્યાર કરતું નથી. આ નિશાણીઓ સ્ત્રીના સંતાંન-બીજ-સ્થાંનની ચલવલનો કાંઇક ખ્યાલ આપે છે. વલી આ વાતખી ધ્યાંનમા રાખવી, કે સ્ત્રીના દસ્તાંનનુ અનિયમીતપણું જેમ વધારે હોય છે, તેમ સ્ત્રીના વાંઝીયાપણા-ની વલાણ પણ વધારે હોવાનો સંભવ રહે છે, કેમકે આ બંને પ્રસંગો એક બીજા સાથ નિકટ સંબંધ રાખે છે. એ ઉપરાંત સ્ત્રીના શારીરિક બાંધાની બારીક તપાસ કીધાથી, સ્ત્રીના બાહારના ગુપ્ત ભાગોની હાલત તપાસ્યાથી સ્ત્રીની ફરીયાદો વિશે કાંઇક ભરોસેદાર સેવટ ઉપર તબિબો આવી શકે છે. વલી કેટલીક નિશાણીઓ જેવી કે, કંમરનો દુખાવો, પીડુનુ ભારી થવું, સ્તંનમા 'પેન' મારવી,ચેહરા ઉપર અગન બલવી, નસકોરી ફુટી તેમાથી લોહી જવું, વિગેરે ફરીયાદો તબિબને ખરે રસ્તે દોરવવા કાંમે લાગે છે. એ ઉપરાંત સ્ત્રીની ઉંમર, તેની જીંદગી ગુજારવાની રીતભાત, અને કુટુંબની આગલી-પાછલી હકિકત ઉપરથી પણ સ્ત્રીના વાંઝીયાપણા માટે મત બાંધી શકાય છે.

### કેટલાંક દરદોથી સ્ત્રીને લાગુ પડતું વાંઝીયાપણું !

'ઓવરી'નું બીમરાઈ જવું, એ વાંઝીયાપણાને જનમ આપવાનુ એક કારણ ગણાય છે. સ્ત્રીની 'ઓવરી'ની આવી હાલત, 'સ્કોફ્યુલા'ની બિમારી લાગુ પડયાથી, ડયાબિતીસ, રીકેટસ, ખઇ, તાઇફોઇડ અને મેલેરીયલ તાવ શરીરમા પગી ગયાંથી પણ બને છે. ઘણી જાડી સ્ત્રીઓ પણ મોટે ભાગે વાંઝણી રહે છે!

### કેટલીક દવાઈઓથી સ્ત્રીને લાગતું વાંઝીયાપણું.

જેમ ઉપર જણાવેલાં દરદોથી સ્ત્રીને વાઝીયાપણું લાગવાનો સંભવ રહે છે, તેમ કેટલીક દવાઓનુ ચાલુ સેવન કીધાથીબી સ્ત્રીને વાઝીયાપણું લાગવાનો મોટો સંભવ રહે છે. અફીમ અને મોરફીઆ નામની દવાનું ચાલુ લાંબો વખત સુધી સેવન કીધાથી, સ્ત્રીની 'ઓવરી' ચીમરાઈને કરમાઈ જવાથી વાંઝીયાપણું લાગે છે. આગલ જણાવ્યા પ્રમાણે સ્ત્રીઓને દારૂનો હદ બાહાર ચાલુ ઉપયોગ કરવાના લાગેલા લતથી પણ એવુંજ સેવટ આવે છે. કુઇનીન મોટા પ્રમાણ લીધાથી, સંતાંન-બીજની હાલતમા મોટો ફેરફાર થાય છે, અને તેથી સ્ત્રી હમેલ ધારણ કરી શકતી નથી. 'ટેનીન' નામની દવાથી પણ વાંઝીયાંપણ લાગુ પડવાનો સંભવ રહે છે, અને તેથીજ ઘણી ચાહ પીધાથી પરહેજ રેહવાની કેટલાક તબીબો સ્ત્રીઓને ભલામણ કરે છે, કેમકે ચાહની અંદર 'ટેનીન'નો ભાગ સમાયલો હોય છે.

### 'ખસી' કરેલી ઓરતો હમેલદાર થઇ શકે છે.

પુરૂશોને જેમ ખસી (કાસ્ટ્રેટ) કરવામાં આવે છે, તેમ સ્ત્રીઓને પણ અમુક દરદોના સંજોગ વચ્ચે 'ખસી' કરવાનો 'સરજયનો' શસ્ત્ર પ્રયોગ કરે છે. સ્ત્રીઓને ખસી કરવા માટે, તેમના સંતાંન-બીજ-સ્થાંન એટલે 'ઓવરી' કાપી કાહડવામા આવે છે. સ્ત્રીઓને ખસી (કાસ્ટ્રેટ) કરવાના પ્રયોગને તબિબો 'ઉફોરેકટોમી' કહે છે. તબિબી દફતરે, જરમન તબિબ Schatz બીજાઓ ભેગો એક એવો દાખલો નોધાવે છે, કે જેમાં તેણે ઈ૦ સ૦ ૧૮૮૦ ના સાલના ફેબ્રુવારી માસમાં એક જવાંન વીસ વરસની છોકરી ઉપર, આ વાહાડકાપનુ 'ઓપરેશન' કરી, તેણીની બંને 'ઓવરી'ઓ જડ મુળથી કાપી કાહડી હતી. પાછલથી ઈ૦ સ૦ ૧૮૮૪ ના સાલમા તે છોકરી પરણી ગઇ હતી, અને ઇ૦ સ૦ ૧૮૮૫ ના મે માસમા તે સ્ત્રીએ એક તંન્દરોસ્ત છોકરીને જનમ આપ્યો હતો. આ અપુર્વ બનાવના બાબમા પાછલથી મજકુર તબિબે એવો રદીઓ

આપ્યો હતો, કે મજકુર ઓપરેશન દરમ્યાંન ઓવરીનો એ ઘુંચના બારમા ભાગ જેટલો કાંઇક નજીવો ભાગ રેહી ગયો હતો, જેમાંથી સંતાન-બીજ ઉત્પંન્ન થવા પામ્યું હતું, અને તેથી તે છોકરી હમેલદાર બની હતી. આ દાખલા ઉપરથી માલમ પડે છે, કે 'ઓવરી'નો એક અતી નાહનામા નાહનો ભાગ, સંતાંન-બીજ ઉતપંન્ન કરવાની શક્તી ધરાવે છે.

જાડી સ્ત્રીઓને લાગુ પડતાં વાંઝીયાપણાનું કારણ.

સ્ત્રીઓ, જેઓ શરીરે ફેલાઇ ગયલી અને જાડી થઇ ગયેલી હોય છે, તેવો મોટે ભાગે વાંઝણી હોય છે. કુધરતી ઉંમરની જવાંન સ્ત્રીઓ, જેઓને કોઇપી પ્રકારની બિમારી માટે ફરીયાદ કરવાનુ હોતું નથી, તેઓ માસીક મંહદગી પ્રસંગે ઘણીકવાર દસ્તાંન ખંચાઇ જવાની ફરીયાદ કરે છે. આ સબબને લીધે તેઓ વાંઝણી રેહવી જોઇયે! ફેલાઇ ગયેલાં શરીરવાલી સ્ત્રીઓ, જનંન શરીરની એકાદ પિડાકારીનુ સેવન કરતી હોય છે; કેમકે એવી સ્ત્રીઓના ગર્ભસ્થાંન પુર તંન્દરોસ્ત હાલતમા હોતાં નથી; પ્રસવ માર્ગમાથી નિકલતા પ્રવાહીની હાલત પણ તેવીજ હોય છે, અને બાજે વખત ગર્ભસ્થાંન તેની જગ્યાથી ખીસી ગયલું (displacement) હોય છે. શરીર અંદર ચરબીના ફેલાઇ જવાથી, આડકતરી યા સીધી રીતે સંતાંન-બીજ-સ્થાંન ઉપર વાંઝીયાપણાની અસર થાય છે. જાડાપણું, જાનવરો અંદર પણ એવીજ અસર કરે છે. ઢરડી અને મુરગીનો વેપાર કરનારાઓ સારી રીતે એ બીનાથી માહીતગાર હોય છે, કે જ્યારે મુરગીઓને ખવડાવી તેઓ રૂષ્ટ પુષ્ટ બનાવે છે, ત્યારે તેઓ ઇડાં મુકતી બંધ પડે છે.

પશ્ચાત લેખક હિપોક્રેટ સીથિયન પ્રજાની સ્ત્રીઓમાં ફેલાઇ ગયલાં વાંઝીયાપણાને માટે એવુંજ મત આપી ગયો છે, કે તેઓ શરીરે અતી જાડીં થઇ ગઇ હતી, અને તેથીજ તેઓ વાંઝણી રેહતી હતી, અને

તેઓની ગોલામડીઓ, જેઓ શરીરે પતલી હતી, તેઓ સીધિયન પુરૂશોના સમાગમમા આવતાંજ હમેલ ધારણ કરતી હતી.

પુરૂશના શુન સાથ સ્ત્રીનુ બીજ એકરસ થવાના પ્રયોગમાં અટકાવ થયાથી સ્ત્રીને વાંઝીયાપણું લાગુ પડે છે. આ 'શુન' અને 'બીજ' એકરસ થવાના પ્રયોગમાં અનેક કારણે અટકાવ થાય છે. એ કારણો જાણવા અગત્યના છે.

(૧) સ્ત્રીના બીજની અથવા તો 'ઓવરી'નીકાંઇક ખામીભરી હાલતને લીધે, સ્ત્રીના બીજને માટે મુકરર કરેલી જગ્યાએ તે જઇ નહી પુગવાથી, પુરૂશના શુન સાથ તે એકરસ થઇ શકતું નથી.(૨) ગર્ભસ્થાંનની કોઇક રોગીષ્ટ યા ખામીભરી હાલતને લીધે, સંતાન-બીજ ગર્ભસ્થાનમાં દાખલ થઇ નહી શકવાથી, તેમજ એજ કારણને લીધે પુરૂશનું શુન ગર્ભસ્થાંન અંદર જતું અટકી પડયાથી. (૩) સ્ત્રીના પ્રસવ માર્ગમાં ઉતપન્ન થતા પ્રવાહીની ઝેરી અસરથી પુરૂશનું શુન ગર્ભસ્થાનમાં દાખલ થાય તે આગમજ તે નાશ પામ્યાથી.

આ, અને એના જેવાં બીજાં અનેક કારણથી વાંઝીયાપણું લાગુ પડે છે. મિત્ર, આ લેખ કાંઇ વાચકને વાંઝીયાપણાના પુર્વિણુ તબિબ બનાવવાની ધારણાથી લખ્યો નથી, પણ સ્ત્રીજાતને લાગુ પડતાં વાંઝીયાપણાને કાંઇક ખ્યાલ સમજદાર વાંચકોને આપવાના હેતુથી, અત્રે નોંધ્યો છે. હજી એ બાબદ ઘણુ લખી શકાય એમ છે, પણ આ નાહના પુસ્તકમાં તે સઘલું દાખલ કરવું અશક્ય છે.

લા. દુવાગીર

D. H. P



સ્ત્રીઓ આવી રીતનો શારીરિક બાંધો રાખી શકે.



# પત્ર ૩૦ મું.



## પચીસ, ત્રીસ, પાંત્રીસ અને ચાળીસ વરસની સ્ત્રીઓ!

## WOMAN AT DIFFERENT PERIODS OF LIFE.

મારા મેહરબાંન રફીક—

સ્ત્રીજાત પોતાની ખુબસુરતી માટે હંમેશા ઘણીજ કાળજી રાખે છે. તેઓ બીજી સ્ત્રીઓ કરતાં ઓછી આકર્ષીત બને, અને તેમનું સૌંન્દર્ય બીજી સ્ત્રીઓ કરતાં ઓછું ખેંચાણકારક થાય, તેની તેઓને હંમેશાં ચટપટ થયા કરે છે. એ કાળજી અને એ ચટપટનું મુખ્ય કારણ તેઓ રખે પોતાના પતીની નજરમાં ઓછી ખુબસુરત દીસે, અને રખે તેની નજર તેઓના કરતાં કોઇ વધારે ખેંચાણકારક ખુબસુરતી ઉપર પડયાથી, તેમની નજરમા તેઓ અળખામણી થઇ પડે, એ હોય છે.

### કુંમારાં ડોળાં!

પરણેલી તેમજ કુંવારી સ્ત્રીઓ, અને ખાસ કરી કુંવારી સ્ત્રીઓ કમનસીબે ૩૦ કે ૩૫ વરસની ઉંમરે જ્યારે પુગે છે, ત્યારે તેમના મનમાં એવો ધખારો બેસી જાય છે, કે હવે તેઓની જવાંની કજરાઇ જવા લાગી છે, અને હવે જે વખત જાય છે, તેમા તેઓ ઘરડાં થઇ જવાના! અને લોકોની નજરમાં તેઓ 'કુંમારા ડોળાં' જેવાં લાગવાના!

### પરણેલી છતાં કુંવારી!

પણ ૩૦–૩૫ વરસની એક પરણેલી અને સુખવાસી સ્ત્રી, ૩૦–૩૫ વરસની કુંવારી સ્ત્રી કરતાં ઘણાક કારણોને લીધે વધારે જવાંન, અને વધારે

દેખાવતી લાગે છે, એમા તો જરાએ શક નથી. પણ ધ્યાન રાખવું કે એ કાંઇ કુદરતે મુકરર કરેલો નિયમ નથી. શારીરીક સુખાકારી, મનની ચિંન્તા વગરની હાલત, નરીકરાપણું, સંસારમાં શાંતી વિગેરે બીજા કારણોને લીધે પણ ઘણીક પરણેલી સ્રીઓ ૩૫) વરશની ઉંમરે ૨૫ વરશના જેવી ભર જવાંનીમા આવેલી બની રહે છે, અને ઘણાકોની નજરમાં તે પરણેલી હોવા છતાં, એક કુંવારી સ્રીના જેવી દેખાય છે.

## કુંમારી છતાં પરણેલી !

બીજા હાથ ઉપર ૩૦ વરશની કેટલીક કુંવારી સ્રીઓ, અનેક કારણોને લીધે, ખવાઇ ગયેલી, તવાઇ ગયેલી, લેવાઇ ગયેલી, અને કુંવારી હોવા છતાં પરણીને પરવારી ગયેલી હોય, એવી મોટી ઉંમરવાળી જેવી દીસે છે એવી સ્રીઓ ઘણીકવાર પોતાની કુંવારી જીંદગી માટે સંતાપમાં પડી મુઝવણમાં રાત દિવસ વખત ગાલતી હોવાને લીધે; 'એનીમિયા'ની બિમારીથી પિડાતી હોવાના સબબે; મા-બાપના ઘરનો વહિવટ અને વહિતરાંની જંજાલ, અને બીજી મનની પિડાકારીની અસરથી પિડાતી રેહતી હોવાના કારણે, તેઓ જવાંન હોવા છતાં વૃધ ઉંમરે પુગેલી સ્રીઓ જેવી દેખાય છે! શું સમજદાર સ્રીઓ પોતાની આવી શારીરીક હાલતનો અટકાવ કરી નહી શકે? મિત્ર, હું ભાર મુકી કહુ છું, કે તેમ તેઓ કરી શકે એમ છે; તેમ કરવાની તેમનામાં તાકત છે.

## ચાલીસ વરશની સ્રીઓ !

હવે હું ચાલીસ વરશની સ્રીઓ માટે કાંઇક લખું છું. ખરી વાત છે, કે સ્રી જ્યારે ચાલીસ વરશની ઉંમરે પુગે છે, ત્યારે તે પોતાને એક કમનસીબ ઓરત તરીકે ગણે છે! " ચાલો, હવે ઘડપણ

આવી લાગ્યું; હવે શા ખપનાં સૌંદર્ય-પાતલી! હવે શા ખપનો સણગાર! હવે શા ખપનાં વસ્ત્રાલંકાર! હવે જવાન છોકરીઓના નાજ-નખરાં, અને ધાંધલ-ધરપચ અને દોડધામ આગળ આપણી શું બીસાદ! હવે આપણી તરફ કોણ ઝાંખી નજરે જોશે! અને કોણ અછો-અછો થશે!" આવા વિચારો તેમના અંતરને રાત દિવસ કોતરી ખાય છે!

## સ્ત્રીનું ઘડપણ અટકાવી શકાય છે!

પણ મિત્ર, જો એક સ્ત્રી ચાલીસ વરશની ઉંમરે પુગ્યા પછી, તે પોતાને 'ઘરડી' સમજે, તો તેમા તેણી મોટી ભુલ કરે છે. તેમ સમજી તે જાણી બુજી ઘરડી બનવા જેવું કરે છે. જો એ ઉંમરે સ્ત્રીને ઘડપણ લાગુ પડયું હોય, તો પોતાના બચ્ચાંના ભલાં માટે, તેમજ પોતાના પતીના ભલાં માટે, તે પોતાનું એવું ઘડપણ અટકાવી શકે છે. તે માટે શું ઈલાજ કરવા?

ચાલીસ વરશની ઉંમરે પુગેલી એક સ્ત્રી શા માંટે ૩૦ કે ૩૫ વરશ જેવી જવાન નહી દેખાવી જોઇયે, એ એક સવાલ છે? જેમ પુરૂશોની ૪૫) વરશની ઉંમર સુધી મનનીતેમજ તનની તાકત અને શકતી વધતી જાય છે, તેમ એક સ્ત્રી અગર જો પોતાની દેહ અને તબિયતની જાળવણી અને સંભાળ કેવી રીતે લેવી જોઇયે, તે જો જાણતી હોય, તો તે પોતાનુ સૌન્દર્ય, અને ખુબસુરતી ચાલીસથી વધારે વરશ સુધી મન-માનતી રીતે જાળવી શકે છે. એમા જરાબી સહરાગત સમજવી નહી. એ ખરી બીના છે. તેના તાજા દાખલા અનેક આપી શકાય એમ છે. ઇંગ્લંડ અને અમેરીકાની જાણીતી નાટકકાર સ્ત્રીઓના દાખલા નજર સામે મોજુદ છે. તેઓ ચાલીસથી ૧૦-૧૫ વરશ વધારે ઉમરની હોવા છતાં, પાંતરીસ વરશ જેવી ભર જવાનીમા ખીલેલી

સ્ત્રીના જેવી દેખાય છે. પણ નાટકકાર સ્ત્રીઓનાબાબમાજ એવું બની શકે, એમ સમજવું નહી. ખાનગી કુટુંબોની સદગુણી સ્ત્રીઓએ, ૪૦) થી ૫૦) વરશની ઉંમરે પુગ્યા છતાં, પોતાની દેહની સંભાળ અને જાળવણી લીધેલી હોવાને લીધે, તેઓ પોતાની જવાંની ૩૫) વરશની સ્ત્રીના જેવી રાખી શકયાં છે.

મિત્ર, સ્ત્રીની જવાંની જાળવવાનોજી એક હુંનર છે. પરંતુ તે હુંનર મેલવવા માટે ખંતી થવું ઘટે છે, મનમાંથી ચિંન્તા કાહાડી નાખવી ઘટે છે, અને એ ઉપરાંત કેટલીક સુચનાઓ પાછલા પત્રમાં લખવા ધારી છે, તે સંભાલથી અમલમાં મુકવે, ઘડપણુ આવતું અટકાવી શકાય છે.

### ૧૫ થી ૨૦ વરશની સ્ત્રીઓ.

મિત્ર, દેશને આબાદ અને સઘલી રીતે ફત્તેહમંદ બનાવવો હોય, તો ભવિશની માતાને જ્ઞાન અપાવો. એજ એકલો ઈલાજ દેશની અને પ્રજાની આબાદીને ખીલવવાનો છે. આપણા મા–બાપના વખતમાં; એટલે આજથી પચીસ–ત્રીસ વરશની મુદત ઉપર ૧૫–૨૦ વરશની ઉંમરની કોમલ સ્ત્રીઓના શરીરના બાંધા જેવા રૂષ્ટ–પુષ્ટ, અને જેવી તેમની તન્દરેસ્તી હતી, તેવી આજના વખતની ૧૫–૨૦ વરશની ઉમરની આપણી દીકરીઓ અને બેહનો બિલકુલ દેખાતી નથી. આજે આપણુ શું જોઇયે છીયે? જે કાંઇ દેખાવ આપણુ જોઇયે છીયે, તે છુપી વાત નથી. આજે પંદરથી વીસ વરશની જવાંન સ્ત્રીઓના શરીરના તવાઇને કંટાઈ ગયલા બાંધા, નિકલી આવેલાં ખભાં, ઝાંખુ પડેલું આંખોનું તેજ, ફીકા પડી ગયેલા ચેહરા, અને સામાનિય શારીરીક નબળાઈ તુરતજ આપનુ ધ્યાંન ખેંચે છે. પોતાની આવી નબલાઇ અને શારીરીક નાતવાંની, તેઓ જાહેરમાં દેખાડવા

જો કે રાજી હોતી નથી, પણ અનુભવીઓની નજર આગલ તેઓ સેંહજબી તે છુપાવી શકતી નથી.

એક નવી જાતની આરસી!

એવી જવાન સ્ત્રીઓએ જાણવું જોઇયે, કે તેઓની ખુબસુરતી અને તન-મનની ખરી સુખાકારીની ખરાબી, કુદરતના કાયેદા તોડયાથી થાય છે. તેઓએ જાણવું જોઇયે, કે આદમીનો ચેહરો મનની ખરી હાલત દેખાડનારી આરસી છે. 'ફેસ-પાઉડર'ના લેપડા લગાડયાથી ચેહરાની બગડેલી હાલત છુપાવી શકાતી નથી! ખુબસુરતમાં ખપવા માટે એ એક ઠગાઇ, 'fraud' કરવા જેવું છે! કંમર ઉપર તંગ પટા બાંધ્યાથી બદનનો બાંધો સુંદર છે, એવું સાબેત થતું નથી! કાંઇક બાલકણાં બન્યાથી, સ્વભાવે મલતાવડાં છે, એવું સાબેત થતું નથી! ઘણું ખીખી-ખાખા કીધાથી હસમુખાં કે રમુજી છે, એમ કદીબી માની લેવાતું નથી! એવી ચાલવાલી જવાન સ્ત્રીઓ, અનુભવીઓની નજરમા 'ઠગારી સ્ત્રીઓ' તરીકે માલમ પડે છે, કેમકે જે વસ્તુ તેઓમાં નથી, તે દેખાડવાની તેઓ 'ઠગાઇ' કરે છે! મિત્ર, જવાંન સ્ત્રીઓના આજના વખતમાં પેહરવેસ વિશે ઘણા સખત ટીકા થઇ શકે એમ છે, પણ તે સઘળું દરશાવવા જેટલી આ નાહના પુસ્તકમાં જગ્યા નથી, એટલે તે બાબદ પડતી મુકવી પડે છે.

આજના વખતમા જવાંન સ્ત્રીઓના છાતી ઉપર પેહરવાના તંગ પેહરવેશ માટે મેં મારાં આગલાં પુસ્તકોમા ઘણું લખ્યું છે. જવાંન સ્ત્રીઓ જેઓ આ પેહરવેશનો ઉપયોગ કરે છે, તેઓ ઘણીક વાર પોતાના અજ્ઞાનપણામાં ગેરઉપયોગ કરી, પોતાની દેહ અને આરોગ્યતાનો નાશ કરે છે. મા-બાપોને ઘટે છે, કે મજકુર પેહરવેશથી થતા ગેરફાયદા વિશે પોતાની જવાંન દીકરીઓને સમજાવવું.

પારસી તેમજ હિન્દુ સ્રીઓમા આજકાલ ફેશનનો પવન ફેલાવા માડયો છે. મારૂ એવું આધીન મત છે, કે પારસીઓ ઇંગ્રેજી સુધારો કરી ઇંગ્રેજોને 'મોતે' મરવા પડયા છે; અને (હિન્દુઓ સ્રી-તેમજ પુરૂશો) પારસીઓને જોઇ પારસીઓને 'મોતે' મરવા લાગ્યા છે! પણ આ અંગ્રે કોમની સ્રીઓ જો મજકુર પેહરવેશથી થતી ખરાબી જાણે, તો હું ધારૂં છું કે તેઓ એ પેહરવેશ ઉપર પાણી મુકે!

જો કે કાંચલી, ચોલી, બૉડીસ અને કૉરસેટ વીગેરે પેહરવેશ, જુદે જુદે નામે ઓલખાયા છે, પણ તેની અસર સ્રીના શરીર અંદર તો એકસરખીજ થાય છે. એ વીશે એક અનુભવી જરમન તબિબ જે કંઇ લખે છે, તે તેનાજ શબ્દોમા નોંધી લીધેલુ પ્રસંગોપાત થઇ પડશે.

* * * The pressure of the corset also often gives rise to an atrophy[1] of the mammary glands, and to abnormal changes in the nipples. Thence ensues further hindrance to the function of lactation. * * * Anæmia[2], gastric[3] and hepatic disorders,[4] and intercostal-neuralgia[5] are also dependant upon this most disastrous error of woman's dress, * * * very often sterility and nervous troubles of the most varied character, usually dependant upon the constriction and pressure exercised by the corset. †

1. Wasting of a part from lack of nutrition. ૨. શરીર માહેલાં લોહીનું પાણી જેવું થઇ જવું; ૩. હોજરી અને ૪. કલેજં (લીવર) ની પીડાકારીઓ. ૫. પાંસરાંઓમા નજંવાના દુખાવાની બીમારીઓ. † "The Influence of Constricting Clothing upon the Abdominal and Reproductive Organs of Woman" by Menge.

આ સઘળી બીના જવાંન સ્ત્રીઓને ગમે એવી નજીવી, પોકલ અને હસવા જેવી લાગતી હશે, પણ તેઓને ખરો પસ્તાવો તો ત્યારેજ થાય છે, કે જ્યારે એવા પેહરવેશથી નિપજતાં અનેક પરીણામ માહેલાં એકાદ યા વધુ પરીણામના તેઓ ભોગ થઇ પડે છે. એટલાં માટે જવાંન બાળાઓના મા-બાપ તેમજ વાલીઓની ફરજ છે, કે તેઓએ એવા ખાંમી ભરેલાં પોશાકથી આવતાં પરીણામથી તેઓને જાણીતી કરી એવા પેહરવેશનો ઉપયોગ કરતાં પોતાની દીકરીઓને અટકાવે.

ડા૦ દુવાગીર
D. H. P.



# પત્ર ૩૧ મું.

—:o:—

## હુમેલ ધારણ કરવાની હિકમતો.

**ON FERTILIZATION.**

પ્રિય મિત્ર,

વાંઝીયાપણા માટે છેલ્લાં પત્રમાં કાંઇક લખ્યા પછી, હવે સ્ત્રી હમેલ કેમ ધારણ કરી શકે, તે બાબદ કાંઇક લખેલું દરેક પુરૂષને બેશક જાણવા જોગ થઇ પડશે, એમ હું ધારૂ છું. જાણવા જોગ જે કાંઇ આ બાબદમાં છે, તે એટલુંજ કે જે કાંઇ આ પત્રમાં હું નોંધુ છું, તે

કાંઇ અટકલ કે લેભાગુ ઊંટવૈદો કે નિમહકીમાના વિચારો નથી, પણ સત્તાધારી વૈદકશાસ્ત્રને આધારે હું એ નોંધ અત્રે રજુ કરૂં છું.

**હમેલ ધારણ કરવા લાયક વખત કયો ?**

પુર્વકાળના વિદ્વાન લેખકો અને તબિબો વાંઝણી સ્ત્રીઓને હમેલ ધારણ કરવાના અનેક ઇલાજો કરતા હતા. તે વખતમા શસ્ત્ર વિદ્યા (સરજરી) આજના જેટલી સુધારાની ટોચ ઉપર આવેલી નહી હોવાથી, જમાનાના તે કાળના વિદ્વાનોના વિચારો પ્રમાણે, તેઓ પોતાના ઇલાજો અમલમાં મુકાતા હતા ! પણ આજે એ ફરીયાદ દુર માટે સુધરેલાં વૈદકશાસ્ત્રોના તેમજ રસાયનીક ઇલાજો કેટલી હદ સુધી માનસજાતની ઓલાદના વધારા માટે કાંમે લાગે છે, તે જાણવાજોગ છે.

ગર્ભ ધારણ કરે એવી હાલતમા સ્ત્રીઓ હોવા છતાં, તેઓ ઘણીફવાર ગર્ભ ધારણ કરી શકતી નથી. એનો એક સબબ એ હોય છે, કે જે વખત 'સંતાન-બીજ' અસંપુરણ હાલતમા ખીલેલું હોવાથી, પુરૂશના 'ખુન' સાથે તે 'એકરસ' થઇ શકતું નથી, અને એ કારણને લીધે હમેલ ધારણ કરી શકતી નથી, એમ ઘણાક તબિબોનું માનવું છે. પ્રખ્યાત હિન્દી તબિબ 'શુસરતના' મત પ્રમાણેઃ "સ્ત્રી, માસીક માંદગીમાંથી તુરતજ ફારેગ થયા પછી, હમેલ ધારણ કરવા લાયક હાલતમા હોય છે." વિદ્વાન જરમન ડાકટર 'કીશ' એ લેખ વિશે લખે છે કેઃ

" The time of generation, is the twelfth night after the commencement of menstruation." 1

આ બીના જાણીતી છે, કે તંદરોસ્ત સ્ત્રીને થતો રૂતુસ્રાવ ચારથી પાંચ દિવસ સુધી થાય છે, અને ત્યાર પછી એકાદ બે યા ત્રણ દિવસમાં સ્ત્રી પોતાની માસીક માંદગીમાંથી ફરાગત થાય છે. એ પ્રસંગ

1. E. Heinrich Kisch, M. D.

સ્ત્રીને હમેલ માટે ઘણોજ અનુકુળ હોય છે, અને તેથીજ મજકુર લેખમા એવી ભલામણ કરેલી લાગે છે.

એવોજ વિચાર જાપાનના તબિબો પણ એ વિશે જણાવે છે. જાપાનના તબિબોનુ મત જણાવતાં જરમન વિદ્વાન જે ગ્રંથ એ વિશે લખે છે, તે તેનાજ શબ્દોમાં હું રજુ કરું છું.

" In the Japan medical opinion is to the effect that a woman is capable of conceiving during the first ten days after menstruation, but not later." †

## હમેલ ધારણ કરવાનો સહુથી વધારે અનુકુલ વખત.

ઘણાક જરમન વિદ્વાંનોનું એવું મત છે, કે, માસીક માંદગીનો વખત જેમ જેમ નજદીક આવતો જાય છે, તેમ તેમ સ્ત્રીની હમેલ ધારણ કરવાની શકતી ઓછી અને ઓછી થતી જાય છે. પરંતુ હમેલ ધારણ કરવાનો સર્વથી વધારે અનુકુલ વખત જણાવતાં, એક બીજો તબિબ જણાવે છે, કે સ્ત્રીની માસીક માંદગી ખતમ થતાં પેહલેજ દિવસે હમેલ ધારણ કરવાની સર્વથી વધારે રુળદુપ હાલત હોય છે.

## સ્ત્રીની દસ્તાંન અને હમેલ ધારણ કરવાની શકિત ઉપર થતી જુદી જુદી અસરો.

**Fertility in Women.**

જવાંનીમા આવતાંજ સ્ત્રી માસીક માંદગીનો પ્રથમ અનુભવ પામે છે. હમેલ ધારણ કરવાને એક સ્ત્રી લાયક થઇ છે કે નહી, તેની આ પ્રાથમીક નિશાંણી છે. રૂતુસ્રાવની મોસંમ કહી આપે છે, કે તે સ્ત્રી હમેલ ધારણ કરવાને લાયક છે. જવાનીની શરૂઆત થયા પછી ચોકશ મુદતે -૪૫ વરસની ઉંમરે- સ્ત્રી વ્યાતી-જનતી બંધ પડે છે. આગલો પ્રસંગ મોટે ભાગે સ્ત્રીની ૧૬ વરસની ઉંમરે શરૂ થાય છે,

† H. Heinrich Kisch, M.D.

અને પાછલો પ્રસંગ પીસતાલીસ યા પચાસ વરશની ઉંમરે પુરો થાય છે. વળી આબોહવા, જાત, શરીરનો બાંધો, તંદરોસ્તીની હાલત, એ સઘલાંની અસર સ્ત્રીના રૂતુસ્રાવ અને હમેલ ઉપર જેમ થતી રેહ છે, તેમ એ સઘલાંની અસર સ્ત્રીના ફળદ્રુપપણા ઉપર પણ થાય છે.

સ્ત્રીની બચ્ચાં જણવાની શક્તી, ગરમ દેશની આબોહવામાં ઘણીજ નાહની ઉંમરે શરૂ થાય છે. ઘણાક ગરમ દેશમા દસ વશરની છોકરીઓ બચ્ચાંની માતા થઇ પડેલી 'પ્લોસ અને બાર્ટલ્સ' જેવા મશહુર લેખકો જણાવે છે. ન્યુઝીલાંડમા અગીઆર વરશની છોકરીઓ બચ્ચાંની માતા થાય છે ! પેલેસ્ટાઇનમા પણ એવોજ મામલો નોધાયો છે. બ્રીટીશ ગીનીમા, જેમેકામા, ઇરાનના શીરાઝ શેહરમાં બાર વરશની છોકરી બચ્ચાંની માતા થાય છે ! વળી કયુબા, અને ન્યુ કેલીડોનીયામાં તેર વરશની છોકરીઓ બચ્ચાં જનતી થાય છે. †

આ સઘલા દાખલા, ઘણીજ જવાંન ઉંમરે સ્ત્રીઓ જેમ બચ્ચાં જનતી થાય છે, તેમ વળી બીજા હાથ ઉપર સ્ત્રીઓ ઘણી મોટી ઉંમરે હમેલ ધારણ કરવા માટે પણ જણાયલી છે. કેટલાક દાખલાઓમાં સ્ત્રીઓ પચાસ વરશની વૃધ ઉંમરે પેહલીજવાર હમેલદાર થયેલી નોધાઇ છે. યુરોપના ઉત્તર ભાગમા આવેલા મુલકોમા, મોટી ઉંમરની સ્ત્રીઓએ બચ્ચાંને જનમ આપવાના દાખલા કાંઇ નવાઈ જેવા લાગતા નથી. ડેનમાર્કમા સતાવાર નોંધ લીધેલા આંકડા ઉપરથી જણાઇ આવે છે, કે પચાસ અને પંચાવણ વરશની ઉંમરની સ્ત્રીઓ બચ્ચાંને જનમ આપે છે. સ્વીડન દેશમાં ઘણીક સ્ત્રીઓ પચાસ વરશે માતા બને છે. ઇંગ્લંડમા સતાવાર નોધ ઉપરથી જણાય છે, કે ૪૯૩,૬૧૩ સ્ત્રીઓએ બાલકોને જનમ આપ્યો, તેમા ૭૦૨૨, સ્ત્રીઓ ૪૫ અને ૫૦ વરશની ઉંમરની હતી, અને ૧૬૭ સ્ત્રીઓ ૫૦) વરસથી ઉપર વાલી હતી.

† Sexual Life of Woman. By Kisch, M D.

પણ એ ઉપરાંત પેરીસની સરજીકલ એકેડેમીએ જે સર્વેથી વધારે નોંધ લેવા લાયક દાખલો પેરીસની એક સ્ત્રીનો તબિબી દફતરે નોંધેલો છે, કે જેણે ૬૩) વરસની ઉંમરે એક છોકરીનો જનમ આપ્યો હતો, અને તેણીએ પોતે પોતાના બાળકને ધાવણ આપ્યું હતું! એવા ઘણા દાખલા તબિબી દફતરે નોંધાયલા મલી આવે છે, કે ઘણી મોટી ઉંમરે સ્ત્રીઓએ બાળકને જનમ આપ્યા છે.

## નાહની સ્ત્રીઓના મોટા ખાવિંદો.

સ્ત્રીઓની સંપુરણ ફળદ્રુપ યાને રસાળ હાલત, મોટે ભાગે સરેરાસ લેતાં ૧૮) થી ૨૦) વરસની ઉંમરે પુગે છે. ધ્યાંન રાખવા જોગ બીના એ છે, કે ઘણી કાચી નાહની ઉંમરે, તેમજ ઘણી મોટી ઉંમરે, સ્ત્રીઓ જ્યારે લગન કરી સંસારમા જોડાય છે, ત્યારે તેઓની ફળદ્રુપ હાલત કાંઇક નબળી પડી ગયલી મનાય છે. લગન પ્રસંગે, અગરજો સ્ત્રીનો જનન શરીરનો બાંધો સંપુરણ રીતે ખીલેલો હોય, તો તેવી સ્ત્રીઓ મોટે ભાગે ફળદ્રુપ નિવડે છે. પણ ધ્યાંન રાખવું, કે સ્ત્રીઓ જવાંનીના બહારની શરૂઆતમાં એવી સંપુરણતાની ટોંચે પુગેલી છે, એમ સમજવાની કદીબી ભુલ કરવી નહી. સ્ત્રી જાતનું જનંન શરીર પુરેપુરૂં ખીલવાનો પ્રસંગ જુદી જુદી ન્યાત-જાતની સ્ત્રીઓમા તેમની રેહવાની તથા વસવાની હાલત અને ખોરાકની ઉપર જેમ આધાર રાખે છે, તેમ ૨૦, ૨૧, યા ૨૨, વરશે તે પુરેપુરી હાલતમા આવે છે. પુરૂષો એની સંપુરણ હાલતે ૨૫ થી ૨૬ વરશે પુગે છે. વળી સ્ત્રીના ફળદ્રુપ પણાનો મોટો આધાર, તેણીના ખાવિંદની ઉમર ઉપર રહે છે. એટલા માટે આ બાબદ લગનના ગાંઠથી જોડાનાર ધણી ધણીઆણીને જાણવા જોગ થઇ પડવી જોઇયે, કે ઘણીકવાર સ્ત્રી પુરૂશની વચ્ચે મોટી ઉમરનો ફરક, ઓલાદની ઉતપન્નતીની વિરૂધ જાય છે. અને એ કારણે

ઘણીકવાર સ્ત્રીઓ 'એકજ બાળકને જનમ આપી' વાંઝણી બને છે. અલબત્તાં એવી જાતના વાંઝીયાપણાના બીજા કારણો પણ આગલ દરશાવ્યાં છે, પરંતુ આ પણ તેનું એક કારણ ગણાય છે, જે કારણ પેલી રમુજી પુરાંણી ગુજરાતી કેહવતની આપણને યાદ આપે છે કે:
" બીબી થાય ઘર જોગ, ત્યારે મીયાં થાય ઘોર જોગ!"

## મોટી સ્ત્રીઓના નાહના ખાવિંદો.

આ આંકડા ઉપરથી જણાય છે, કે એક સ્ત્રી જ્યારે ૧૮) વરશની ઉમરે પુગી, એક ૨૫) વરશની ઉંમરના ખાવિંદ સાથે પરણે છે, ત્યારે, તે પોતાનુ સંપુરણ ફળદ્રુપપણું દાખવે છે! પણ એક ૨૫) થી ૩૦) વરશની સ્ત્રી, ૨૮ વરશના ખાવિંદ સાથે પરણી, તેટલુ ફળદ્રુપ પણું દાખવી શકતી નથી. તેમજ ૩૫ વરશની ઉમરવાલી સ્ત્રી, ૧૯) વરશના ખાવિંદ સાથ પરણી, તેથી પણ વધારે ઓછી રસાળ બને, એવા સંભવ નોંધાયલા જણાયા છે આ બાબતો ધણી-ધણીઆણીની ઉંમર લગન પ્રસંગે કેટલી હોવી જોઇએ, તેનો પુરતો ખ્યાલ આપે છે. કોઇ-બી સંજોગ વચ્ચે જોતા, જવાંન ઉમરવાલી સ્ત્રીઓના મોટી ઉંમરના ખાવિંદોના ફળદ્રુપપણાના કરતાં, જવાંન પરણેતરોનાં જવાંન ખાવિંદોના કરતાં બીલકુલ જુદુંજ હોય છે. એટલુંજ નહી, પણ જવાંન સ્ત્રીઓના ઘરડા ખાવિંદો વચ્ચેનું રસાળપણું વળી એ બંને જણોના કરતાં કેવળ જુદાજ પ્રકારનું હોય છે.

ઘરડાં ખાવિંદોની જવાન બાઇડીઓવાલાં લગનોના આજે દુકાલ નથી! આવી કિસમના લગનો એક જાતની નાલેસી અને અનેક નિન્દાને પાત્ર થઇ પડે છે. એટલુંજ નહી, પણ એવાં લગનના જોડા-ણથી હંમેશાં મોટે ભાગે સુખી ઘરો સદાના દુ:ખી અને સંતાપવાલા મકાનો થઇ પડે છે! વલી એવાં લગનથી પેદા થતાં ફરજંદોની ઉપર તેમની માતાઓ તેમજ તેમના પીતાઓ જેવી જોઇએ તેવી દેખરેખ

રાખી શકતાં નથી, કેમકે માતાઓ નાહની ઉંમરની હોવાથી નાદાંન, ઉછાછળી અને બચ્ચાંને કેળવવા તેમજ ઉધારવાના કામથી બેખબર હોય છે, અને પીતાઓ મોટી વૃધ ઉંમરના હોવાથી, ચીરડાઉ, અને અસ્થીર વિચારના હોય છે. ઘડીકમાં તેઓ બચ્ચાં ઉપર વાહલ કરનાર, લાડ લડાવનારે, અને ઘડીક બુમ બરાડા પાડનારા, ધાક-ધમકી આપનારા, એવા અચોકસ સ્વભાવના હોય છે.

વળી એવાં કજોડાંથી જે એક વધુ ખરાબી સંસારમા થાય છે, તે જવાંન બેવકુફ સ્ત્રીઓ પોતાના ઘરડા ખાવિંદના કફોડા વિચાર અને કંકાસથી ત્રાસ પામી, તેઓ તરફ બેવફા થાય છે. આવાં લગનનાં બુરાં પરીણામ જે કાંઇ આવે છે તેનો ખરો ખ્યાલ નિચલી ગુજરાતી કવેત આબાદ આપે છે. કવી લખી ગયો છે કે:

"ધરતી ખોદતાં ધન હસે,
વૈદ આવતાં હસે કાળ;
કુકર્મી સ્ત્રી મનમા હસે,
કંઠ ઉછાલે બાળ!"

## સ્ત્રીને હમેલ ધારણ કરાવવાની હિકમતો !

### Artifical Fertilization.

મિત્ર, હવે આ પત્રના અગત્યના ભાગ ઉપર આપણ આવી લાગ્યે છીયે. એક સ્ત્રી આગલ જણાવ્યા પ્રમાણે અનેક કારણે વાંઝણી હોય છે, તેમજ અનેક ઇલાજોથી તે ફળદ્રુપ બની શકે છે. અમુક પિડાકારીથી જ્યારે સ્ત્રી વાંઝણી રહે છે, ત્યારે તેવી પિડાકારીના ઇલાજો કીધા વિના તે હમેલ ધારણ કરી શકતી નથી. તેવા સંજોગો વચ્ચે કુશળ તબિબો વાજબી અને અકલ અનુસાર ઇલાજોથી તે ખામીઓ દુર કરે છે, અને તે ખાંમી દુર થતાંજ સ્ત્રી હમેલ ધારણ કરતી થાય છે.

પણ પુરૂશની કેટલીક ખાંમીભરી હાલતોને લીધે, પુરૂશની જીવન-પ્રવાહી આના ગર્ભસ્થાંન અંદર જ્યારે દાખલ થઇ શકતો નથી, ત્યારે સ્રી હમેલ ધારણ કરવાની હાલતમા હોવા છતાં, તે વાંઝણી રહે છે.

વળી કેટલીકવાર પુરૂશની ધાતુની ખામીભરી હાલતને લીધે, સ્રીને વાંઝણી રેહવું પડે છે. એ વિશે પાછલાં પત્ર, અને મારાં બીજાં આગલાં પુસ્તકોમાં હું લખાણ કરી ચુકયો છું.

વળી પરણેલી સ્રીઓ પોતાના પતીઓ સાથ સંસાર ભોગવતી હોવા છતાં, પતીની ધાતુ અંદર 'જીવન-જંતુ' (સ્પેર્મટોઝુઆ) ની બીલકુલ ગેરહાંજરી હોવાને લીધે, યા તો 'જીવન-જંતુ'ની દુરબળ હાલતને લીધે, યા તો પતીની ધાતુ અંદર 'જીવન-જંતુ' મુવેલાં હોવાને લીધે, યા તો સંસાર વેહવારનો ભોગવટો થતો હોવા છતાં, પતીના શરીરમા ધાતુની ઉતપંતી બીલકુલ નહી થતી હોવાને લીધે, અને એવાં બીજાં અનેક કારણોને અંગે, સ્રી વાંઝણી રહેછે, જ્યારે ખરૂં જોતાં તો સ્રીનો ધણી પોતેજ વાંઝીયો હોય છે. મિત્ર, આવા સંજોગ વચ્ચે ખરો ઇલાજ કોણ કરે? ખરૂં જોતાં તો પતી તેમજ તેની પરણેતર બંને વિચારના વમલમા અટવાયા કરે છે. એવા સંજોગ વચ્ચે એકાદ કુશળ તબિબનું સુક્ષમદરશક યંત્ર, આ ભગાડાનું સાચું સેવટ લાવી શકે છે.

મિત્ર, આ લેખ વાંચ્યા પછી એટલું તો નક્કી આપ સમજી શકયા હશો, કે સ્રીને હમેલ ધારણ કરવા માટે મુખ્ય ત્રણ ચીજની જરૂરત હોય છે.

૧:— ગર્ભસ્થાંનની નિરોગી અને રસાળ હાલત.

૨:— પુરૂશની ધાતુ અંદર નિરોગી 'જીવન-જંતુ'.

૩:— ગર્ભસ્થાંનમા ધાતુ માહેલાં 'જીવન-જંતુની હાજરી.

આ ત્રણે ચીજોની અવશ્ય જરૂરત સ્ત્રીને હમેલ ધારણુ કરવા-કરાવવા માટે હોય છે. પણ ઘણીકવાર પુરૂશની અમુક ખાંમી ભરી હાલતને લીધે, તેની ધાતુ, સ્ત્રીના ગર્ભસ્થાંન અંદર પ્રવેશ કરી શકતી નથી, એટલે સ્ત્રી હમેલ ધારણુ કેમ કરી શકે? છતાં યુરોપના વિદ્વાંન તબિબોએ એવા પુરૂશની સ્ત્રીને ફળદ્રુપ કરવા માટે એક નવી હિકમત શોધી કાહડી! આ હિકમત વિશે મે મારાં એક આગલાં પુસ્તકમાં ઉડતો ઇશારો કીધો છે, પણ આ પ્રસંગે તે વિશે કાંઇક વધુ લખેલુ ફોકટ જાય એમ નથી.

તબિબો એ ઇલાજને 'આરટિફીશ્યલ ફરટિલીઝેશન' કહે છે. આ હિકમતનો મુળ હેતુ એવો છે કે, "પુરૂશની ધાતુને, સ્ત્રીના ગર્ભસ્થાંનની અંદર, એક હથીયાર વડે એવી રીતે દાખલ કરવું, કે જ્યાં તે સ્ત્રીના બીજ સાથ સમાગમમાં આવી એક રસ બને, અને તેમ થવાથી તે સ્ત્રી હમેલ ધારણુ કરી શકે." આ અખતરો સર્વથી પેહલો 'સ્પેલંનઝાની' અને 'રૅાસી' નામના બે જણોએ, એક કુતરી ઉપર અજમાવ્યો હતો, અને પરીણામમાં તે કુતરી ગર્ભવંત બની હતી.

## પુરૂશના મીલાપ વગર સ્ત્રીને હમેલદાર કરવાની હિકમત.

ઇ૦ સ૦ ૧૮૩૮ ના સાલમા 'હરોલ્ડ' † નામના તબિબે, સ્ત્રીના ગર્ભસ્થાંનમાં પુરૂશની ધાતુ પેહલવેહલ્લી દાખલ કરી, આ અખતરો અજમાવ્યો હતો. પરંતુ એ આગમજ તો પ્રખ્યાત ફ્રેન્ચ

† પ્રખ્યાત તબિબ 'કિશ' આ બાબત લખતાં પોતાના Sexual life of Womanવાળાં પુસ્તકમા નોંધ લીધ છે કેઃ—"એવી નોંધ લેવાઇ છે, કે એક શખ્શ 'હાઇપોરપાડીઆસ' ની બિમારીથી હેરાન થતો હોવાને લીધે, ડાકટર જોન હંટરે, તેને એવી સલાહ આપી હતી, કે તેણે પોતાની ધાતુ એક પીચકારી વડે તેની પરણેતરના પ્રજનમારગમાં દાખલ કરવી, અને તે અખતરાનું પરીણામ ફતેહમંદ નિવડ્યું હતું."

તબિબ લેસેર્સ, એવોજ અખતરો રના પુમડાંને જીવન-પ્રનાળીમાં બીજવી દીધો હતો. ડાકટર જીરોલ્ટે કરેલા અખતરાથી કોઇબી રીતની ફરીયાદ થઇ નહી હતી. ઈ૦ સ૦ ૧૮૩૮ થી ૧૮૬૧ સુધીના વરશ દરમ્યાંન, જુદે જુદે પ્રસંગે એવા દસ અખ્તરા થયા હતા, અને એ દસ અખ્તરામાંથી, આંઠ અખ્તરા ફતેહમંદ નિવડયા હતા, અને ફકત બે નિશફળ ગયા હતા.

### ડાકટર મેરીયન સીમ્સના 'ઇન્જેકશન'વાળા અખતરાથી રહેલા હમેલ.

એ પછી પ્રખ્યાત ઇંગ્રેજ તબિબ 'મેરીયન્ સીમ્સે' ગર્ભસ્થાંન અંદર ધાતુના ઇન્જકશન મારી સતાવીસ અખ્તરા અજમાવ્યા હતા, પણ એ 'ઇન્જેકશન' ,વાળી રીતથી ફકત એકજ અખ્તરો ફત્તેહમંદ નિવડયો હતો. આ ડા૦ સીમ્સનો અખ્તરો જે ફત્તેહમંદ નિવડયો હતો, તે સ્ત્રી અઠાવીસ વરશની ઉંમરની હતી, અને તે નવ વરશ થયાં પરણેલી હોવા છતાં, વાંઝણી હતી. આ સ્ત્રીના ગર્ભસ્થાંનની, ડા૦ સીમ્સે 'ઇન્જેકશન' મારવા પેહલાં તપાસ કરી હતી, અને જે કાંઇ ખામી હતી, તે સુધારયા પછી, તેણે 'ઇન્જેકશન' આપ્યાં હતાં. આ 'ઇન્જેકશન' ડા૦ સીમ્સ ગરમ પાણીમાં ભીજવેલી એક કાચની પીચકારી વડે, પ્રસવ મારગમાં આપતો હતો. આ 'ઇન્જેકશન' કેમ અને કેવી રીતે, તેમજ ક્યારે, અને કેટલાં આપવામા આવતાં હતાં, તેના બારીક બયાંનમા ઉતરવાની આપણને જરાબી જરૂર નથી. બીજા તબિબોના જણાવ્યા પ્રમાણે, કેટલાકોએ કરેલા એવી કિસમના અખ્તરાના પરીણામ બીલકુલ એવાં તો અસંતોશકારક આવ્યા હતાં, કે દરદીઓને ગર્ભસ્થાન અંદર તેથી સોજાની બીમારી લાગુ પડી હતી.

આવી રીતે 'ઇનજેકશન'થી સ્ત્રીઓને હમેલદાર બનાવવાના અખતરા યુરપના જુદા જુદા કાબેલ ડાકટરોએ જુદી જુદી રીતે વાંઝણી સ્ત્રીઓ ઉપર અજમાવવા માંડયાં હતા. એવા ડાકટરોમાં, ડા૦ કરટીસ, ડા૦ પેજટ, અને લનડનવાલા ડા૦ હારલે, અને બીજાઓ હતા. એ સઘલાઓએ પોતાની જુદી જુદી રીત પ્રમાણે પોતાની કોશીસો ચાલુ રાખી હતી, પણ તેઓ સઘલા નિશફળ નિવડયા હતા.

પેરીસવાલા ડાકટર લાટુડે કરેલા સુધારા.

ડાકટર સીમ્સની આ 'ઇનજેકશન' આપવાની રીતમાં કેટલાક સુધારા કરી, એ વડે વાંઝણી સ્ત્રીઓને હમેલદાર કરવાની ખાસ હિમાયત કરી હતી. ડા૦ લાટુડે કરેલી ઘણીક સુચનાઓમાં મુખ્ય સુચના એ હતી કે, આ 'ઇનજેકશન' મોટી ઉંમરે પુગેલી સ્ત્રીઓને માસીક માંદગી કાયમની બંધ પડયા પછી આપવાં નહી. તેમજ સ્ત્રીઓના ગર્ભસ્થાન ચીમરાઇ ગયાં હોય, તેમજ જેઓને ગર્ભસ્થાનમાં ચોકસ પ્રકારના સોજાની બીમારી લાગુ પડી હોય, તેઓ ઉપર એ ઇલાજ અજમાવવો નહી. વલી વધુમાં ડા૦ લાટુડ સુચવે છે કે, જે ધાતુને 'ઇનજેકશન' માટે વાપરવી હોય, તેની પેહલાં સુક્ષ્મ દર્શક યંત્રમાં પાકી તપાસ કરી ખાત્રી કરવી. અગર જો પેહલું 'ઇનજેકશ'ન આપ્યા પછી, સ્ત્રી માસીક માંદગી ભોગવે, તો બીજું 'ઇનજેકશન' માસીક માંદગી ખતમ થયા પછી, એક અઠવાડીએ આપવું. સઘલાં મલી છ ઇનજેકશનથી વધારે આપવાં નહી, કેમકે રફતે રફતે ઇલાજની અસર નબળી પડતી જાય છે. એ સઘલી સુચનાઓ ઉપરાંત બીજી ઘણીક અગત્યની સુચનાઓ ડા૦ લાટુડ કરે છે, જે સઘલી તબિબોને ગરની હોવાથી અત્રે નોંધવી અપ્રસંગોપાત લાગે છે.

પણ આવી જાતના ઇલાજોથી સ્ત્રીઓને હમેલદાર કરવા માટે

વેલાયતના તબિબોએ ઘણીજ સખત વિરૂધતા જણાવી હતી. ઘણાક તબિબી મંડલોએ એ ધારાજની વિરૂધ પોતાનો પુકાર ઉઠાવ્યો હતો, અને તેના ટેકામાં ઘણીજ મોતેબર દલીલો તેઓએ રજુ કરી, કોઇબી તબિબ એવી રીતે સ્ત્રીઓને હમેલદાર બનાવવી નહી, એવાં મત જાહેર કીધાં હતાં. એટલે એ સઘલું સેવટ માટે બંધ પડયું હતું.

## હમેલ ધારણ હિકમત. નં૦ ૧.

## હિંન્દુસ્થાનના એક પ્રાચીન વૈદનું મત.

ફરજંદ મેલવવાની ઉમેદમાં જે મા-બાપો ઘણાજ ઇંતેજાર હોય, તેઓને માટે એક વાજબી સુચના અત્રે નોંધવી જરૂરની છે. એવાં મા-બાપોએ જાણવું જોઇએ કે દરેક સ્ત્રી, માસીક માંદગીમાથી ફારેગ થયા પછી, મોટે ભાગે હમેલ ધારણ કરવાની હાલતમા હોય છે. જો કે સ્ત્રી બીજા કોઇબી વખતે હમેલદાર થાય છે. એટલા માટે આ પ્રસંગ પ્રજા ઉતપંતી માટે ઘણોજ અનુકુલ ગણાય છે. આ હિકમત વિશે જરમન તબિબ ડા૦ કીશ લખે છે કે:—

"Already in the writings of the old Indian physcian *Susruta*, we find expression of the view that the period that immediatly succeeds the cessation of the menstrual flow, is one most favourable to conception. &c &c."

## હમેલ ધારણ હિકમત. નં૦ ૨.

## યાહુદીઓના 'તાલમદ'નું ફરમાન.

યાહુદીઓના 'તાલમદ'માં, આ અગત્યની બાબદ વિશે જે કાંઇ લખ્યું છે, તેમા પણ એવીજ કિસમનો વખત અતી અનુકુલ ગણ્યો છે. એ લેખનો સાર એવો છે, કે: "માસીક પ્રસંગની બરોબર આગમજનો, તેમજ માસીક માંદગીથી ફારેગ થયા પછીનો પ્રસંગ, દસ દિવસ સુધી હમેલ ધારણ માટે અનુકુલ ગણ્યો છે.

## હમેલ ધારણ હિકમત. નાં૦ ૩.

### જાપાનીસ તબિબોના મત.

લગભગ ઉપર જણાવેલી સુચનાઓને મલતીજ માન્યતા જાપાનીસ તબિબો ફરમાવે છે. ડા૦ કીશ પોતાના પુસ્તકમા નોંધે છે કેઃ—

In Japan, medical opinion is to the effect that a woman is capable of conceiving during the first ten days after menstruation, but not later (*Ploss and Bartels.*)

## હમેલ ધારણ હિંન્દી-હિકમત. નં૦ ૪.

મિત્ર, પશ્ચીમ તેમજ પુર્વના સઘલા વિદ્વાનો પ્રજા ઉત્પતિના અનુકુળ પ્રસંગ વિશે, એક સરખાં મત ઉપર આવેલા હોય, એમ ઉપલા સઘલા લેખ ઉપરથી માલમ પડે છે. આપણા હિંન્દુસ્થાંનમા પણ કેટલાક અનુભવી લેખકો એવોજ એકરાર કરતા જણાય છે. એક પુરાણા હિંન્દી લેખ चौदह विद्या भाषा प्रथम खण्ड ઉપરથી નિચલી કવેત એ વિશે મલી છે, જેમા એવોજ વિચાર નોંધેલો જણાય છેઃ—

" चौथे दिन होय शुद्ध काम तब बात करै पति सेती ।
मनइच्छा फल लेय कभू निष्फल नहि जावै रैंती ॥

આ હિંન્દી કવેત પણ એવોજ ભાસ આપે છે, કે રૂતુસ્ત્રાવની મુદત ચાર દિવસે પુરી થયા પછી, મનઇચ્છા કદીભી નિષ્ફળ જતી નથી.

પુત્ર અને પુત્રી ગર્ભ ધારણ કાળ.

जब तिय हो तिय धर्म सों तीन दिना तब त्याग ।
चौथा दिन शुचि होय जिहि गर्भ को काज ॥
ऋतु से चौथा छठा आठ दस बारह चौदह सोलह ।
पुत्र होय के दिवस बताबत कोस बणि सत बोलै ॥

આ બે કવેતમાં પ્રજા ઉત્પતીના માસીક માંદગી પછીના દિવસો અનુક્રમે ફરમાવ્યા છે. એમા બીજી કવેતમા લખ્યા પ્રમાણે, ૪ થો, ૬ ઠો, ૮ મો, ૧૦ મો, ૧૨ મો, ૧૪ મો, અને ૧૬ મો દિવસ

ગર્ભ ધારણ કરવા માટે અતી અનુકુળ જણાવ્યો છે, અને એ પ્રસંગે રહેલો ગર્ભ પુત્રનો હોવો જોઈયે, એમ જણાય છે.

### કન્યા ગર્ભ ધારણ કાળ!

એવીજ એક બીજી કવેત એજ કિતાબમાંથી મલી છે, જેમાં કન્યા ધારણ કાળ વિશે સ્ત્રી પોતાની માસીક માંદગીમાંથી ફારેગ થયા પછીનો ૫ મો, ૭ મો, ૯, મો, ૧૧ મો, ૧૩ મો, ૧૫, મો દિવસ અનુકુળ હોવાનુ સંભવીત જણાવે છે.

### હમેલ ધારણ હિકમત. નાં૦ ૫.

મિત્ર, પ્રજા ઉત્તપંતીના વધારા માટે દરેક પ્રજાના વિદ્વાંનો અસલથી ઉલટ અને ખંતતેજારીથી કામ કરતા જણાય છે. આ સવાલ દરેક કોમની સંસારી હાલત અને ફરજંદની વૃધિ સાથ ઘણોજ નિકટનો સંબંધ ધરાવતો જણાય છે. એ ઉપર એક લંબાણ લેખ લખી શકાય એમ છે, પરંતુ તે સઘલું પ્રગટ કરવા જેટલી અત્રે જગ્યા નથી. એ વિશે આગલા વખતમાં લખાયલા લેખ પ્રમાણે જોતાં, જેમ સ્ત્રીને ચોકસ પ્રકારની ગર્ભસ્થાન બિમારી માટે

### પોસ્ચરલ ટ્રીટમેન્ટ

વાલા ઈલાજો, મારાં આગલાં પુસ્તકોમાં રજુ કીધાં હતાં, તેજ પ્રમાણે સ્ત્રીને અમુક સંજોગ, વચ્ચે હમેલ ધારણ કરાવવા માટે અમુક ઢબના 'પોસ્ચર'નો ઇલાજ સુચવે છે. તબિબી નજરે જોતાં, અને સ્ત્રીના જનંન શરીરની બનાવટની રચનાનો હિસાબ જોતાં, સ્ત્રીના ભીતરના અવયવોની અમુક પ્રકારની હાલત ઉતપંન કરવા માટે, ચોકસ 'આસન' ( પોસ્ચર ) અખ્તીયાર કરવાની વિદ્વાંન તબિબો ભલામણ કરે છે. જો કે વધંઠકશાસ્ત્રની નજરે જોતાં, વૈદાંના અભ્યાસીઓ તેમજ તબિબોને એ વીષય અતી અગત્યનો થઇ પડે, પણ સામાન્ય વાંચકોની સમક્ષ તેવું સાહિત્ય રજુ કરવા હું અનેક સબબોને લીધે ના પાડું છું.

## હમેલ ધારણ હિકમત. નં૦ ૬.

ઘણીકવાર સ્રીને લાગેલું વાંઝીયાપણું એવા પ્રકારનું હોય છે, કે તેણી હમેલ ધારણ કરવાની શકતીમાં હોવા છતાં, તેણીના પ્રસવ માર્ગ તેમજ કમળમાથી એવી ખાસિયતનો પ્રવાહી નિકલતો રેહ છે, કે પુરૂશ વિર્ય માહેલાં 'જીવન-જંતું' સાથ સમાગમમા આવતાજ તે તેમનો તતકાળ નાશ કરે છે. જેથી સ્રી વાંઝણી રહે છે. આવા સંજોગ વચ્ચે રસાયણ શાસ્રની મદદથી કુશળ તબિબો, એવા બીન અનુકુળ પ્રવાહીની ખાસિયતને, રસાયણીક ઇલાજથી સેહલમાં સુધારી શકે છે, જેથી 'જીવન-જંતુ' સેહલથી પોતાનુ કામ કુદરતના કાયદાનુસાર કરી સ્રીને ગર્ભીત કરે છે.

## હમેલ ધારણ હિકમત. નં૦ ૭.

ઘણીકવાર સ્રી બીલકુલ તંન્દરોસ્ત હોય છે. તેના પતીની હાલત પણ તેવીજ અને તેટલોજ તન્દરોસ્ત હોય છે, પણ સ્રીના જનંન શરીરની અંદર સમાયલા ગુણદોશના જ્ઞાનથી બંને પતિ-પત્ની અજ્ઞાન અને બેખબર હોવાને લીધે, હમેલ રેહતો અટકી જાય છે. સઘલીજ સ્રીઓ કાંઇ રોગીષ્ઠ હોતી નથી, કે તેઓ વાંઝણી રહે, પણ વિદ્વાન તબિબોનું એવું મત છે, કે પુરૂશના 'જીવન-જંતુ'ને પ્રસવ માર્ગમાંથી આગલ પ્રવેશ કરવા માટે પુરેપુરો વખત આપવો ઘટે છે. આશં આગલાં પુસ્તકો અને લેખોમા જણાવ્યા પ્રમાણે 'જીવન-જંતુ' સ્રીના 'સંતાન-બીજ' સાથે મલી જઇ એકરસ થયા વગર સ્રીને હમેલ રેહી શકે તેમ નથી. 'જીવન-જંતુ' પ્રસવ માર્ગમાથી આગલ વધી ગર્ભસ્થાંનમા દાખલ થાય, તેમ કરવા માટે તબિબો ભલાંમણ કરે છે, કે ઉમેદવાર સ્રીએ પુરૂશને મલ્યા પછી, લગભગ-એથી ત્રણ કલાક સુધી પોતાની પીઠ ઉપર બિછાણામાંજ પડી રેહવું ઘટે છે.

ડા૦ દુવાગીર
D. H. P.

# પત્ર ૩૨ મું.

## સ્ત્રી-પુરૂશના ગુપ્ત શરીરની કુદરતી ખામીભરી હાલતો.

મેહરબાન મિત્ર,

સ્ત્રી-પુરૂશોને લાગુ પડતાં વાંઝીયાપણા વિશે, તેમજ તેમની પ્રજા ઉત્તપંતીની ઉમેદો પાર પડે એ વિષય ઉપર વઇદકશાસ્ત્રને આધારે કાંઇક લખ્યા પછી, હવે સ્ત્રી-પુરૂશના શરીરને લગતી કુદરતી ખામીભરી હાલતનો કાંઇક ઉડતો ખ્યાલ, સ્ત્રી તેમજ પુરૂશને વઇદક શાસ્ત્રને આધારે આપેલો ફોકત જશે નહી, કેમકે સંસાર વહેવારમાં એવી એવી ખાંમીવાલાં અવયવને લીધે, ઘણીકવાર સુખી સંસારો રદ બાતલ સ્થીતીએ પુગવાનો સંભવ રહ છે. બંને જનોના જનંન શરીરની ખાંમી ભરેલી હાલત વિશે આ પ્રસંગે લંબાણ નહી લખતાં, વાંચકોને ફકત એ હાલતનો હું ખ્યાલ ટુંકમાંજ આપીશ.

### પુરૂશના ગુપ્ત અવયવોને લાગુ પડતી ખોડ ખાંપણો.

મિત્ર, પુરૂશને તેમજ સ્ત્રીઓને કેટલીક ખોડખાંપણો જનમથી લાગુ પડેલી હોય છે. તેમજ વલી કેટલીક ખોડખાપણો એવી હોય છે, કે જનમ્યા પછી કાંઇક દરદોના પરીણામ તરીકે લાગુ પડેલી હોય છે. એ ઉપરાંત વલી કેટલીક બીજી એવીબી ખોડખાંપણ પુરૂશના ગુપ્ત બદનને લાગુ પડેલી હોય છે, કે જેથી સંસાર વેહવાર બીલકુલ તેઓથી થઇ શકતો નથી, અને કેટલીક વખત મોટી અડચણો વેઠવી પડે છે. એવી ખોડખાપણ માંહેલી થોડીક, જે પુરૂશોમા જણાયલી છે, તે નિચે નોધી છે.

૧. કોઇકવાર છોકરાઓને જન્મથીજ ઇન્દ્રી હોતી નથી. અને જો હોય છે, તો તે છોકરો મોટી ઉંમરે પુગ્યા છતાં, તેની ઇન્દ્રી નાહના બાળક જેવીજ રેહી ગયલી હોય છે. એને તબિબો 'ઇન્ફ્-ટાઇલ પિનીસ' કહે છે. ધ્યાન રાખવું કે કેટલીક વાર પુરૂશો અમુક દરદોના ભોગ થઇ પડયાથીબી તેમની ઇન્દ્રી નાશ પામે છે. દાખલા તરીકે સિફીલીસ, કેનસર, વિગેરે દરદોના પરીણામમા એવાંજ છેવટ આવે છે. રેવોલા, નેલટન અને બુટેઇલેર વિગેરે ડાકટરોએ એવી જનમથી લાગુ પડેલી ખોડખાપણના 'કેસ' તબિબી દફતરે નોંધાવેલા છે.†

એવી ખાંપણવાલા જનમ ઘણુંજ થોડા હોય છે, પણ ડાકટર ટેલર જણાવે છે, કે ઘણાક મોટી ઉમરના પુરૂશોની ઇન્દ્રી નાહના છોકરા જેવી હોય છે, પણ જરૂરતને પ્રસંગ તે મોટી થાય છે.

૨. પુરૂશની ઇન્દ્રીની અસાધારણ લંબાઇ: વિશે પ્રખ્યાત ડાક્ટર ટેલર 'સેક્ષ્યુઅલ ડીસઑર્ડર્સ' વાલાં પોતાના પુસ્તકમા એ વિશે નિચે પ્રમાણે એક દાખલો નોંધે છે.

"I know of one individual in whom the organ when erect was said to be fourteen inches long and proportionately thick. This man had two wives who died of uterine disease, and a third applied for divorce very soon after marriage." †

૩. પુરૂશની નાહની ઇન્દ્રીઓ માટે તબિબી મત એવું છે કે:- "નાહની ઇન્દ્રીવાલા પુરૂશો ચાહેલા કેટલાકોના બાબમાં બન્યું છે, કે સંસાર વેભવમાં ચાલુ પડ્યા પછી, તે મોટી થાય છે. વલી એજ તબિબના અનુભવ પ્રમાણે ઘણીકવાર ઇન્દ્રીને ઇજા થયા પછી પણ તે મોટી થાય છે. ડા૦ ટેલરના એક દરદીને 'સીવીલ-વોર'માં

† Sexual Disorders By Taylor.

બંદુકની ગોળી તેના કાતરા આગલ લાગી હતી. ગોળીનો જખમ રૂજાયા પછી તે દરદીની ઇન્દ્રી રફતે રફતે મોટી થવા માડી હતી, અને આકતીમાં તે જેવીને તેવીજ આગલ જેવી રેહી હતી.

૪. કોઇક વખત, અને મોટે ભાગે જવલેજ પુરૂશને જનમથીજ બે ઇન્દ્રી હોય છે. આવા એક પુરૂશ માટે ડા૰ ટેલર લખાવટ કરે છે, અને પોતાના મજકુર પુસ્તકમા એક ચીત્ર આપી જણાવે છે, કે ફ્રાંન્સ અને સ્પેનની ઇસ્પીતાલોમા, તે પુરૂશને ખુલ્લી રીતે દેખાડવામા આવ્યો હતો. આ બંને ઇન્દ્રીઓ પુખ્ત રીતે સંપુરણ ખીલેલી અને જીવદાર તેમજ સંસાર ભોગવી શકે એવી હતી. એવોજ એક બીજો દાખલો ડાકટર ટેલર નોંધે છે, જે બેતાલીસ વરશનો એક પુરૂશ હતો. તે પુખ્ત અને તંન્દરોસ્ત બાંધાનો હતો, અને તેના બંને બદન બીલકુલ તંન્દરોસ્ત હાલતમાં દેખાતાં હતાં.

૫. પુરૂશની ઇન્દ્રી ઉપર નાહના મોટા મસા, અને એવીજ પ્રકારની બીજી વધ પુટી યાને ઉગી નિકલે છે. આવી કિસમની વધ ઇન્દ્રીને સાફ અને સ્વચ્છ હાલતમાં નહી રાખ્યાને લીધે, જમાવ થતા મેળ અને એવાજ બીજા ગદલા પ્રવાહિને લીધે થાય છે. ગરમીના ગલીચ દરદોના પરીણામમાં પડતાં ચાંદામાથી, ઇન્દ્રીના મુખ (glans) અને ચાંમડી ઉપર પ્રથમમા નાહના રાતા રંગના છાંટા સમાન દેખાવ દીયે છે, અને પાછલથી તે મોટા થઇ જાય છે, અને બાજે વખત તે 'કૉલી ફ્લાવર' જેવું રૂપ ધારણ કરતા હોવાથી, તબિબો તેને 'cauliflower excrescences,' ને નામે ઓળખાવે છે. ઇન્દ્રીની ઘણીજ નાજુકમા નાજુક જગ્યા ઉપર આવી વધ પુટી નિકલે છે, જેથી પુરૂશ સંસારમાથી બીલકુલ 'રદબાતલ' થઇ જાય છે. એ ઉપરાંત દરદીની વેદનાઓનોબી પાર રેહતો નથી.

૬. ફાઇમોસીસને નામે જણાયલી ઇન્દ્રીની પિડાકારી વિશે મારાં આગલાં પુસ્તકમા લખાવટ કરેલી હોવાથી અત્રે વધારે લખવું નકામું છે.

૭. જેમ માનસના પગ ઉપર રસ ઉતરવે તે જાડો થઇ જાય છે, જેને આપણ 'હાથીઆ પગ'ની બિમારી કહયે છીયે, અને તબિબો જેને 'એલીફન્તાઇસીસ' કહે છે, તેજ રીતની બિમારી પુરૂશની ઇન્દ્રીને તેમજ ગોળીને લાગુ પડે છે, જેને તબિબો 'એલીફન્તાઇસીસ ઓફ ધી પીનીસ' (Elephantisis of the Penis and Scrotum) ને નામે ઓલખાવે છે. આ બિમારીમા પુરૂશની ઇન્દ્રી ઘણીજ મોટી થઇ જાય છે.

૮. પુરૂશની ઇન્દ્રીને 'કેનસર' (Cancer) નુ દરદ ઘણુ કરીને મોટી ઉમરે લાગુ પડે છે, પણ કોઇવાર જવાનીમા પણ થવાનો સંભવ રેહ છે. આ દરદ ઘણીજ નજીવી શરૂઆતમાથી લાગુ પડે છે. શરૂઆતમાં ફકત એક ઘણોજ નાંહનો જેવો છાળો દેખાય છે, અને પાછલથી તે 'કેનસર' નુ રૂપ ધારણ કરે છે.

૯. ઇંન્દ્રીનુ વળ ખાઇ જવું. (Curveture of the Penis). આ પિડાકારી કોઇ દરદીમાં વધારે અને કોઇ દરદીમા ઓછા પ્રમાણમાં હોય છે. આ વળ પણ જુદી જુદી રીતે લાગુ પડેલા હોય છે.

૧૦. ઇંન્દ્રીનુ ગોળી. (સ્ક્રોટમ)ની ચામડી સાથે વલગી જવું. એને તબિબી ભાશામાં Webbed Penis કહે છે. ઇંન્દ્રીની આવી હાલત કોઇવાર જનમથી હોય છે. ગોલીની ચામડી સાથે તે એવી રીતે વળગી ગયેલી હોય છે કે દરદીથી સેહજબી સંસાર વેહવાર ભોગવી શકાતો નથી.

૧૧. પુરૂશની ઇન્દ્રી જેમ આગલ જણાવ્યા પ્રમાણે ઘણી લાંબી હોય છે, તેમ તે કોઇવાર ઘણીજ ટુંકી પણ હોય છે. જો કે એવા પુરૂશો લગનના હક ભોગવી શકે એવી સંપુરણ હાલતમાં હોય છે, છતાં એવા ખાવિંદોની સ્ત્રીઓને હમેલ ધારણ કરવાના કાંઇક ઓછા સંભવ રહે છે.

૧૨. પુરૂશને લાગુ પડેલાં અમુક દરદોના સબબે, કોઇક વખત તેમની ઇંન્દ્રી થોડી, અને કોઇક વખત તે બીલકુલ કાપી નાખવામા આવે છે. તેમજ કોઇ વખતે પુરૂશની એક અને કોઇ વખત બે ગોળીઓ પણ કાપી નાખવામાં આવે છે. દાખલા તરીકે હિજડાઓને એવાં વાહડ કાપના પ્રયોગમાથી પસાર થવું પડે છે.

૧૩. પુરૂશોને કોઇક વાર એક અને કોઇક વાર બંને ગોળીઓ જનમ થીજ હોતી નથી. આ ગોળી અથવા ગોળીઓ જયારે પુરેપુરી હોતી નથી, ત્યારે તે કોઇ વખત કાતરાના ઉપલા ભાગમા, યા તો એવીજ બીજી જગ્યામા નિચે ઉતરતી અટકી પડેલી, એક યા બંને બાજુ ઉપર દેખાય છે. તબિબી ભાશામાં એવા પુરૂશોને 'ક્રિપતોર્કિડ' ને નામે ઓલખાવે છે. ઘણાક તબિબો એવા પુરૂશો વાંઝીયા તરીકે ગણે છે, પણ તેની ખરી પરીક્ષા તો વિર્યની પરીક્ષા સુક્ષ્મદરશક યંત્ર વડે કીધાથીજ થઇ શકે છે.

આ, અને એ ઉપરાંત અનેક બીજી ખોડ ખાપણો, પુરૂશોના ગુપ્ત બદનને લાગુ પડેલી હોય છે. એ માહેલી કોઇ સાધારણ હોય છે, તો કોઇ અસાધારણ હોય છે. એ સઘલાં ઉપરાંત ઘણાક પુરૂશોને લાગુ પડેલું જાડાપણુ 'ઓબેસીટી', મીઠી પીસાબનો રોગ (ડાયબીટીસ), વિગેરે બિમારીઓ પુરૂશોને નપુશક બનાવનારી ગણાય છે. એ સઘલામાં દારૂ વિશે, જેટલું લખાય એટલું થોડું છે. એ વસ્તુથી જે જાતની નામરદી પુરૂશને લાગે છે, તે ખાસ 'ઈમ્પોટેનશીયા–આલ્કોલીકા'ને નામે જણાયલી છે.

**સ્ત્રીજાતના જનંન શરીરને લાગુ પડતી ખોડ ખાંપણો.**

જેમ પુરૂશોના ગુપ્ત બદનને ખોડ ખાપણવાલી ખાંમીઓ લાગુ પડેલી હોય છે, તેમ સ્ત્રીઓને પણ કેટલીક એવીજ ખોડ ખાંપણ લાગુ

પડેલી હોય છે, અને બાજે વખત તેથી સ્ત્રીઓને વાંઝીઆપણું લાગે છે, તેવી સઘલી ખાંમીઓ માહેલી થોડીકની અત્રે નોધ લેવી જરૂરની છે.

૧. યોનીની અતીશય નાહની હાલત. એવી હાલતને ઇંગ્રેજ તબિબો abnormal smallness of vulva કેહ છે. સ્ત્રીનાં જનંન શરીરની એવી અપુર્ણ હાલત જયારે માલમ પડે, ત્યારે જાણવું કે તેની સાથે સંબંધ રાખતાં બીજાં જનંન અવયવો પણ તેવાજ પ્રકારની કાંઇક ખામીથી પિડાતાં હોવાં જોઇયે, અને તેવાં એકાદ કારણને અંગે સ્ત્રી વાંઝણી રેહ છે.

૨. સ્ત્રીની યોનીને લગતા બાહારના ભાગો કોઇવાર જનમથી એવા તો એક બીજા સાથ વલગીને જોડાઇ ગયલા હોય છે, અને કોઇક વખત મુત્ર મારગનું મુખ ખુલ્લું હોય છે, યા તો તેબી ખુલ્લું હોતુ નથી. આવી હાલતને તબિબો "congenital adhesion of the libia minora and majora' કહે છે. આવી પિડાકારી હાલતવાલી સ્ત્રી બીલકુલ સંસારથી 'રદ બાતલ' થાય છે.

૩. 'યોની પતલ' યાને તબિબો ભાશામા જેને 'હાઇમેન' (hymen) કહે છે, કુવારી સ્ત્રીની યોનીના માહેલા ભાગમાં એક પરદા જેવું પડ હોય છે. કોઇક વાર એ પડ ઘણું જાડું અને મજબુત હોય છે, તો તબિબોને શસ્ત્ર વડે તે દુર કરવું પડે છે. પરણુવા આગમજ સ્ત્રીનુ પતિવ્રતપણું દેખાડનારી એક નિશાંણી તરીકે તેને ઘણાકો ગણે છે. એ પડ યોની અને પ્રસવ માર્ગની વચ્ચે આવેલું હોય છે. વિદ્વાંન તબિબો પોતાના અવલોકન અને અનુભવને આધારે આ પડને અનેક જુદે જુદે નામે ઓલખાવે છે. કેટલીક વખત આ પડ ઘણુજ નાણુક, અને ઘણુજ પતલું હોય છે, અને કેટલીક વખત ઉપર જણાવ્યા પ્રમાણે તે ઘણુજ જાડું, મજબુત અને કઠણ હોય છે, જેથી સ્ત્રીને પોતાનું પતિ-

વૃતપણું જાળવવા કુદરતે ગોયા, એક બખ્તર તરીકે બક્ષેલું હોય છે।

પુર્વે કાળમા ઘણીક જંગલી પ્રજાઓમાં આ યોની પતલ, સ્ત્રીની પાક દામનની સાબેતી તરીકે ગણાતું હતું, તેમજ 'બાઇબલ'માં પણ એ યોની પતલ સ્ત્રીના પતિવૃતપણાની નિશાણી તરીકે મનાતું હતું, અને જો કોઇબી સ્ત્રીમાં તે ગેરહાજર જણાતું, તો મોતની શીક્ષાનુ તે એક કારણ કહેવાતું હતુ.† કેટલીક મજાઓ એને કાંઇબી ખાસ અગત્યતા આપતી નહી હતી. આ યોની પતલ વિશે અજબ જેવું તો એ છે, કે સત્તર અને અઢારમી સદીના યુરોપીયન તબિબો, એ પડને સ્ત્રીની પાક દાંમનની એક નિશાણી તરીકે ઝાજી અગત્યતા આપતા નહી હતા.‡ આ યોની પતલની અખંડ હાલત, અને તેની ગેરહાજરી, પરણવા આગમજ એક સ્ત્રીની દામન પાક રેહલી છે કે નહી, તે પિછાનવા માટે અવશ્ય જરૂરતનુ માનવામા આવતું હતું. આ પડને માટે ઉપલોજ વિદ્વાંન લેખક નિચલા ટિકા કરે છેઃ

"So fragile a membrane scarcely possesses the reliability which should be possessed by a structure whose presence or absence has been often meant so much. Its absence by no means necessarily signifies that a woman has had intercourse with a man. Its presence by no means signifies that she has never had such intercourse. ‡

પણ આ યોની પતલ વિશે એક વાત ધ્યાંનમા રાખવી જરૂરની છે, કે એ પડ અનેક સબબ અને અનેક કારણોને અંગે, આપો આપ નાશ પાંમે છે. ચીના લોકોમા, અને હિન્દુસ્થાંન તેમજ પુર્વ તરફના કેટલાક મુલકોમા, બાળ સ્ત્રીઓના જનંન શરીર સદા રાખવાની

† E. Heinrich Kisch, M. D

‡ Havelock Ellis Psychology of Sex.

રૂઢી અને રસમને લીધે, ચાલુ અંધ્રોળ અને શરીર મરદન કરવાની એવીજ રીતને લીધે, તે નાશ પામે છે. વળી પડી જવાને લીધે, યા એવાજ અકસ્માતોથીપ્ણ એ પરદો નાશ પામે છે. મિત્ર, આ એક અગત્યની બાબદ છે, પણ આ નાહના પુસ્તકમા તે સઘલું લંબાણુથી લખાય તેટલી જગ્યા નથી.

૪. યોનીનુ અતિશય વધીને મોટું થઇ જવું. એવીજ કિસમની ખોડ પુરૂશની ઇન્દ્રી માટે આગલ વરણવી છે. લગભગ તેના જેવીજ આ ખોડ સ્ત્રીજાતમા હોવાનું નોધાયલું છે. ડેવીસ નામના તબિબે 'લોઅર ઇજીપ્ત'મા વસ્તી સ્ત્રીઓ માટે એવી ખબર આપી છે, કે તેમની યોની એટલી બધી વધી પડેલી હોય છે, કે જેથી પ્રસવ માર્ગ બીલકુલ ઢંકાઇ ગયેલો હોય છે. વળી સ્ત્રીની યોનીના મુખ આગલ 'કલીટોરીસ' નામે, તબિબી ભાશામા જણાયલું અવયવ એટલું બધું વધીને મોટું થઇ ગયલું—આફ્રીકામા વસ્તી ચોકસ પ્રજામાં—જણાયલુ છે, કે સ્ત્રીની તેવી હાલતને લીધે તેઓને અમુક પ્રકારનું એક 'ઓપરેશન' કરવાની યુરોપીઅન તબિબોને ફરજ પડી હતી. આવી જાતની ખોડને તબિબો

'હોટેન્ટોટ એપ્રન'
Hottentot Apron.

ને નામે જણાવે છે. આ ફરીયાદ તુરકી તેમજ ઇરાંની સ્ત્રીઓમા સાધારણ હોવાનું જણાયલું છે.

૫. જેમ 'એલીફન્ટાઇસીસ'ની ફરીયાદ પુરૂશોની ઇંન્દ્રીને લાગુ પડવાનુ આગલ જણાવ્યું છે, તેમ સ્ત્રીની યોનીને પણ એ બિમારી લાગુ પડેલી તબિબી દફતરે નોધાઇ છે.

૬. જેમ પુરૂશોમાં ઇન્દ્રી ગેરહાજર હોવાનો બનાવ બને છે, તેમ સ્ત્રીમાં પણ પ્રસવ માર્ગ કોઈ વખત બીલકુલ હોતો નથી.

૭. કોઇ વખત સ્ત્રીમાં બે ગર્ભસ્થાન, અને બે પ્રસવ મારગ હોય છે.

૮. કોઇ વખત અમુક પ્રકારના દુખ દરદને લીધે, સીતલા આવ્યા પછી, સ્ત્રાનો પ્રસવ મારગ અંદર થયલા જખમને લીધે અમુક જગ્યા આગલથી તે ઘણોજ ટંગ થઇ જાય છે, જેની તબિબો 'stricture' કહે છે. આ પ્રકારની પ્રસવ માર્ગની હાલત ઘણીજ કફોડી થઇ પડે છે.

૯. કોઇ વખત સ્ત્રીનો પ્રસવ મારગ ઘણોજ ટુંકો ( short ) હોવાના બનાવો નોધાયલા છે. આવી સ્ત્રીઓ મોટે ભાગે વાંઝણી રહે છે.

૧૦. સ્ત્રીના પ્રસવ માર્ગમાં જુદીજુદી જાતની ગાંઠો જે 'ટયુમર' (tumor) તે નામે ઓલખાય છે, તેમજ નાહના-મોટા મસા જે 'પોલીપસ' (polypus) ને નામે જણાયલા છે, તે ઉગી નિકલવાના સંભવ રહે છે.

૧૧. સ્ત્રીનો પ્રસવ માર્ગ કોઇ વખત ઘણાજ મોટા પ્રમાણમા પોહલો હોય છે,અને કોઈવાર અતિશય સાંકડો ( narrow ) હોય છે.

૧૨. કોઇવાર સ્ત્રીનુ ગર્ભસ્થાંન આગલી બાજુ અને કોઇવાર તે પાછલી બાજુ ઉપર ઢળી પડેલું હોય છે. આ સબબને લીધે પણ સ્ત્રીઓ વાંઝણી રહે છે.

ઉપર લખેલી ખાંમીઓ કોઇવાર સ્ત્રી પુરૂશોમા જેમ કુદરતી હોય છે, તેમ તે કાંઇક દુ:ખ દરદના પરીણામ તરીકેબી લાગુ પડવાના સંભવ રહે છે. દાખલા તરીકે સ્ત્રીના પ્રસવ દ્વારમા થયલી ગાંઠ અથવા ગાંઠો, વાહડ કાપ કરી દુર કીધા પછી, તે સ્ત્રી સાજી થાય છે, પણ કાપી કાહડેલા ગાંઠવાલા જખમો રૂજાઇ ગયાથી, દરદીનો પ્રસવ દ્વાર સંકોચાઇ ઘણોજ સાંકડો થઇ જાય છે, કે જેથી તે ખાંમી માટે કેટલીક વાર સ્ત્રીને

હેરાનગતી ભોગવવી પડે છે. એવુજ પરીણામ કોઇ વખત ઓીને સખત પ્રકારના સીતલા આવ્યા પછી લાગુ પડે છે. મિત્ર, આ દુઃખ દરદોની ટીપ કેવળ અધુરી રહી જાય છે. તે સઘળી લંબાણી દરશાવવી નકામી છે.

લા. દુવાગીર

D. H. P.



## પત્ર ૭૩ મું.



### પુરૂશને લાગુ પડતી જાતજાતની નામરદી.

સુજ્ઞ મિત્ર—

સંસાર વૈભવમા નામરદ પુરૂશો ઘણાક કારણોને અંગે પોતાની ઇચ્છા બરોબર પાર પાડી શકતા નથી. એવા નામરદોને લાગુ પડેલી 'અશકતી' વિશે પુરૂશ શાસ્ત્રમા લંબાણુ લેખ લખ્યો છે, પણ આ પ્રસંગે કાંઇક વધારે ખુલાસો કરેલો ફોકટ જશે નહી.

૧. પુરૂશ પોતાની ઇન્દ્રીની અતી નાહની હાલતને લીધે, સંસારનો લાહવો બીલકુલ મન ઇચ્છીત હાંસલ કરી શકતો નથી. આ હાલતવાલો દરદી જો કે નપુશક હોતો નથી, તે નાતવાન કે કમતાકત હોતો નથી, જો કે તે મરદીમા હોય છે, છતાં તે એક બાળકનો બાપ થઇ શકતો નથી. આવો એક મરદ મરદીમા હોવા છતા નામરદ તરીકે, તે તેની ઓીને મન થઇ પડે છે. એનાં ઇલાજ આ પ્રસંગે લંબાણથી લખવા જેટલી જગ્યા થઇ શકતી નથી.

૨. પુરૂશોને લાગુ પડતી ખોડખાપણ માહેલી બીજી એક ખાપણ અસાધારણ લાંબાં જનંન શારીરની હોય છે. એ કે એવો પુરૂશ મરદીમા હોય છે, છતાં સંસારમા એ કારણને લીધે તે અકારો અને શ્રાપ સમાન થઇ પડે છે. આ ખાપણનો ઇલાજ સાદી નજરે થવો મુશકેલ દીસે છે, પણ કેટલાક કુશળ અમેરીકન તબિબો, પુરૂશની એવી ખાંમીને દુર કરવાની કાંઇક હિકમત દેખાડે છે.

૩. સુધરેલી દુનિયાના વિદવાંન તબિબો, જેઓએ મરદના જનંન શારીરની નાતવાંન અને નામરદીના ઇલાજો શોધવામાં નામના મેલવી છે, તેઓ પુરૂશની ઇંન્દ્રીની નબળી પડી ગયેલી શકિતને સંપુરણ રીતે સજીવન કરી, તેને તેજ અને જડ બનાવવા માટે, દવા-દારૂના ઇલાજો ઉપરાંત વઇદક શાસ્ત્રના મતાનુસાર, યાંત્રીક હિકમતોની શોધ કરવાં લાગ્યા છે. આવી જાતનુ એક યાંત્રીક 'એપેરેટસ,' મરદીની શકિત થોડી કે ઘણી ખોઇ બેઠેલા (partialy impotent) પુરૂશો માટે, 'રૂબોડ' નામના તબીબે બનાવેલું તબિબી દફતરે નોંધાયું છે. વળી એવીજ કિસમનુ એક બીજું યંત્ર, Schlitten ને નામે જણાયલું કેટલાક નપુંશક પુરૂશો વાપરતા નોંધાયા છે.

૪. મરદોને શારીરિક ખોડ ખાપણોને લીધે લાગુ પડતી નામરદી કરતાં, મનની મલીન યા નબલી હાલતને લીધે લાગુ પડતી નામરદી, હંમેશા મોટા પ્રમાણમા વારેઘડીએ જણાય છે. આવી કિસમના દરદીઓ મોટે ભાગે હદ બાહાર કુચ્છંદી અને કામવાસ હોવાને લીધે, યા તો તેમના મન તંતુ નબલાં હોવાને લીધે, યા તો જવાંનીમાં 'દસ્ત દરાજી'ની કુટેવ પડેલી હોવાને લીધે, જ્યારે તેઓ પરણીને સંસારનો પેહલ વેહલો ભોગવટો કરવાની શરૂઆત કરે છે, ત્યારે તેઓ પોતાની પરણેતરોને સંતોશ આપી શકશે કે નહી, એવી ધાસ્તીને લીધે,

યા તો તુરતના પરણેલા એક મરદને, તેની આગલી કુચ્છંદી ચાલને લીધે લાગુ પડેલી પ્રમેહની બિમારી પછી તેના રેહી ગયલાં કાંઇક પરીણામને લીધે, તેઓ પોતાની પરણેતર પાસે જતાંજ નામરદ બની બીલકુલ બળહીન બની જાય છે. આ સઘલાં ઉપર જણાવેલાં કારણોને લીધે, અને એવાંજ કોઇ બીજા સબબોને અંગે એવા મરદોના મન ઉપર ધાસ્તી અને ચિન્તાની ભેગી અસર થવાથી, તેમના મગજ ઉપર અચબુચ એવી તો કાતીલ અસર થાય છે, કે જેથી તેમની ઉલટ, ઉમંગ અને કામ, એ સરવે જાગ્રત થતાં અટકી પડે છે, અને તે શખ્સ બીલકુલ નામરદ અને 'કામહીન' બની નાસિપાસ બની જાય છે. આ કમનસીબ બનાવનો ખરો ભેદ તે કમનસીબ કુચ્છંદી જરાબી સમજી શકતો નથી ! એ તેની કમનસીબી છે! પણ એવા પુરૂશો કાંઇ ખરા નામરદ હોતા નથી. ખરી વાત છે કે તેઓ પોતાની પરણેતર આગલ જતાંજ નપુશક બની જાય છે, પણ પર સ્ત્રી આગલ તેઓ તેવા હોતા નથી!

**Personal Impotence.**

આ જાતની નામરદી માટે કાંઇક વધારે ખુલાસો થવો ઘટે છે. આવી કિસમની નામરદી 'સાઇકીકલ ઇમ્પોટન્સ' ને નામે જણાયલી છે. કેટલીક વાર ઉપર લખ્યા પ્રમાણે સઘલાજ દરદીઓ રોગીષ્ટ હોવાને લીધે એવા બળહીન બનતા નથી; કેટલીક વાર એવા પુરૂશો બીલકુલ તંન્દરોસ્ત અને બીલકુલ નવજવાન હોય છે, અને જેઓની આગલી જીંદગી બીલકુલ કલંક વિનાની, અને ખાંમી રહીત હોય છે, તેવા જવાનો ઘણીક વાર પોતાની પરણી જીંદગીની નવી શરૂઆતમા, પોતાના મનની ઉશ્કેરાયલી હાલત, નવાં ઉમંગ અને ઉલટ તેમજ શરમને લીધે, આવી કિસમની પિડામા પોતાને પડેલા જુવે છે! સારાં નસીબે એવા પ્રકારની નામરદી, જે અનેક રૂપ

રંગના આકારો પકડે છે, તે જાણુક વળગી રેહતી નથી. તે થોડા વખતમાં ધટીત ઇલાજોથી સાજી થઇ જાય છે. એવી નામરદી દવા પીધાથી, યાકુતી કે વિલાસ વધારનારી ગોળીઓથી, તેમજ સાંઢા અને એવાંજ તેલના મરદન કીધાથી સાજી થતી નથી, એ ખાસ ધ્યાનમાં રાખવું ઘટે છે. આવી જાતની નામરદીને લીધે ઘણીક પરણેતરોએ જુદા છેડાના હુકમનામા કોરટ મારફતે મેલવ્યાં છે, અને એવા મુદ્દાઓ 'પરસનલ ઇમ્પોટન્સ'ને નામે નોધાયલા છે.

૫. એવીજ કિસમનું નપુશકપણુ વિદ્યા હુંન્નરના ઉંડા અભ્યાસમા રાત દીન રોકાયલા અભ્યાસીઓમા, અને એવીજ કિસમના બીજા સાહિત્યમાં તનોમનથી રાતદીન મશગુલ રેહનારાઓને ઘણીક વાર લાગુ પડે છે. એવું નપુશકપણું તકલીફી ખાસિયતનું હોય છે, અને ઘણુ કરી એવા શખ્શની વિચાર શકતી તેના અભ્યાસમા રોકાયલી જ્યાં સુધી ચાલુ રેહ છે, ત્યાં સુધીજ એ ફરીયાદ પણ ચાલુ રેહ છે. †

૬. મન ઉપર પડતા છાપને લીધે લાગુ પડતા નપુશકપણાના કેટલાક એવા એવા 'કેસ'ની નોધ લેવાઇ છે, કે જે સાદી સમજના માનસોની અક્કલ કબુલ કરે તેવા હોતા નથી. એવા દાખલાઓ તબિબી દફતરે નોધાયલા છે કે, 'એકાદ સખત પ્રકારની નિરાસા, તેમજ મનમા અચણુચ ઉતપંન થતા વિચારોથી પણ પુરૂશ થોડા વખત માટે 'નામરદ' બની જાય છે! એવા અચણુચ ઉતપંન થતા વિચારો અનેક પ્રકારના હોય છે. દાખલા તરીકે, કોઇ મોટી ખુશાલીની ખબર, મોટા ગંભીર બનાવ, યા કોઇ મોટી ચિન્તા ઉતપંન કરે એવા બનાવોથી મરદી ભોગવતા પુરૂશ પણ 'નામરદ' બનવાના બનાવો બનેલા જણાયા છે. એવી કિસમની નામરદી, માટે, વિદ્વાન તબિબ 'બ્લૉશ' નિચલા સખુન લખે છે.

† I Bloch M. D.

"Allied with this variety of impotence, (*i-e impotence of literary men and of artists*) is the form due to transient *mental distraction*, to *instantaneous ideas* which suddenly act as psychical inhibitions. These sudden ideas can be of a very varied content–joyful, sad, anxious, annoying; in every case they are capable of annuling the *already existing potency.* * * * "

## ઘરડા પુરૂષોને લાગુ પડતી નામરદી.

૭. પુરૂષોને ઘડપણની શરૂઆતમાં, અને ઘડપણની આગમચ લાગુ પડતી નામરદી જુદા જુદા પુરૂષોમાં જુદે જુદે વખતે લાગુ પડે છે. કેમકે ઘણાક પુરૂષો ૪૦) વરસની ઉંમરે ઘરડા પુરૂષોના જેવા બની જાય છે, તેમજ ઘણાક પુરૂષો ૭૦) વરસની ઉંમરે પુગ્યા છતાં, ઘરડા હોય તેમ લાગતા નથી. તેમજ ઘણાક પુરૂષો ૬૦–૬૫ વરસની વૃધ ઉંમરે ફરજંદના બાપ થયલા જણાયા છે. એવીજ કિસમની વૃધ ઉંમરે ફરજંદની વૃધી કરનારી સ્ત્રીઓના દાખલા પણ નોંધાયલા જણાયા છે. એવા એવા બનાવો જો કે અપવાદ સમાન ગણાય છે, છતાં તેવા બનાવો જવલેજ બને છે એમ સમજવાની ભુલ કરવી ઘટે નહી.

લા૦ ફુવાગીર,
D. H. P.



# પત્ર ૩૪ મું.



## પુરૂશની નામરદી માટે વપરાતી જાત જાતની દવાઓ અને ઈલાજો.

પ્રિય મિત્ર

નામરદી માટે હું ધારૂં છું કે સાદી સમજના વાંચકો માટે પુરતું લખાયુ છે. મારાં આગલાં પુસ્તકો, અને આ પુસ્તકમાં જે કાંઇ મે લખ્યું છે, તે છતાં આ પ્રસંગે પ્રત્યેક દરદીને ચેતવું છું, કે એ કોઇબી દવાનો ઉપયોગ કરવા પેહલાં એકાદ કુશળ તબિબની સલાહ લેવી અતિશય જરૂરની છે, અને મારી ખાસ ભલામણ છે, કે એવાં દરદોના કોઇ 'સ્પેશીયાલિસ્ટ'નીજ દવા કરવી ઘટે છે. કેમકે એકાદ દવા ખાધા કે પીધા પછી, શરીરમા થતા ફેરફારો અને એવા દરદનુ ખરૂ કારણ, તેવા તબિબ સિવાય બીજાઓ સમજી શકે એમ નથી. વલી કોઇબી દવા લેવા આગમજ તે દવાના 'ડોઝ' નક્કી કરવા ઘટે છે, જે કાંમ પણ એક કુશળ તબિબનુજ છે. દરદીએ ખાતરી રાખવી, કે નામરદીનું ખરૂં કારણ શોધી કાહડયા પછી, તેના ઈલાજ અને સારવાર કરવાનું કામ અતી સેહલ થઇ પડે છે. એટલા માટે દરદીએ પોતાની ખરી હકિકત તબીબને કેહતાં લજવાવું કે શરમાવું જોઇતું નથી.

### જરમન તબિબ લુઇ કુહુનનો
### નામરદી માટે ઈલાજ.

આ જરમન તબિબની રોગો સારૂ કરવાની રીત જેટલી સાદી, સેહલ અને ઘરગટુ છે, તેટલીજ તે વિચીત્ર પણ છે. લુઇ કુહુન સઘલાં દરદો ગરમ પાણીની અંઘોળના ઈલાજથી કરે છે. એ જરમન તબિબ,

'અલ્ટરનેટ ફ્રીકશન, સિત્ઝ બાથ'[1] અને 'હિપ-બાથ'[1] ચાલુ લેવા ફરમાવે છે, અને દરદીને માસનો ખોરાક ખાવા મના કરે છે. એવા દરદીએ '૮૪ થી ૬૮ ફેરેહનહાઇટ ડીગ્રી' જેટલા ગરમ પાણીમા અંઘોળ કરવી, અને પીડુથી ડુટી સુધી જાડાં કપડાં વડે આડા અને ઉભા હાથે શરીરને મધ્યમ જોરે મસલી સ્નાન કરવું. શરૂઆતમા પાંચથી દસ મિનીટ સુધી એ અંઘોળ કરવી, પણ પાછલથી વધારે વખત લંબાવવી. અંઘોળ કીધા પછી કપડાં પેહડી ખુલ્લી હવામાં ફરવું. એવી રીતે એ અંઘોળ દિવસમા બેથી ત્રણ વાર ચાલુ લેતા રેહવું, વિગેરે. એ વિશે વધુ ખબર એ તબિબના પુસ્તકમાંથી મલી શકશે.

### અમેરીકન તબિબ કેલોગનો નામરદી માટે 'મશાઝ'નો ઇલાજ.

ડાકટર કેલોગ એક પ્રખ્યાત અમેરીકન તબિબ છે. તેણે નામરદીનો ઇલાજ, 'મેશાઝ' યાને 'ચંપી'થી કરવાની ભલામણ કરી છે. સ્ત્રીઓને લાગુ પડેલું વાંઝીઆપણું, અને પુરૂશોને લાગુ પડેલી નામરદી, 'મશાઝ' વિદ્યાના શાસ્ત્રમા 'beating' નામે જણાયલા પ્રયોગ એવા દરદી ઉપર ચાલુ કીધાથી સાજી થાય છે. આ 'બિટીંગ'નો પ્રયોગ, દરદીની કંમર, જેને તબિબો secrum કહે છે ત્યાં, અને જાંગના ઉપલા ભાગ ઉપર કરવામા આવે છે.

### નામરદી માટે પુર્વકાળના રોમન લોકોનો ઇલાજ.

આગલા વખતમાં રોમનો નામરદીના ઇલાજ તરીકે પુરૂશોના નિટંબ યાને કુલ્લાં ઉપર ચાબકાનો માર મારતા હતા, તેમજ વાંઝણી સ્ત્રીઓની ઉપર પણ એજ ઇલાજ ચલાવતા હતા.

---

[1] એ બંને અંઘોળ કેવી રીતે લેવાય છે, તે માટે વિગતવાર હેવાલ મારા જીવન શાસ્ત્રના ગુપ્ત ભેદોવાલાં પુસ્તકોમાં દર્શાવ્યુ છે. (કરવા)

## નામરદી માટે યાંત્રીક ઈલાજો.

કોઈ વખત દરદીનુ ગુપ્ત અંગ બીલકુલ નિરજીવ થઇ ગયેલું હોય છે,અને તેની રગો સુસ્ત પડી જાય છે. એવા દરદીને અમુક બનાવટનુ તેલ, રગો ઉપર મસલવાની ભલામણ કરવામા આવે છે. વલી એવી રગોને ટેકો આપી સજીવન કરવા માટે,આગલ જણાવેલા હથીયાર 'schlitten†', નો ઉપયોગ કરવો પડે છે, પણ તેની અસર કેવળ તકલદી હોય છે.

જેઓ 'સાઇકીક ઇમ્પોટન્સ'ને નામે આગલ જણાવેલી નામરદીથી હેરાન થતા હોય, તેઓને પોતાના will power યાને 'નિશ્ચય-શક્તી'ને, પોતાના કાબુમા રાખવાની તજવિજ કરવી ઘટે છે, તેમજ મનની બગડેલી હાલત જણાતાંજ, દરદીએ પોતાની સામાન્ય આરોગ્યતાને સુધારવા માટે 'ટોનીક' દવાઓના ઇલાજો ચાલુ કરવાની જરૂરત પડે છે. એવા સંજોગ વચ્ચે દરદીની સ્ત્રી અગરજો બાહોશ અને સમજદાર હોય તો, તે પોતાના ધણીની હાલત સુધારવાના કાંમમા ઘણી મદદગાર થઇ પડે છે. ધ્યાંન રાખવું, કે એવા દરદીને અગર જો, દારૂ, તંબાકુ, કે 'કોકેન' ખાવાની ટેવ હોય, તો તે તુરતજ છોડી દેવી ઘટે છે.

## નામરદી માટે સ્પેનીશ-ફ્લાઇ, એક દવા તરીકે.

નામરદી માટે સંખ્યાબંધ દવાઓ વાપડવાની ભલાંમણ કરવામા આવે છે. એવી દવાઓ માહેલી એક 'કેન્થરાઇડીસ'ને નામે જણાયલી ઇંગ્રેજી દવાને ઘણી અગત્યતા આપવામા આવે છે. અજ્ઞાન અને બેખબર માનસોના હાથમા એ દવા ઘણીજ જોખમભરી થઇ પડે છે. એ દવા 'કેન્થરાઇડીસ' નામની ઝેરી માખોમાથી બનાવવામા આવે છે. એ માખોની પેદાયસ મુખ્ય કરી સ્પેન દેશમા વધારે હોવાથી, તે

† એ કાંમને માટે એવા અનેક 'એપરેટસ' જુદે જુદે નામે જુદા જુદા વખતોએ બનાવેલા મલે છે.

'સ્પેનીશ ફ્લાઇ' ને નામે પણ જણાયલી છે. એમાથી 'બ્લીસ્ટર' બનાવવાનુ તેલ કાઢવામા આવે છે. 'કેનથરીડીન' નામે જણાયલી દવા, એ માખીમાથી બનાવવામા આવે છે. એ દવા અનેક રૂપમા અનેક દરદો ઉપર વપરાય છે. મલમ, ટિંન્કચર, તેલ (બ્લીસ્ટરીંગ લીકવીડ), પ્લાસ્ટર (કેન્થરીડીસ પ્લાસ્ટર) વિગેરે રૂપમા અનેક બનાવટો બને છે. એ દવાના ઉપયોગથી પુરૂષની સુરત પડેલી ઇન્દ્રી ઉશ્કેરાય છે ખરી, પણ વધારે પ્રમાણમા યા વધારે વખત ચાલું લીધાથી શરીરમાં તે ઘણીજ ખરાબ અસર કરે છે, અને તેથી કોઇવાર પ્રાણઘાત પીડાકારી લાગુ પડે છે. અમુક દરદોથી હેરાન થતા દરદીને એ દવા આપવાની મનાઇ કરી છે.

## નામરદી માટે નવી નવી દવાઓ.

મજકુર દવા ઉપરાંત ફોસફરસ, સ્ત્રીકનીન, અને ડામીઆના, તથા યોહીમબીન નામે જણાયલી દવાઓ નામરદીના જાણીતા ઇલાજો તરીકે વપરાય છે. યોહીમબીન માટે આ પ્રસંગે બે બોલ લખવા ઘટે છે.

## 'યોહીમબીન ક્લોરાઇડ,' એક નવી દવા, તેના ગુણ અને અવગુણ.

આ 'યોહીમબીન પશ્ચીમ આફ્રીકામા ઉગતાં યોહીમબીન નામના ઝાડની છાલમાંથી બનાવવામા આવતી એક અકસીર છે, અને તે 'ન્યુરાસ્થેનીક ઇમ્પોટન્સ,' તેમજ મોટી ઉંમરે લાગુ પડેલી નામરદી ઉપર મોટે ભાગે વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. આ યોહીમબીન બે નામે ઓળખાય છે. એક યોહીમબીન રીડેલ, અને બીજું યોહીમબીન સ્પીજેલ. આ બેમાથી છેલ્લા નામની બનાવટ મોટે ભાગે વપરાયમા ચાલુ થેલાતી કહેવાય છે. એ દવા ઇ૦ સ૦ ૧૮૯૬ના સાલમા ડાક્ટર એલ૦ સ્પીજેલે શોધી કાહડી હતી. આ અકસીર 'હાઇડ્રોક્લોરાઇડ ઑફ યોહીમબીન'

ને નામે વૈદક શાસ્ત્રમા નોંધાઇ છે. પુરૂશને લાગુ પડેલી નામરદી ઉપર નાહના 'ડોઝ'મા ચાલુ લીધાથી, આ યોહીમબીન સંતોશકારક પરીણામ આપે છે. એ દવાની અસરથી નીરજીવ યાને દુરબળ થઇ ગયેલી રગોમાં તેજી આવે છે. યોહીમબીન રપીજેલની દસ દસ ટેબ્લેટની કાચની નાહની'ત્યુબ' વેચાય છે. એ દવાની એક એક ટેબ્લેટ દિવસમા ત્રણ વાર ખાધા પછી લેવા ફરમાવે છે. ડાક્ટર યુલેનબર્ગ જણાવે છે, કે અગર જો છથી આઠ દિવસમા એ દવાથી કાંઇબી ફાયદો દરદીને નહી જણાય, તો કોઇ તબિબ પાસે એ દવાનુ 'ઇનજેકશન' લેવુ, યા તો 'ડોઝ'મા વધારો કરાવવો.

આ દવા લીધા પછી અગર જો આંખમાં અગન બલવા લાગે, ફેર આવતા જણાય, અને મોહડાંમા છીક આવવા માડે, તો તેથી દવાનો ઉપયોગ છોડી નહી દેતાં, તે ચાલુ રાખવો, કેમકે શરૂઆતમા થોડાક 'ડોઝ' લીધા પછી, કોઇ કોઇ દરદીમા કોઇક વાર એવી અસર પ્રગટે છે. બીજા હાથ ઉપર અગર જો દરદીને છાતીમાં ધબકારા (પાલ્પીટેશન) થવા માડે, રાતની ઉંઘ ઉડી જાય, અને એવીજ બીજી નિશાણીઓ પ્રગટે તો 'ડોઝ' ઘટાડવાને ભુલવું નહી.

**મ્યુરા પુઆમા (Muira Puama).** આ દવા બ્રેઝીલમા ઉગતાં એક ઝાડમાથી બનાવવામા આવે છે. એમાથી બનાવેલી અકસીર માટે જણાવવામા આવે છે, કે નામરદી ઉપર તે ઉતમ પ્રકારની અસર કરે છે. કેટલાક જરમન તબિબો 'લેસીથીન' નામે જણાયલી એક નવી બનાવટ સાથ મ્યુરા પુઆમાને મેલવી નપુશકોને આપવાની ખાસ ભલામણ કરે છે. પ્રખ્યાત જરમન તબિબ યુલનબર્ગ, આ ભેગી મેલાવટથી બનતી દવાને 'મ્યુરાસીથીન'ને નામે ઓલખાવે છે. આ લેસીથીનને નામે જણાયલી અકસીર મુરગીના ઇડાંની ઝાળમાથી બનાવવામા આવે છે.

## દારૂથી પુરૂશની મરદી ઉપર થતી અસર!

પુરૂશ તેમજ સ્ત્રીજાતના હવસ ઉપર દારૂ કાંઇક અજબ જેવી અસર કરે છે. 'બીર' અથવા 'વાઇન' અગર જો મધ્યમ પ્રમાણમા પીધો હોય, તો તેથી પીનાર શખ્શનો હવસ થોડો ઘણો ઉસકેરાય છે. તેમજ તેનુ મન પણ તેવીજ રીતે ખુશ મીજાજ દાખવે છે. પણ અગર જો એજ દારૂ વધારે પ્રમાણમા પીવાય છે, તો પીનારની મરદી જો કે તેના મનના કરતા વધારે ઉશ્કેરાય છે, પરંતુ તેના મગજની હાલત ઉપર તે સેહજથી અંકુશ રાખી શકતો નથી. એ રીતે દારૂની અસર, પીનારના મન તેમજ હવસ ઉપર એક સરખાં પ્રમાણમા થતી નથી, કેમકે દારૂની અસરથી પીનારનો હવસ જો કે ઉસકેરાય છે, પણ તે પોતાનુ ભાંન અને બુધ્ધી ખોઇ દીયે છે. અને એજ કારણને લીધે, દારૂડીઆઓ હંમેશાં મોટા વ્યભીચારી અને હવસ પરસ્ત હોય છે.

## દારૂથી સ્રીજાત ઉપર થતી અસર.

પુરૂશો કરતાં સ્રીઓ ઉપર દારૂની અસર ઘણીજ કાતીલ ખરાબી કરે છે. પુરૂશોના જેટલા મોટા પ્રમાણમા સ્રીઓ દારૂને જેરવી શકતી નથી. તેઓના મગજની હાલતમા દારૂથી કેવા કેવા ફેરફારો થાય છે, તે કુશળ વ્યભીચારીઓ સારી રીતે સમજતા હોવાથી, નિરદોશ સ્રીઓની ઇજ્જતની મોટી ખરાબી થવાના સંભવ રહે છે! સ્રીઓને દારૂનો લત લાગ્યાથી, અનિતીના ધંધામાં મોડે કે વેહલે પડવાનો મોટો સંભવ રહે છે!

## નામરદીના ઇલાજ તરીકે વપરાતી દવાઓ

સ્રી તેમજ પુરૂશોને લાગુ પડતી આ બીમારી માટે વપરાતી

દવાઓને ઇંગ્રેજી તબિબો 'એફ્રૉડીસીયેક્સ[૧]' કહે છે. તેમજ કામ શક્તીને નબલી કરનારી દવાઓને 'ઍન-એફ્રૉડીસીયેક્સ[૨]' કહે છે. આ દવાઓ માહેલી થોડીક ચુંટી કાહડેલી દવાઓના નામ અત્રે વાંચકની જાણ માટે રજુ કરૂ છુ, પરંતુ ધ્યાન રાખવું કે એ માહેલી કોઇબી દવાનો ઉપયોગ દરદીએ ઘરમા બેસી કરવાની હિંમત કરવી નહી. ભલે તેઓ પોતાના તબિબને એવી દવા માટે સુચના કરે, અને જો તેઓને વાજબી લાગે, તો તે દવાનો ઉપયોગ તેનો તબિબ કરે, કેમકે ઘણી દવાઓ અમુક દરદમાં વાપરવાની મનાઇ કરી છે.

(૧) આર્સનિક, (૨) ઓરાઇ ઍટ સોડી ક્લોરાઇડ, (૩) કેનેબીસ ઇન્ડીકા, (૪) કેનેબીન ટેનાસ, (૫) કેન્થરાઇડીસ, (૬) કોકા, (૭) ડામીઆના, (૮) ફોસ્ફરસ, (૯) પીક્યુથા પોટેન્ટીન કમપાંઉન્ડ, (૧૦) સેન્ગ્વીનેરીન નાઇટ્રેટ, (૧૧) સ્પર્મિન, (૧૨) સ્ત્રીકનીન, (૧૩) યોહીમબીન, (૧૪) ઝીન્ક ફોસ્ફાઇડ, (૧૫) આયર્નને જુદી જુદી બનાવટો, (૧૬) એરગટીન; (૧૭) ઓપીઅમ, (૧૮) સૉ પામેટો (૧૯) સ્ટીલીનજીયા, અને એ વિગેરે બીજી અસંખ્ય વસ્તુઓ એ ફરીયાદ વપરાય છે.

## મરદીની નબલાઇવાલા દરદીને સુચના.

અગરજો લાંબા વખતની કોઇક બિમારીમાથી સાજો થઇ ઉઠ્યા પછી કોઇ પુરૂશની મરદી નબલી પડી ગઇ હોય, અને જો તે 'રક્ત-હીન' (એનિમીયા) થયો હોય, તો તેને પોતાના શરીરની સામાન્ય

૧. એ નામે જણાયલી દવાઓના ગુણદોશની વ્યાખ્યા ડા૦ ગેરેડ આ પ્રમાણે આપે છે :-

"Aphrodisiacs are medicines which possess the power of exciting sexual feelings and the venereal function in either sex; and [2] anaphrodisiacs, those which diminish the same." A. B. Garrod M.D., F.R.S.

તબીયતને શકતી આપવાના, અને ખાધેલો ખોરાક હજમ થાય એવા ઇલાજો ચાલુ કરવાની સુચના થઇ શકે છે. તેજ વખતે એવા દરદીએ પુસ્તીકારક ખોરાક લેતા રેહવું. લોહી વધારનારી દવાઓનુ સેવન કરવું, અને કબજીઆત થવા દેવી નહી. એવી વખતે એવી ફરીયાદ માટે પ્રખ્યાત કેમીસ્ટ પાર્ક ડેવીસની અનેક દવાઓ તઇઆર મલે છે, તેનો ધર મેલે ઉપયોગ કીધાથી મંદ પડેલી મરદી પાછી ધીમે ધીમે અસલ હાલત ઉપર થોડા વખતમા આવી જાય છે. ધ્યાન રાખવું, કે એવા દરદીએ પાક, ચાકુતી, કે લેપ યા તેલનુ સેવન કીધાથી નફા કરતા નુકસાન વધારે થવાના સંભવ રહે છે.

પુરૂશને નામરદ બનાવનારી દવાઓ.

પુરૂશની મરદીને જાગરૂત કરનારી કેટલીક વસ્તુઓની ટીપ આપ્યા પછી, પુરૂશની મરદીને મંદ યાને સુસ્ત કરનારી કેટલીક દવાઓ પણ હોય છે. અમુક દુખ દરદના સંજોગ વચ્ચે એવી દવાઓનો ઉપયોગ કરવાની તબિબોને ફરજ પડે છે. આ દવાનો કાંઇક ઉપયોગ કોઇવાર કપાત્ર વેસ્યાઓ કપટ ભાવથી પોતાની પંકતીની હરીફોને હેરાંન કરી પજવવા માટે બંગાલ પ્રાંતના અમુંક ગામમાં કરતી સંભલાઇ છે! એ દવા માટે મે મારાં આગલાં પુસ્તકમા લંબાણુ લેખ લખ્યો છે. એવી દવાઓ આગલ કહ્યું તેમ 'એનએફ્રોડીસાયેક'ને નામે જણાયલી છે.

પુરૂશમા નામરદી ઉતપંન્ન કરનારી દવાઓ.

(૧) પોટાસ્યંમ બ્રોમાઇડ, (૨) એમોનિયમ બ્રોમાઇડ, (૩) સોડીયંમ બ્રોમાઇ, (૪) હેમલોક (કોનાયંમ), (૫) કેમ્ફર (૬) સેલિકસ નાઇગ્રા, (૭) મોરફિયાથ, (૮) જેલ્સીમીઅંમ, (૯) હાયોસીન, (૧૦) એમોનિયંમ અને બિગેરે.

## નામરદી માટે 'ઑરગૅનોથીરૅપી'વાલી દવાઓ.

આગલા સફા ઉપર લખ્યા પ્રમાણે 'ઑરગેનોથીરેપી'ની કેટલીક બનાવટો, પુરૂશની મંદ પડેલી મરદીને ફરીથી સજીવંન કરવા માટે ખાસ ઉપયોગમાં લેવાવા લાગી છે. 'ફ્રેશ–આલ્બ્યુમીન' નામની બનાવટ ઘણીવાર દરદીને મોટો ફાયદો કરે છે, એમ ડા૦ રોબર્ટ ટેલર જણાવે છે. એવીજ રીતે 'થાઇરૉઇડ એકસ્ટ્રેક્ટના ટેબ્લેટ' નાહના પ્રમાણમા દિવસમા બેથી ત્રણ વાર તબિબોની સલાહથી લેવા, અને એકથી બે અઠવાડીયાં તે ચાલુ લીધા પછી થોડાક દિવસોનો ગાળો નાખી, જો જરૂર પડે તો પાછાં ચાલુ કરવાં. બીજી બનાવટોમાં લેસીથીન, ન્યૂરો-લેસીથીન, ન્યુરો-ટોનીક ટેબ્લેટ, એન્ટીરીઅર-લોબ-પીટયુટરી ગ્લેન્ડ, વિગેરે એવી અનેક બનાવટો બાહાર પડી છે, જે કેમ લેવી, કયારે લેવી, અને કેવા દરદીએ લેવી, તે એકાદ કુશળ તબીબ દરદીને ફરમાવી શકશે.

## સાંઢાના તેલ, લેપ, અને માલીસ કરવાની દવાઓ.

એવા દરદીઓ અગર જો એવું સમજતા હોય, કે તેમની શકતી મંદ યાને નબળી પડી જવાને લીધે તેઓની એવી હાલત થઇ છે, માટે મોંઘી કિમતે વેચાતાં બજારૂ તેલ, લેપ, અને હકીમની પટીઓનો ઉપયોગ કીધાથી તેમની હાલત સુધરશે, તો તેવા ભોલા અજ્ઞાનોની બેહતરી માટે, અતરે ટુંકમા જણાવવાની ફરજ સમજી અત્રે જાહેર કરવું પડે છે, કે એવી લગાડવાની અને માલીસ કરવાની દવાઓ બીલકુલ નજીવે દામે ઘરમા બનાવી શકાય છે. એ એક કેવળ ઠગીંગ છે, અને પરજવંત દરદીના ખીસાં ખાલી કરવા જેવું એક 'હંબગ' છે!

## સાંઢાનુ તેલ!

સાંઢાને નામે જણાયલા જાનવરોના તેલ કાઢવાનુ કામ આજથી ચાલીસ વરસ ઉપર, આ પુસ્તકના અહના લખનારે દીલ્હી શેહરમા

નજરે નજર જોયું હતું, કે જ્યારે એ સાંઢાના તેલના નામની મુંબઇમાં કોઇનેબી ખબર વટીક હતી નહી. એ સાંઢાના તેલ કરતાં વધારે સારાં, અને વધારે અસર કરનારાં તેલ ઘણુજ સસ્તામા બનાવી શકાય એવું જરમન તબિબો સુચવે છે, અને તે હિયાં બનાવી શકાય છે.

### મરદી અને નામરદી !

મિત્ર, હુ ધારૂ છું કે આ વિશય ઘણો લાંબો લખાયો છે, પણ મારે મનથી તે હજી ઘણો અધુરોજ રહેલો છે, કેમકે નામરદોને પાછા મરદીમા લાવવા માટે હજી બીજા અનેક જાતના ઇલાજો દરશાવવાના રહી ગયા છે. દાખલા તરીકે 'હાઇડ્રોથીરેપી' તેમજ 'ઇલેકટ્રોથીરેપી,' અને એવાંજ બીજા ઇલાજો વિશે જાણવું તેમજ જણાવવું જરૂરતનુ છે. પણ તેવા ઇલાજ દરદીઓને નકામા જેવા થઈ પડવાનો સંભવ છે, કેમકે તેઓ અનુભવ વિના કદીબી પોતાની સારવાર તેવા ઇલાજો વડે ઘર બેસે કરી શકે એમ નથી. એકજ ચીજ એવા દરદીએ જે ધ્યાનમા રાખવાની છે, તે એ કે તેને લાગુ પડેલી બિમારી કઇ જાતની છે, અને તેનુ ખરૂ કારણ શું છે, તે એક વખત ખરેખર જો માલમ પડ્યું, તો પછી તેનો ઇલાજ કરવો સેહલ થઇ પડે છે.

ડા. દુવાગીર

D. H. P.

